# મધુર-મધુરી.

## મુંબઇની મોહિની.

### ચિત્રો સહિત.

કર્ત્તા

**નગીનદાસ મંછારામ,**

અધિપતિ "પ્રકાશ" તથા "ગડગડાટ" અને "ચબ-ચબ"

તથા

"ચરિત્ર માળા"–"બાળ વિધવા રૂપસુંદરી"–"કામાવતી"

"નટવર,-ચંડાળ ચોકડી અથવા મ્હોટાનાં છોકરાં"

વગેરે વગેરેના કર્ત્તા.

**મુંબઈ:**

"સાંજ વર્તમાન" પ્રેસ.

ઈ. સ. ૧૯૦૫.

પ્રિય બંધુ

રા. રા. આત્મારામ પુરૂષોત્તમ ઝવેરી,

તે

જાણીતા જશવંત સોની તથા ઝવેરી

**મેસર્સ રામજી ભગવાન એન્ડ બ્રધર્સની**

સોનાં તથા ઝવેરાતની પ્રખ્યાત દુકાન દિપાવનાર, વધારનાર,

અને હાલની ઉંચ પંક્તિએ પોહોંચાડનાર,

તેમજ સાહિત્ય તરફ પૂર્ણ પ્રેમ ભાવ બતાવી

તેને યથાયોગ્ય આશ્રય આપવાને

હંમેશાં તત્પર રહેનાર

તે

**મારા મનહર મિત્રને.**

**આ પુસ્તક**

**સ્નેહ સંબંધ સ્મરણાર્થે**

શુધ્ધ અંતઃકરણથી

**અર્પણ**

કર્યું છે.

શ્રી જન્માષ્ટમી, લી૦ સ્નેહાધિન

શ્રાવણ, સંવત ૧૯૬૧. કર્ત્તા.

**संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।**
**यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवं ॥**

"જે કુળમાં સ્ત્રીથી પુરૂષ, અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહે છે, અર્થાત બંનેને પરસ્પર પ્રીતિ રહે છે, તે કુળનું સદા કલ્યાણ થાય છે."

"માનવ ધર્મશાસ્ત્ર."

# આ

# પુસ્તકમાં

માત્ર એક કલ્પિત સંસારી ચિત્ર વાર્તા રૂપે ચિતાર્યું છે, અને તેમ સાંપ્રત વૃદ્ધિ પામેલો પર નારીના પાસનો મુખ્ય ચિતાર આપ્યો છે. કેટલાકોનું કહેવું એવું પણ મેં સાંભળ્યું છે કે, હલકી સ્ત્રીઓનાં કર્તુકાની વાતો વાર્તામાં પ્રગટ કરવી, અને તે સ્ત્રી પુરૂષોએ વાંચવી, એથી તેમની મતિ ભ્રષ્ટ થાય છે! પણ વાહલા વાંચનાર! ભોળાઓ ભોળાઇથી મોહ જાળમાં ફસી પડી ખુવાર થઇ બીજાઓને પણ ખુવાર કરે છે જેથી પરનારીના પાસમાં પડતી વિપત્તિ, તેમાંથી થતી તન, મન, ધનની હાની, તેમાંથી મળતો સંકટમય સાર, અને તેમાંથી નીપજતાં દુ:ખદાયક પરિણામોનો પ્રકાશ જ્યાં સુધી વાંચનારને વિદિત થાય નહીં, ત્યાં સુધી તેમાંથી સદ્બોધ સંગ્રહવાનું જ્ઞાન અને ભાન આવે નહીં, અને તેવા હેતુથીજ ભોળાઓનાં મગજ ઉપર સાચો પ્રકાશ પાડનારૂં ખાસ વર્ણન આ પુસ્તકમાં કર્યું છે, માટે જેઓ સદ્બોધ ગ્રહણ કરવા પ્રત્યેજ પોતાની મતિની ગતિ કરવામાં સન્માર્ગ સમજે છે, તેઓને મારી નમ્રતાપૂર્વક વિનંતિ છે કે, આ પુસ્તક વાંચીને તેઓ સાચો ભાવાર્થ સમજી કુમાર્ગથી દૂર રહેશે.

કોઇ એક પુસ્તકમાં ધોળી ને કાળી—બંને બાજુનો ચિતાર આપ્યા શિવાય, ધોળી બાજુ કઇ ને કાળી બાજુ કઇ, તેની તુલના કરવાનું બની શકતું નથી, એ સિદ્ધાંત છે; માટે કોઇ પણ પુસ્તક વાંચીને કુબોધ ને સબોધની તુલના કરીને તેમાંથી સદ્બોધ

સંગ્રહવો, એજ સુજ્ઞતા ને સન્મતિનું લક્ષણ છે. પ્રખ્યાત કવિ કોલ્ટન કહી ગયો છે કે:-

" I have somewhere seen it observed, that we should make the same use of a book that the bee does of a flower; she steals sweets from it, but does not injure it."

" મેં કોઈક સ્થળે એવું દર્શાવેલું દીઠું છે કે, મધમાખ જેમ એક પુષ્પનો ઉપયોગ કરે છે, તેમજ આપણે પણ ચોપડીનો તેવોજ ઉપયોગ કરવો જોઇએ; તેણી તેમાંથી મિઠાશ લઇ લે છે, પરંતુ તેણી પુષ્પને ઇજા કરતી નથી."

આજ પ્રકારે આ પુસ્તકનાં વાંચનમાંથી માનવંત વાંચનાર સાહેબો માત્ર મિઠાસ—સદ્બોધ સંગ્રહવા પ્રત્યે લક્ષ આપશે, એજ મારી વિનંતિ છે.

લી૦ સેવક,

કર્ત્તા.



# પારસમણી

યાને

# મણીતેજ.

લખનાર—ચકોરચંદ્ર.

વાંચો બીજી બાજુ.

સંસાર સુખ મેળવવાનું અપૂર્વ સાધન.

# પારસમણી

યાને

# મણી તેજ.

૧૭૬૧

લખનાર ચકોરચંદ્ર.

સુખની શોધમાં ફરનારાઓને દુઃખ દૂર કરવા ઇચ્છતાઓને, લક્ષ્મીના ભોગ ભોગવનારાઓને, ગરીબાઇમાંથી તવંગરી ખેલનારાઓને, પોતાને તેમજ બીજાઓને વશ કરનારાઓને, નાના મોટા સરવેનાં મનપર સત્તા મેળવવા ચાહનારાઓને માટે આ પુસ્તક એક ઉત્તમ સહાયક અને મદદગાર છે. મેસમેરીઝમની વિદ્યા ગમે તેવા થોડા ભણેલાઓને સમજી શકાય તેવી ભાષામાં સંપૂર્ણ વર્ણવી છે. **કોઈ પણ જાતની દવા વગર સઘળા રોગો સારા કરવાના ઉપાય** આ **પારસમણી**માં વીગતવાર વર્ણવવામાં આવશે.

નીચલે ઠેકાણે પોસ્ટકાર્ડથી નામ નોંધાવો અથવા વીગત માટે લખો.

**શા૦ ઝવેરીલાલ માણેકલાલ ઘડીયાળી.**

ઠા૦ ઝવેરીબજાર, સટ્ટાગલી, વકીલનું ઘર—મારકેટ, **મુંબઈ.**

# માથાંનો શણગાર.

ચીનાઈ



બ્રધર્સ

ફેંટા, ટોપીના વેપારી.

૧૪. કાલબાદેવી મુંબઈ.

## ખાસ ઘટાડેલા ભાવો.



"ઈશ્વરે આપણું જુગતું જોડું બનાવ્યું છે." (પાનું ૧.)

# મધુર—મધુરી.

## મુંબઈની મોહિની.

### પ્રકરણ ૧ લું.

**દોહરો.**

મધુર—મધુરી મોહિની, મુંબઇમાં મશહૂર;
મોજ મઝા માને મહા, મનમાની મગરૂર!

**મનસ્વી મોજ!**

"મારા મનહર મધુર તમે મારા માનીતા મોહક છો!" મધુરી પોતાના પતિ પ્રત્યે બોલી "મારા મનવાંચ્છિત મેવા રૂપ માત્ર આપની માંગ્લિક મૂર્તિજ છે!"

"મધુરી! જેમ તું મને માને છે, તેવીજ રીતે હું પણ તને મારી માનીતી મધુરી માનું છું. ઇશ્વરે આપણું જુગતું જોડું બનાવ્યું છે, અને તે અખંડ રાખે એટલે બસ." મધુર પોતાની પ્રિયા પ્રત્યે બોલ્યો "પતિ ને પત્નિ સમાન સ્વભાવનાં, યોગ્ય વૃત્તિનાં અને આનંદી હોય એ તો આપણાંજ સંબંધમાં જોવામાં આવે છે! આપણાં જેવાં ભાગ્યવંતા જોડાં આ દુનીઆમાં ભાગ્યેજ હશે! આહા! રૂપ, ગૂણ અને સ્વભાવમાં આપણાં મળતાવિષે કોઇને પણ સાનંદાશ્ચર્યતા ઉપજાવે તેમાં શક નથી!"

"યોગ્ય છે પ્રાણનાથ." મધુરી મંદ સ્વરે બોલી "પણ વારૂં હું આપને પૂછું કે, કેટલાક પુરૂષો પર સ્ત્રીપર કૂદષ્ટી કરે છે, તેમજ કેટલીક સ્ત્રીઓ પર પુરૂષપર કૂદષ્ટી કરે છે તેનું કારણ શું? શું તેમની મનોવૃત્તિ એટલી નિર્મળ તેથીજ કેની?"

"તે પણ ખરૂં, અને મુખ્ય કારણ તો એજ કે જે પતિ પત્નિ પોતપોતામાં સંગીન પ્રેમ ધરાવતાં નથી અથવા ખરો પ્રેમ શું, તેમજ પતિ પત્નિની ફરજ શું, તે જેઓ સમજતાં નથી, તેઓ એવી અવળી ને ચલિત મનોવૃત્તિનાં હોય છે; પરંતુ જે જોડાં વચ્ચે અચળ પ્રેમ, અને ભરપૂર ભાવના સમૂળ હોય છે, તેઓનાં મન કદી પણ પર પ્રત્યે દોરવાતાંજ નથી. તે માટે પતિ પત્નિ વચ્ચેનો પવિત્ર પ્રેમ સદા શ્રેષ્ટ સચવાવો જોઇએ, અને તે પ્રેમગાં કોઇ પણ પ્રકારની અપૂર્ણતા હોવી નહીં જોઇએ, એજ મુખ્ય સમજવાનું છે. આપણી વચ્ચેનો પ્રેમ તેવો અત્યોત્તમ હોવાથી આપણી મનોવૃત્તિ અન્યોઅન્ય શિવાય પર પ્રત્યે દોરાતી નથી."

"આપની આ સમજણ યોગ્ય છે, અને ઇશ્વર આપણ બંને વચ્ચેનો હાલનો પ્રેમ પ્રકાશ સદા આવો ને આવોજ ઝળકતો રાખે એજ આપણી મનઃકામના છે." મધુરીએ કહ્યું "ત્યારે પ્રાણનાથ, આપનો પેલો મિત્ર ચંડાળશંકર તો જુઓની કેવો નઠારો માણસ છે! તે પોતાની બાયડીને કોઇ પણ રીતનું સુખ આપતો નથી, અને તેણીને ઘણી રીતે દુઃખ દે છે! કોઇ દિવસ રાતના તો તેને ઘરમાં સૂવું પણ નહીં, અને ગમે ત્યાં સાત ને દાહડો ભટક્યાજ કરે છે! એને આપ કેમ સુધારતા નથી?"

"હું તો એને ઘણાંએ ખાસડાં મારૂં છું, પણ એને કશી શીખામણ લાગતીજ નથી તો!"

"તો પછી એવા માણસની સોબત કરવાથી લોકમાં આપને માટે પણ નબળો વિચાર પથરાય કેની? આપે એવા નબળા માણસની સોબત કરવી લાજમ નથી. કયાં તો આપ એને સુધારો, અને તે જો નહીંજ સુધરતો હોય તો તેની સંગત આપ છોડી દો."

"સંગત છોડું તો તે ઓર વધારે બગડે. ગમે તેમ કરીને પણ હું તેને સુધારીશ, અને તેનેજ માટે હું મેહેનતમાં છું વાહલી."

"આપ મેહેનત કરી જુઓ, પરંતુ જો તે સુધરે નહીં તો પછી તેને આપ તજી દો."

"જોઉં છું. થોડા દાહડા હજી પણ યત્ન તો કરીશજ, પછી તો થાય તે ખરૂં."

"પણ પ્રાણનાથ, આપ જ્યારે ઑફીસમાં પધારો છો ત્યારે તો મને આખો દાહડો ઘરમાં ગમતું પણ નથી! માટે ઑફીસમાં મને પણ સાથે લેતા જતા હો તો કેવું સારૂં!"

"ઑફીસમાં તું આવે તો પછી કામ કાજમાં ચિત્ત લાગે નહીં."

"પણ ત્યારે મને પણ આપનાં વગર ઘરમાં ગમે નહીં તેનું, કેમ? મને તો આપની છબિ અહોનિશ પાસેની પાસે જોવી જોઇએ, કે જેથી મારા વાહલાનો વિયોગ પળવાર પણ મને લાગે નહીં; માટે ગમે તેમ કરીને ઑફીસમાં પણ મને સાથેજ રાખો."

"તેમ તો નહીં બને; તોપણ હું તને એક રસ્તો બતાવું છું. હું ઑફીસ જાઉં તે દરમ્યાન આ મારા ફોટોગ્રાફને તું તારી નજર

આગળ રાખી મૂકજે ને તે જોઇને સંતોષ માનજે. હું પણ તારો ફોટો ઑફીસમાં લઇ જઇને મારા ટેબલપર મૂકી રાખીશ, જેથી મને પણ તારૂં મુખારવિંદ મારી સન્મૂખનું સન્મૂખજ દેખાયાં કરે."

"અને તમે તો કહો છો કે ઑફીસમાં હું આવું તો તમને કામકાજમાં ચિત્ત લાગે નહીં, તો મારો ફોટો જોયાં કરશો તેથી કામકાજમાં હરકત નહીં થાય ?"

"નહીં; તેમાં કંઇ નહીં. ફોટોની વાત જુદી ને તું પોતે આવીને બેઠી હોય તે વાત જુદી."

"બરાબર છે! આપને મોંઢેજ ઇનસાફ! હવે આપ વિચાર કરો કે હું પણ જો આપનો ફોટો મારી આગળ ધરી રાખું તો તે વાત જુદી, અને 'આપ પોતે પ્રત્યક્ષ હો તો તે વાત વળી જુદીજ' કેની? ત્યારે હવે બોલો કે આપનો ફોટો ગમે તેટલો મારી પાસે રાખી મૂકું, તોપણ આપની પ્રત્યક્ષ મૂર્તિ જેટલો સંતોષ તો મને નહીંજ થાય કેની?"

"તે તો ખરૂંજ; પણ તારાં મનને થોડો ઘણો સંતોષ આપવાને માટે રસ્તો મેં બતાવ્યો છે વાહલી! તે શિવાય બીજો ઉપાય નથી! તેમ છતાં વળી આગળ જતાં તને ઑફીસમાં લઇ જવાની કંઇ જુદીજ ગોઠવણ થઇ રહેશે."

"ભમે તેમ કરજો, પણ ઑફીસમાં તો મને સાથેજ લઇ જજો પ્રાણનાથ."

"જોઇશ કંઇ પણ બનતી તજવીજ કરીશ. ઑફીસમાં તેવી કંઇ સગવડ કરવી પડશેની!"

" તે કરજો. આ તમારી વાહલીને માટે પચ્ચીસ રૂપીઆ વધારે ભાડું ભરજો. તેટલા પચ્ચીસની કસર બીજા કોઇ કામમાં પરમેશ્વર આપી દેશે; પણ આખો દાહડો આપનો વિયોગ તો મારાથી નહીં વેઠાય! હું તો આપની ગેરહાજરીમાં ઉદાસ ચેહેરે વીલું મોં કરીને આ ' ઇઝીચેર ' પર સુસ્તની માફક પડી રહું છું, અને જ્યાં સુધી આપ પાછા ઘેર પધારો છો ત્યાં સુધીમાં તો મારૂં દરરોજ શેર લોહી બળી જાય છે ! "

" વારૂં પણ હવે થોડા દાહડામાં તારી મરજી મુજબની તજવીજ કરીશ. માત્ર થોડા દાહડા ધીરજ રાખ. આજથીજ હું તે વિચારમાં છું, અને તારી વાત સાંભળીને મારા મનમાં પણ એમજ થયું છે કે હવે તને મારી સાથેજ ઑફીસમાં બેસાડવી. "

" તમે કેહેશો તો એક ટેબલપર આપણે બંને સાથે બેસીશું ?"

" તે તો તદ્દન હસવા જેવું લાગે વાહલી ! તારી બેઠક જુદાજ રૂમમાં રાખવી પડશે."

" પણ તે એવી રીતે રાખજો કે દૂર બેસવા છતાં પણ આપણે એક બીજાનું મોં જોઇ શકીએ. "

" તેમજ કરીશ. "

આમ મનની મોજ મારતાં અને વાતોના તડાકા ચલાવતાં તેઓ બેઠાં છે, એટલામાં ચંડાળશંકર આવી પોહોંચ્યો. તેને જોતાંજ મધુરી અંદરના રૂમમાં ચાલી ગઇ; કેમકે તેણી તેને નઠારો માણસ જાણતી હોવાથી તેની સન્મૂખ બેસવાને તેણી પસંદ કરતા નહોતી.

" કેમ ભાઇ સાહેબ, શું થાય છે ? મડમ સાહેબ સાથે વાતમાં

હતા શું ? મેં આવીને તમારાં રંગમાં ભંગ કીધો ! અરરર ! મેં પણ ભૂલ કરી !" ચંડાળશંકરે આસ્તે રહીને હસ્તે ચેહેરે કહ્યું "માફ કરજે ભાઇ ! તમારી વાતોમા આજે મારા આવવાથી ખલલ પડી!"

"હવે ટાહેલાં કરવાનાં છોડી દેની ! તું આવ્યો કે બસ જણાયો!" મધુરે ધીરે સ્વરે જણાવ્યું "લગાર આસ્તેથી વાત કરજે; કેમકે પેલી સાંભળશે તો પિડા થશે, અને ઘરમાં કંકાશ જાગશે !"

"ઓત્તારીની ! બાયડીથી પણ આટલો બધો બ્હીએ છે કે !" ચંડાળશંકરે પણ ધીરે સાદે કહ્યું "એમજ જો બાયડીનો ડર રાખીએ તો મરદ શું કામના ? તેના કરતાં તો બંગડા પેહેરીને બેસીએ તો વધારે સારૂં ! હું તો મારી બાયડીથી જરા પણ ડરતો નથી ! તું તો બાયલો છે બાયલો ! સુધારાનો ખાં ખરોની, એટલે મિસિસનો ગુલામ બને તોપણ ના નહીં !"

"હવે મશ્કરી મૂકી દેની !" મધુરે જણાવ્યું "બોલી જા, બીજી શી ખબર છે ?"

"ખબર ખાસી ખુશ ખુશ ! આજે મારા એક મિત્રના બંગલામાં પેલી છબિલીનો નાચ ઠરાવ્યો છે, અને તેને માટે તારી પાસે આવ્યો છું કે તું આવી શકશે કે કેમ ?"

"ક્યારે ?"

"રાતના નવ વાગે જઇશું તે પાછા કાલે સહવારમાં આવીશું. કેમ, હાક કેની ?"

"આખો રાત તો મારાથી નહીં થોભાય ભાઇ ! એ તો નહીંજ બને !"

"કેમ વારૂં? બાયડી મારે શું? એટલો બધો બાયડીનો ત્રાસ છે!"

"તું તો મુરખનો સરદાર છે! ઘરમાં કંકાશ થાય નહીં તેવી રીતેજ કામ કરવાનું. જે કામ તદબીરથી થાય તેમાંજ મઝા છે. બાહાર ગમે તેવી મોજ કરવી, પણ ઘરમાં તેની જરા પણ ગંધ થવા દેવી નહીં તેનું નામજ ઉસ્તાદી ને ખરી ખુબી!"

"પણ ત્યાં રાત આખી રેહેવું તો પડશેજ. તું જાણે કે અધવચમાં સટકી આવું, તે તો નહીં બને!"

"અને આખી રાત રેહેવાનું મારાથી પણ નહીં બને!"

"નહીં બને તો ગટરમાં પડ! હું તો મારે જઇશ. પછી તું એમ નહીં કેહેતો કે મને મૂકીને ગયો!"

"પણ ત્યારે દાહડાનુંજ ઠેરવોની. તેમ નહીં બને?"

"છટ, છટ! દાહડે તે વળી રાત જેવી ગાયનની લેહેઝત આવે કે? તું તો ઘેલો છે ઘેલો!"

મધુર થોડીક મિનિટ સુધી વિચારમાં પડી ગયો, અને લગાર જુસ્સામાં આવીને બોલી ઉઠયો "વારૂં ઠીક છે; ગમે તેમ રસ્તો કરીશ."

"પણ જોજે, પછી ફરકી જશે તો કામ નહીં આવે! માટે ચોક્કસ જુવાબ દે?"

"ચોક્કસ આવીશ."

"તું કહેતો હોય તો રાતના તને બોલાવવા આવું? કેમ શું વિચાર?"

"નહીં; હું પોતેજ તારે ઘેર બરાબર આઠ વાગામાં આવી પોહોંચીશ, અને પછી આપણે ત્યાંથી બંને સાથે જઇશું."

"વારૂં, તેમાં પણ વાંધો નથી. તે પણ ઠીક છે. હવે હું રજા લઇશ; કેમકે હજી તો મારે તેને લગતી કેટલીક ગોઠવણ કરવાની છે." કહીને ચંડાળશંકર ચાલતો થયો.

મધુર હવે વિચાર કરવા લાગ્યો કે "રાતના જવું તો ખરૂંજ, પણ મારી મધુરીને હવે કેવી રીતે સમજાવવી તે મોહટી પંચાતી છે! તેણીની રજા માંગવા જઇશ તો તેણી કદી પણ હા પાડશે નહીં, અને તેણી પોતે મારી સાથે આવવાની હઠ લેશે! માટે કોઇ બીજી તદબીર ચલાવવી જોઇશે." આમ થોડી વાર સુધી સ્વતઃ મનમાં ને મનમાંજ ગોઠવણના ગોટા વાળતાં છેવટે તેણે એક યુકિત શોધી કહાડી, અને તે બોલી ઉઠયો "ઠીક છે! આ રસ્તો બરાબર છે. રાતના સાડાસાતને સુમારે એક દલાલ અહીં આવીને ઘોંઘાટ કરે કે 'રૂના ભાવમાં જબરી ઉથલપાથલ થઇ ગઇ છે, માટે હમણાં ને હમણાં બજારમાં ચાલો; નહીં તો તમારા સોદાની ભારે ખરાબિ થઇ જશે!' આ વગેરે તે દલાલ કહેશે કે તરતજ હું તેની સાથે ગભરાયલા જેવો બનીને નીકળી પડીશ. પછીની વાત પછી; પણ પ્રથમ તો આ તદબીર પેહેલા નંબરની થઇ શકશે." આમ વિચાર કરીને તેણે પોતાના દલાલને તાબડતોબ તેડાવી મંગાવ્યો, અને તેને ઉપલી જુગતીથી સમજાવી દીધો, જે બરાબર સાંભળી લઇને દલાલ તરતજ વિદાયે થઇ ગયો.

હવે મધુરી પાછી અંદરથી આવીને બોલવા લાગી "પ્રાણનાથ, આ માણસ આવ્યો હતો તે કોણ હતો વારૂં?"

"એ તો રૂનો મોહટો દલાલ છે વાહલી."

"રૂમાં આપને તો સારો નફો છેની પ્રાણનાથ?"

"હજી કંઇ કહેવાય નહીં; કેમકે ભાવમાં દરરોજ મોહટી ઉથલપાથલ થાય છે, અને ઘડી ઘડીના રંગ બદલાય છે! રૂના બજારમાં તેજી ને મંદી બંનેનો જબરો ધુમ્મસ ચાલે છે ને મામલો ઘણોજ તોફાની છે! જે થાય તે ખરૂં!"

"પણ આપને ખોટ છે કે નફો છે?"

"તે કંઇ કહેવાય નહીં! મામલો બારીક છે, અને આજે મારો તમામ સોદો સરભર કરી નાંખવાનો વિચાર છે. આજના ભાવે બધો સોદો બંધ કરી દઉં તો પચાસેક હજાર રૂપીઆનો નફો રહે. એ લાખનો નફો તો તણાઇ પણ ગયો! લોભમાં વાત વંડી ગઇ!"

"અરરર! તેજ વખતે નફો ચોખ્ખો કરી રાખ્યો હોત તો કેવું સારૂં થાત! તોપણ હવે જે મળે તે લઇને ઉંચા બેસજો. વળી રંગ જોઇને નવો વેપાર કરજો. કેમ સ્વામિનાથ ખરૂં કેની?"

"આજે તેમ કરવાનોજ વિચાર છે. રાત્રે દલાલને બોલાવ્યો છે. તે વખતે જે ભાવ હશે તે ઉપર વિચાર. નસીબમાં હોય તેટલુંજ મળે કે જાય. મોહટી વાત નસીબની!"

"તે તો છેજ, તોપણ સંભાળીને ચાલવામાં પણ ચતુરાઇ છે."

આમ વાત કરીને સાયંકાળ થતાં પેહેલાં તેમણે ભોજન કરી લીધું, અને ભોજન કીધાં પછી મધુરી બોલી "પ્રાણનાથ, આજે ફરવા જવું નથી?"

"અરે ફરવાને ક્યાં આગ લગાડે છે! આજે વેપારની ઉથલ પાથલમાં જીવ છે, અને જે ઘડી જાય છે તેમાં પેલો દલાલ આવ-વાની રાહ જોતો હું બેઠો છું."

"તે દલાલની સાથે તમારે શું બહાર જવું પડશે કે?"

"હાસ્તો. જાતે જઇએ તેનો રસ્તો ન્યારો છે. 'આપ મુવા વગર સ્વર્ગે નહીં જવાય' એ જાણે છે?"

"ત્યારે તો તમે મને મૂકીને રાતના બાહાર જશો!"

"વેપાર રોજગાર માટે જવું પણ પડે; પણ જોજે! તે વખતે કંઇ ભલતું બોલી મને અપશુકન કરતી નહીં. બાહાર જાઉં તે વખતે મને ટોકતી નહીં. મને તે વાતનો ઘણો વેહેમ છે."

"વારૂં પ્રાણનાથ." કહીને મધુરી ઉદાસ વદને બેઠી.

એટલામાં દલાલ દોડતો આવ્યો, અને કરેલી ગોઠવણ પ્રમાણે ગભરાટમાં બોલ્યો "શેઠજી, આપ બજારમેં ચલીએ! રૂઇકી જબરી-ઉથલપાથલ હો રહીં હય! મિનિટ મિનિટમેં પાંચ દસ ટકા વધઘટ હોતી હય! આપકે આયે બિના કુછ સોદા પટેગા નહીં શેઠજી!"

"ચલો તો મેં આતાહું." કહીને મધુર ઉતાવળમાં કપડાં પેહેરી પેલા દલાલ સાથે ઝટપટ નીચે ઉતરી પડયો, અને રસ્તામાં એક ભાડુતી વિકટોરિયામાં બેસી તેઓ બંને વિદાયે થયા. બાદ નાકા-પરથી દલાલ ગાડીમાંથી ઉતરી પડયો, અને મધુરે તરતજ ચંડાળ-શંકરને ત્યાં જઇ તેને નીચેથીજ બોલાવી લીધો, અને ત્યાંથી તેઓ બંને વાલકેશ્વરના ઠરાવેલા બંગલામાં છબિલીનાં ગાયન સાંભળવાને પોહોંચ્યા.

આણી તરફ મધુરી ઘરમાં સ્વામિ વિના શોક સંતાપ કરતી એકલી બેઠી, અને થોડી થોડી વારે પોતાના પતિનાં આવવાની રાહ જોતી બારીમાં ડોકિયું કરવા લાગી! આખી રાત્રિ એવીજ રીતે તેણીએ પસાર કરી, અને તોપણ મધુર નહીં આવવાથી તેણીનો જીવ તરેહવાર ફીકર ચિંતામાં પેઠો! તેણી અત્યંત ગભરાતી બેઠી! પણ લાચાર! તેણી બિચારી શું કરી શકે! માત્ર કલ્પાંત કરતી અને નિઃશ્વાસ નાંખતી રૂદન કરી રહી!

---

## પ્રકરણ ૨ જું.

---

### દોહરો.

ગંમત ગાનામાં ઘણી, હાહા હીહી થાય;
મિત્રો મોજે મહાલતાં, વાહવા વાત વદાય!

### ગાન–તાન–ગુલતાન!

વાલકેશ્વરમાં શેઠ ઢઉવાજી ધનપાળશાનો બંગલો બડા બહારમાં આવેલો છે. દરિયા કિનારાપર તે બંગલો ઘણા ભપકામાં શણગારેલો છે. તેને ફકત એકજ માળ છે, અને એક દિવાનખાનું તથા ચાર ઓરડા છે. ઉપર અને નીચે સરખા રૂમો રમણિકતામાં શણગારેલા છે. આટલો નાહનો બંગલો છતાં તેને ૩૬૫ બારી બારણાં છે, અને તેથી હવા આવવામાં મણાં નથી. નીચેના ભાગમાં માત્ર સાધારણ ફરનીચર છે, પણ ઉપરના ભાગમાં સુંદર શણગારેલો સામાન છે. બંગલાનો ભવ્ય ભપકો ઘણો તોફા દેખાવ આપે છે. ચાર રૂમમાં ચાર જુદા જુદા પલંગો ગોઠવ્યા છે, અને

મધ્યનો હૉલ બેસવા ઉઠવાને માટે ખાસ રાખેલો છે. તેમાં વધારે નહીં, પણ માત્ર પચાસેક માણસો બેસી શકે તેવી સગવડ કરેલી છે. જમીનના ગાલીચાપર શેઠ ઢઉંવાજી ધનપાળશાનું નામ ગાલીચાનાં વણાટમાંજ બનાવેલું છે, અને ગાલીચાપરનો તરેહવાર રંગ ઉપર લટકાવેલા બિલ્લોર કાચનાં ફરનીચરના પ્રકાશથી પ્રતિબિંબ પ્રકાશ પ્રદર્શિત કરે છે. દરેક ખુરસી ને કોચ સુંદર પૉલીશથી ચકચકીત લાગે છે, અને બંગલામાં બિરાજનારાઓને તે દરેક પ્રકારે ખુશકર લાગે તેમાં નવાઇ નથી. બંગલાનો કમ્પાઉન્ડ પણ ઘણો વિષાળ હોવાની સાથેજ તેમાં અનેક તરેહની પુષ્પ વૃક્ષોની વેલો એવી તો કુદરતી આકૃતિમાં વીટંળાતી લંબાઇ છે કે તેને નિહાળતાંજ જન મંડળનાં નેત્રોમાં પૂર્ણ ત્રપ્તિની વૃષ્ટી થયાં વગર રહે નહીં ! આ પ્રકારે આ બંગલાનો દરેક દેખાવ દેદિપ્યમાન દર્શન દેતો હોવાથી બંગલામાં પધારેલા દોસ્તોનાં દિલ ખુશ ખુશ થતાં હતાં.

મધુર અને ચંડાળશંકર બરાબર સાડા આઠ વાગે બંગલામાં પોહોંચ્યા. તે વખતે બીજા બે ત્રણ મિત્રો પણ ત્યાં આવ્યા હતા, જેઓ બોલી ઉઠયા "ભાઇ; તમે ને અમે તો આવ્યા, પણ પેલી ક્યાં છે? વર વગરની જાન શું કામની? સાડા આઠ થઇ ગયાં, તો પણ પેલી તો હજુ આવી નથી! આ શું અંધેર! શેગટ બનાવવાને તો અમને નથી બોલાવ્યા? શું છે?"

"અરે તે પણ હમણાં આવશે; કેમકે મેં તેણીને નવ વાગાનો વખત આપ્યો છે." ચંડાળશંકરે જણાવ્યું "ગભરાવ નહીં; જો નવ વાગા સુધીમાં તેણી નહીં આવે તો વિકટોરિયા દોડાવીને પણ તેણીને

તરત પકડી લાવીશ. રૂપીઆ લીધા છે કે મશ્કરી કરી છે! તમે ધીરા પડો. તમારા કરતાં મને એની વધારે ફીકર છે."

"અરે ભાઇ, ચંડાળશંકરના કારભારમાં આમી આવેજ નહીં!" મધુરે જણાવ્યું "એ ભાઇનાં કામમાં ભૂલ સમજવી નહીં. એને તમે કંઇ કાચો સમજો છો?"

"અરે એમ સમજોની કે અબઘડી આવી પોહોંચી! નહીં આવે તો તે રાંડને મુંબઇમાં રેહેવું પણ ભારે થઇ પડે! તમે મને શું સમજો છો! અરે રાંડના બાર વગાડી દઉં!" ચંડાળશંકરે કહ્યું" મારી પાંસે તે ચૂં કે ચાં કરી શકે તેમ નથી! તે મારી તાબેદાર છે. સમજ્યા હવે?"

એટલામાં છબિલી આવી પોહોંચી, જેણીને જોતાંજ સઘળાઓનાં મોં હસતાં થયાં, અને "હાહા-હીહી-વાહવાહ" વગેરે રંગ સ્વર ગાજી રહયો! છબિલીને ગાડીમાંથી ઉતારીને ચંડાળશંકર ઉપરના દિવાનખાનામાં લઇ ગયો અને પછી તેણીએ પોતાનાં ગાયનને લગતો તાલમેલ ગોઠવણીથી કરવા માંડયો. ટબલા સારંગિવાળાઓએ તાલ શૂર મેળવી લીધા, અને પછી "આઆઆઆઆ"નો સ્વર છબિલીનાં મધુર મૂખમાંથી શરૂ થયો. સુંદર ગાયન લલકારવા માંડયું, અને પેહેલાંજ ગાયનમાં તેણીએ સરવેને છક્ક કરી નાંખ્યા! ચંડાળશંકર તો પેહેલાંથીજ તેણીનાં ગાયનપર ખુરબાન હતો, પરંતુ મધુર પણ તેણીનાં ચેનચાળા અને લટકામટકાથી, તેમજ તેણીના નવા નવા નખરાથી લેવાઇ ગયો! તેણીએ પોતાનાં નેત્રબાંણ મધુરપર ચાલુ રાખ્યાં, અને મધુર પણ તેણીની સામુંજ જોઇ રહ્યો! આ બંનેનાં

નેત્રો પરસ્પર નાચતાં હોવાથી બીજાઓ ચેતી ગયા, અને ચંડાળશંકર પણ સમજી ગયો, અને તેણે વચમાં મધુરને ટહુકો પૂરતાં કહ્યું "કેમ ભાઇ સાહેબ, ઘેર તમારી મડમ સાહેબ રાહ જોતાં હશે, માટે જવું હોય તો જાઓ રસ્તો મોહટો છે!"

"આતાં કુઠે જાણાર! આતાં તો માજ હેચી મડમ સાહેબ!" છબિલી મધુર પ્રત્યે કટાક્ષ કરતી બોલી "આઇકતા કાય હો? મી ખરા સાંગતેના? બગા, હે સમધી મંડળી મધે માઝાં વચન મિથ્યા જાઉ દેઉ નકો! મા જે સાંગીતલા તે ખરા કે ખોટા?"

"બરાબર. આગદી ખરા! આજ પાસુંન તું માજી મડમ સાહેબ!" મધુરે પણ ફુલાઇને જણાવ્યું "બસ, તુલા સાંગેલ તેવડા પગાર મી દેઉં. મંગ કાય આહે?"

"બચ્ચા બન્યો!" ચંડાળશંકરે કહ્યું "વચમાં તું ધણી થઇ બેઠો કે! પણ યાદ રાખજે કે તારી બાયડીને ખબર પડશે તો તેણી તને મારશે, હોં!"

"છટ નૉનસન્સ!" મધુર મિજાજમાં બોલી ઉઠયો "બાયડીની કોણ પરવા કરે છે! બાયડીને માનું ત્યાં સુધી બાયડી! મારૂં મગજ ફરે તો એક લાત ને બીજી વાત કરૂં!"

"બરાબર સાંગતે." છબિલીએ ટહુકો પૂર્યો "પુરૂષચી સત્તા સમોર બાયકોચા બિસાત કાય આહે! આખર બાયકો તે. બાયકો આંણી પુરૂષ તે પુરૂષ!"

"અલબત." મધુરે જણાવ્યું "હાં, આતા દુસરી ચીજ બોલા."

" અરે શેઠજી, આપકા જેસા હુકુમ." કહીને છબિલીએ હવે આસ્તે રહીને વળી નવીજ એક ગઝલ લલકારવા માંડી, અને બડા ઠાઠમાં તે ગાયન ગાયું, જેથી પણ સરવે ખુશી ખુશી થઇ ગયાં. આ ગાયનમાં પ્યારને વગતું અનહદ શ્રંગારિક વર્ણન હોવાથી તે સાંભળીને મધુર એટલો તો આકૂળ વ્યાકૂળ બની ગયો કે તે વારમ્વાર " ઓહોહોહો ! વાહ વાહજી વાહ ! બોહોત, અચ્છી ! બડી તોફા ચીજ સુનાઇ ! કયા બાત હય ! બસ આખર કર ડાલી ! હાં, ચલને દો ! બોહોત લેહેઝત !" વગેરે વખાણનાં વચનો વરસાવવા મંડયો, જેથી છબિલીને પણ વધારે જોસ આવ્યું, અને તેણીએ વળી વધારે ઉત્સાહથી ગાવા માંડયું. સરવે મિત્રોમાં હર્ષનાદ ગાજી રહ્યાં, અને બંગલો પણ જાણે ગાયનની ગર્જનાથી આનંદમાં ઉભરાઇ ગયો હોય તેમ તે બંગલાનો દેખાવ બલિહાર પથરાઇ રહ્યો !

હવે બ્રાંડીની બોલબાલા બોલાઇ। બાટલીઓના બુચ ફટાફટ ફૂટવા લાગ્યા ! વારાફરતી સહુએ ગલાસ મોઢે મૂકયાં ! મધુરે મશ્કરી કરી " કેમ ભાઇ ચંડાળશંકર, તું તો બ્રાહ્મણ છે તેથી તારે માટે તો ખાસ બ્રાહ્મણીયાં બ્રાંડી મંગાવવો પડશે !"

" મને તો બંધુએ પાવન કરતાં આવડે છે ! બ્રાહ્મણનો સ્પર્ષ અપવિત્ર વસ્તુને થાય તોપણ તે પવિત્ર થઇ જાય, પણ તું તો બડો ભકતરાજ છે, માટે તારાથી એને હાથ પણ અડકાડાય નહીં !" ચંડાળશંકરે જણાવ્યું " તું એનાથી દૂર રહેજે બચ્ચા; નહીં તો તારી બાયડી જો જાણશે તો તને ઘરમાં પણ પેંસવા નહીં દેશે ને તને પ્રાયશ્ચિત કરવું પડશે !"

" જોની ભાઇ, હું પણ શ્રી ઠાકોરજીનું નામ લેતો જઇશ ને આંખો મીંચીને અડાવતો જઇશ તો કંઇ વાંધો આવે તેમ નથી !" મધુરે જણાવ્યું " અને હવે વધારે પંચાત કરવા કરતાં ' એમજ માની લેની કે તને પણ વાંધો નહીં ને મને પણ વાંધો નહીં ! બસ ઝોકાવો ! બોલો શ્રી બ્રાંડી દેવીકી જેએએ !

આ પ્રમાણે છેવટ સરવેએ બ્રાંડીને બરાબર ઇનસાફ આપ્યો, પણ છબિલીએ તો તે લેવાની સાફ ના જ પાડી. ઘણીએ તાણ ખેંચ કરવા છતાં તેણીએ નજોજ વાસ્યો. છેવટે મધુરે મહા મુશ્કેલીથી, અને બડા જોર જુલમથી સેહેજ તેણીનાં મોમાં રેડયો, અને એ રીતે તેણીને પણ બ્રાંડી દેવીની ભકતાણી બનાવી દીધી ! બીજા સરવે તો ખૂબ ઠાંસીને તાજા તર બની ગયા ! હવે તેઓ ખૂબ ખીલવા લાગ્યા, અને કોઇ ટબલા વગાડવા જાય તો કોઇ સારંગિને છેડવાનું કરે ! મધુર તો લેહેરમાં લપટાઇને છબિલીની સાથેજ ચેન-ચાળાની ચેષ્ટાપર ચઢયો, અને આ વખતે દારૂડીઆઓનાં તોફાનથી બંગલો પણ ખૂબ ગાજી ગયો ! ગાયનની મોજ મઝાહ તો બાજુપર રહી ગઇ, અને તેને બદલે બ્રાંડીની મોજ ઉડવા લાગી ! છબિલી પણ સમજી વિચારીને બાજુના એક રૂમમાં પોતાના ટબલચી ને સારંગિવાળા સાથે ચુપચાપ ભરાઇ ગઇ, અને તે ઓરડાના દરવાજા અંદરથી સાંકળ વાસી બંધ કીધા! બાહાર મધુર બૂમો પાડયા કરે કે " છબિલી ! ઓ મારી વાહલી ! મારી મડમડી ! ચાલ બહાર આવ ! બસ મારી તમામ દોલતની ધણિયાણી તું છે ! મારી બાયડીને ઘરમાંથી લાત મારીને કહાડીશ, અને તનેજ મારા મકાનમાં રાખીશ ! માટે ઓ મારી છબિલી, ચાલ, બારણાં ખોલ, અને એકદમ બાહાર આવીને બેસ."

યાદ રાખો—ગોખી રાખો—નોંધી રાખો,

કે

# જુની દેસાઈની કંપની

## સાથ કામ પાડવામાં લાભ છે, શોભા છે અને તમામ સલામતી છે.

## કારણ કે,

**જુની દેસાઈની કંપનીનો** કારભાર પ્રમાણિક, નિયમિત અને સંતોષકારક છે. જેઓ કામ પાડે છે તેઓ તેમનાથી રાજી થાય છે, અને બીજાને ભલામણ કરતા રહે છે.

**જુની દેસાઈની કંપની** જાહેર પ્રજામતની કસોટીપરથી પસાર થએલ છે અને લોકપ્રસંસા પામેલી છે. તેમનું સારું, નાગ અને ઉત્તમ કામ એ સર્વત્ર જાણીતાં છે.

**જુની દેસાઈની કંપનીને** જાહેર સર્ટિફિકેટ મળેલી છે, અને **અમદાવાદનાં તથા મુંબઈનાં** છેલ્લાં મોટાં પ્રદર્શનમાં તેમને **સોનાના ચાંદ** તેમનાં કામની લાયકાતના મળ્યા છે.

## જુની દેસાઈની કંપની.

**દરેક જાતનાં રેશમી, ગરમ તથા જરીનાં કપડાં રંગનારા, ધોનારા અને ડ્રાઈક્લીન કરનારા.**

**ધોબીતલાવ—નવાં આતશબહેરામ સામે—મુંબઈ.**

☞ **બ્રાંચ—૧ ગ્રાંટ રોડ:** ટ્રામ ટર્મિનસ આગળ.

☞ **બ્રાંચ—૨ કોટ, હોર્નબી રોડ:** જમશેદજી બેસાનિયાની દુકાન પાસે.

આમ બૂમ બરાડા પાડયા, પણ છબિલીએ જોયું કે ".હવે બાહાર નીકળવામાં શોભા નહીં; કેમકે તે બધા પરવશ થઇ ગયા છે! આમ વિચારી તેણી તે ઓરડામાંજ ચુપચાપ બેસી રહી. છેવટ સરવેને દારૂ ખૂબ ચઢી ગયો, અને બેહોશ—બેભાન હાલતમાં તેઓ સરવે બંગલામાં જેમ તેમ પડયા! શુધ્ધ બુધ્ધ સાતડે સાત! સઘળું શાંત! બાદ છબિલીએ બારણું ઉઘાડી સરવેની લોથપોથ દશા જોઇને હસવા માંડયું! આ વખતે બરાબર બારનો અમલ થયો હતો, અને તેથી તેણીએ પણ જોયું કે "આ લોક સહવાર સુધી કંઇ ઉઠનાર નથી!" આમ વિચારી તેણી પણ એક રૂમમાં ચુપચુપ જઇને પલંગપર નિદ્રાવશ થઇ ગઇ.

પ્રભાત થતાંજ પેહેલાં મધુર ચમકીને ઉઠયો, અને આમતેમ નજર નાંખી છબિલીને જોવા લાગ્યો, પણ તેણી નજરે પડી નહીં! આંખો ચોળીને તે આસપાસના ઓરડાઓમાં જોવા ગયો, અને એક ઓરડામાં છબિલીને ભર નિંદ્રામાં પડેલી દેખાઇ. મધુરે તેણીની છેક પાસે જઇને તેણીના કોમળ ગાલપર એક નાજુક તમાચો લગાવ્યો કે તરતજ તેણી ઝબકીને જાગી ઉઠી, અને બોલી "કોણ?"

"ગાભરતે કસાલા? એ તો મી આહે." મધુરે ધીરજથી જુવાબ દીધો.

"કોણ શેઠજી?" છબિલી તાબડતોબ પલંગપર બેઠી થઇને બોલી "તુંમી હલ્લી બાહાર જાવા મંગ માઝાં ઘરી માલા ભેટા."

"તુંમચા ઘર કુંઠે આહે?" મધુરે પૂછયું "તુંમચા પત્તા માલા મેહેરબાની કરૂન દેતેં કાય?"

"હો." છબિલીએ જણાવ્યું "ગીરગાંવચી ત્રામ સુટતે ત્યાચી અમોર યાવા, આંણી માઝા નાંવ કોણાલા તરી વિચારેલ તવ્હા તુમાલા તાબડતોબ પત્તા મીળેલ."

"ઠીક. મી આજ દુપારી એઉ. તુંમી ઘરાતજ અસેલના?"

"હો, હો." છબિલી બોલી "પરંતુ પાંચ વાજતાલા અશીલ તર લઇ ચાંગલાં."

"તે વેળી એઉ." કહીને મધુર ધીમે પગલે ત્યાંથી પાછો વળી પોતાની જગાપર આવીને પડયો, અને નાયકણીએ પોતાના ટબલચી તથા શારંગિવાળાને ત્યાંથી રવાના થાવાની તઇયારી કરી. એટલામાં તમ્રામ જાગી ઉઠયા, અને વારાફરતી આસ્તે આસ્તે ત્યાંથી વિદાયે થવા માંડયા. છબિલી પણ પોતાના માણસો સાથે રવાના થઇ, અને સઉથી છેલ્લે ચંડાળશંકર તથા મધુર પણ બંગલામાંથી નીકળ્યા

રસ્તામાં ચંડાળશંકરે પૂછયું "બચ્ચા મધુર, આખી રાત તારે ઘેર ગયો નથી તેથી તારી બાયડીને હવે તું શું જુવાબ દેશે? તેણી તો તારાં નામનાં છાજીયાં લેશે!"

"હું પણ તેજ વિચારમાં છું." મધુરે જણાંવ્યું "વળી તે રાંડને સમજાવવાને કંઇ તદબીર કરવીજ પડશે તો! ગમે તેમ કરામત કરી તેણીને સમજાવ્યા વગર કંઇ છૂટકો છે?"

"વારૂં આજનો દાહડો સમજાવી દેશે, પણ પછી હંમેશને માટે કેમ કરશે?" ચંડાળશંકરે જણાવ્યું "હું તો સમજી ગયો છું કે તું આજથી છબિલીના ફંદમાં પડી ગયો; તું તેણીનો પગાર ચાલુ પણ કરશે, એમ મારી ખાત્રિ થઇ ચૂકી છે! ત્યારે પછી

દરરોજ રાતના અવારનવાર મોડું તો થશેજ કેની? તેને માટે તારી બાયડીને તું દરરોજ શું સમજાવશે? રોજ ને રોજ તારી તદબીર કેમ ચાલશે?"

"જોઇશ. તેનો પણ કંઇ રસ્તો કરવો પડશેજ ભાઇ!"

"વારૂં ત્યારે તેં આ રાંડને પગાર આપવાનો વિચાર કીધો છેની?"

"ઉંહું. મારે એનું શું કામ છે? ઇશ્વરે મને મનગમતી પત્નિ આપી છે તો પછી મારે એવી રાંડના સંગમાં પડવાનો શું સબબ? એ બધું તને સોંપી મૂકયું છે!"

"એમ કે બચ્ચા! તું મને પણ ઉડાવે છે કેમ! ઠીક છે; હું પણ તને જોઇશ."

"તું તો મુરખો છે. તને ઉડાવવાનો શો સબબ? જે ખરૂં છે તેજ કહું છું."

"શું તું એ રાંડની પાછળ ઘેલો બન્યો નથી, અને તું એને પગાર આપવા ચાહતો નથી?"

"નહીં; કદી નહીં."

"ત્યારે પેહલાં તો તેં મારી સાથે વાત કરતાં એવી મતલબનું જણાવ્યું કે દરરોજ રાતના તને મોડું થશે તેને માટે તું તારી બીયડીને ગમે તેમ સમજાવવાને કંઇ રસ્તો કરશે. આ તારા બોલવાની મતલબ તો એમજ થાય છે કે તું એ રાંડને ત્યાં દરરોજ જશે. કેમ-ખરૂં કેની?"

"તે બરાબર છે. માત્ર તેણીનું ગાયન સાંભળવાને હું અવારનવાર તેણીને ત્યાં જતો રહીશ; પણ તેણીની સાથે નબળો સંબંધ રાખવાની મારી ઇચ્છાજ નથી."

"તો ઘણું સારૂ !" ચંડાળશંકરે જણાવ્યું "જોજે, એ રાંડ બડી બનાઉફૂળ છે ! એનાથી સમાલીને ચાલજે, નહીં તો ખુવાર થઇ જશે !"

"અરે પણ હું બનું તેવો નથી તો ! એ રાંડનો માલ પણ હું હજમ કરી જાઉં !"

"તો ભલે હું તો માત્ર તને ચેતાવું છું. પછી તને પાલવે તેમ કરજે."

"તારે મારી તરફની કોઇ વાતે ધાસ્તી રાખવીજ નહીં."

આ પ્રમાણે વાતો કરતાં તેઓ હવે પોત પોતાનાં મનમાં વિચાર કરવા લાગ્યા. ચંડાળશંકર વિચારવા લાગ્યો કે "આ લુચ્ચાનો સરદાર મારાથી છુપાવીને વાત કરે છે. એનાં પેટમાં મારી ચોરી છે, અને મારાથી છાની રીતે એ જરૂર છબિલીને ત્યાં જશે તેમાં શક નથી. માટે હવે હું પણ એનો રંગ જોઇને પછી એનો ઘાટ ઘડું તોજ મારૂં નામ ખરો બ્રાહ્મણ ! એને મોંઢેથી તો એ મને તદ્દન અવળું સમજાવે છે, પણ એનાં પેટમાં પ્રપંચ છે તો મારે પણ હવે પેટમાં પ્રપંચ રાખીનેજ એની સાથે વર્તવું સજાવર છે. ઠીક છે; એની રીતભાત હવે પછી નિધામાં રાખ્યા પછી જેવો વખત તેવી વાત કરીશ." આ પ્રમાણે ચંડાળશંકર વિચાર કરે છે, અને પછી પોતાનું મકાન આવતાંજ તે ગાડીમાંથી ઉતરી જાય છે.

મધુર પણ પોતાનાં મનમાં વિચારે છે કે "છબિલી સાથેનો સબંધ તો સાંધવો છે, પણ ચંડાળશંકરને કોઇ પણ રીતે ખબર પડે નહીં તેવી હિકમત મારે કરવી પડશે; કેમકે એ બડો કાગડો છે, અને એ જો જાણશે તો તેણીને ત્યાંથી મારો પગ બંધ કરશે; પણ

એની પાસે નાણાંનું જોર નથી ને હું તો પઇસે પૂર છું તેથી નાયકણીને હું વશ કરવામાં ફાવીશ, અને મારા પઇસાનાં બળથી તેણીને ત્યાંથી ચંડાળશંકરનોજ પગ બંધ કરાવવાની પહેલી તજવીજ કરીશ. આજે પાંચ વાગે તેણીને મળીને નક્કી કરૂં પછી બધા ઘાટ થઇ શકે. કંઇ પણ છળભેદનો રસ્તો લીધા વગર છૂટકો નથી." આમ પોતાનાં મનમાં ને મનમાં પાટિયાં ગોઠવતો ગોઠવતો તે પોતાના ઘર આગળ આવી પોહોંચ્યો, અને ગાડી ઉભી રખાવી. વિક્ટોરિયા-વાળીના હાથમાં એક રૂપિયો આપી પોતે રોપમાં ને રોપમાંજ પોતાનાં મકાનપર ચઢયો, અને ધબ ધબ દાદર ચઢી પોતાનાં દિવાનખાનામાં ગયો.

---

## પ્રકરણ ૩ જું.

### દોહરો.

પર નારીના પાસમાં, મધુર હવે આતુર;
પત્નિને સમજાવિયું, લપ્પન છપ્પન પૂર !

### અલ્લીની દલ્લી !

બિચારી મધુરી પોતાના સ્વામિનાં આવવાની રાહ જોતી રાત્રિ આખી તલપાપડ બની રહી ! પ્રભાતનો પોહ ફાટતાં સુધી મધુર મુદ્દલ નહીં આવ્યાથી તેણીનાં હૃદયમાં તરેહવાર વેહેમો ઉત્પંન થયા ! તેણી વિચારવા લાગી કે "રખેને કંઇ મોહોટી ખોટમાં આવ્યા હોય, અને તેથી એમણે જીવની હાનિ તો નહીં કરી હોય !" વળી મરકીનો ત્રાસ પૂર જોરમાં ચાલતો હોવાથી તે બાબતમાં પણ તેણીને કંઇક વેહેમ ઉત્પંન થયા ! ઘડીકમાં ખુરસીપર બેસે, ને ઘડીકમાં બારીએ વાંકી

વળીને ડોકિયું કરે ! ઘડીકમાં કપાળે હાથ મૂકે ને ઘડીકમાં શ્રીનાથજીની છબિ સામું જોઇ હાથ જોડે ! ઘડીકમાં વિચાર કરે " ઘોડાવાળાને ઉઠાડીને રૂના બજારમાં ખબર કાઢવા મોકલું ? " પણ આ વિચાર તેજ પળે વિચિત્ર તોડથી ખસી જાય ! આમ તે બાપડી બેબાકળી બનેલી રંભા ! પ્રભાત થતાંજ તેણીએ પોતાના ઘોડાવાળાને બોલાવીને કહ્યું "અરે તું એકદમ ગાડી જોડીને રૂના બજારમાં જા તો ! તારા શેઠ રાતના ગયા છે તે હજી કેમ આવ્યા નથી વારૂ ? લગાર ખબર તો કહાડી આવ ? "

" છેટાણી બાબ, રૂનો બજાર તો કોલાબામાં છેક બપોર પછી ભરાતો છે, ને હમણાં તો તાં કોઇ નહીં ઓહે ! " ઘોડાવાળાએ જણાવ્યું " પછી આપ ફરમાવહો તો મને જવાને હરકત નથી બાબ; બાકી કોલાબે કંઇ તેઓ ઓહે નહીંજી. "

"ત્યારે કયાં હોશે ? " મધુરી ચીડવાઇને બોલી " મૂઆ હરામ ખોર, તું પણ કંઇ પત્તો લાવતો નથી ! "

" પણ છેટાણી બાબ મને હુ ખબર કે છેટ કાં ગયલા ઓહે !' ઘોડાવાળો ગગળીને બોલ્યો " રાતના ગયલા તે હજુ આવેલાજ નહીં હુ ! "

"આવ્યા હોય તો વળી આટલી બધી માથાકૂટ તારી સાથે કરવાનું કંઇ કારણ ? " મધુરીએ જણાવ્યું "રાતના આઠ વાગતાંના ગયા છે, અને રૂના બજારમાં જવાનું કહીને ઘરમાંથી નીકળ્યા છે તે સહવાર થઇ જવા છતાં હજી આવ્યાજ નથી ! આજનો વખત ખરાબ તેથી મને તો ફીકર થાય છે ! કોઇ મૂઓ મેહેતો પણ આવ્યો નથી કે તેને પણ તપાસ કરવા મોકલું ! "

૩



"પ્રાણનાથ, તમે આખી રાત ક્યાં રોકાઈ રહ્યા હતા?" (પાનું ૨૩.)

"તો આપ મને ફરમાવો તો હું જાઉં છાબ." ઘોડાવાળાએ પૂછ્યું. "છેટના દોઇદાર પેલા ચંડાળછંકર છે તેને તાં ખબર કાઢું ?"

"ત્યાં ખબર કાઢ કે જોઇએ ત્યાં જા, પણ શેઠનો પત્તો લઇ આવ, અને તને મળે તો કહેજે કે હમણાં ને હમણાં શેઠાણી બોલાવે છે. તારી સાથેજ તેડીને આવજે."

"હારૂંજી." કહીને ઘોડાવાળો જવા માંડે છે એટલામાંજ મધુરની વિક્ટોરિયા તેના મકાન પાસે આવીને ઉભી, અને ગાડીનો અવાજ સંભળાતાજ મધુરીએ બારીમાંથી ડોકિયું કરીને જોયું તો પોતાના પ્રાણનાથને ગાડીમાંથી ઉતરતાં દીઠા કે તરતજ તેણીએ હરખાઇને ઘોડાવાળાને બાહાર જતાં અટકાવ્યો, અને દોડતી દોડતી પોતાના પતિની સામી ગઇ.

"પ્રાણનાથ, તમે આખી રાત કયાં રોકાઇ રહ્યા હતા ?" કહીને મધુરી પોતાના પતિની કોટે વળગી પડી, અને તેણી રડી પડતાં બોલી "આખી રાત મને તો દુશ્મન જેવી ગઇ છે ! અત્યારે સુધી બજારમાં હતા ?"

"વહાલી, આજની રાત વીતી છે તેવી કોઇ મારા કટ્ટા દુશ્મનને પણ વીતશો નહીં !" મધુર દિવાનખાનામાં આવીને ખુરસીપર બેસી જઇ બોલ્યો "આખી રાત બંને પગે ઉભો ને ઉભોજ રહ્યો છું, અને મારા પગ તો જાણે થાકી લોથપોથ થઇ ગયા છે ! માથું ભમે છે ! કમર તુટે છે ! અને આખું શરીર કળી પડે છે ! હવે તો અહીંથી ઉઠવાની શક્તિ જાણે રહી નથી ! તને

બધો ખુલાસો કરીશ તો તું પણ દંગ બની જશે! પણ જરાક મને થાક ખાવા દે. થોડી વાર રહીને બધી વાત કહીશ મારી વહાલી."

"વાત ગઇ જહાનમમાં!" મધુરી જીવ બાળતાં બોલી "મને તમારૂં મોં જોઇને કંઇ કંઇ થાય છે! એક રાતમાં તો જાણે શરીર અરધું થઇ ગયું છે, અને મોં પણ કેવું ઉતરી ગયું છે કે જાણે છ મહિનાનો ખાટલો વેઠીને ઉઠયા હોની! હવે પ્રાણનાથ, તમે જરા આરામ લો, અને ગરમ પાણીએ મોં ધોઇ નાંખો. એટલામાં આપને માટે હું ગરમાગરમ કૉફી તઇયાર કરાવું છું." કહીને તેણીએ ઘાટી પાસે ગરમ પાણી મંગાવ્યું, અને પોતે કૉફીની તઇયારી કરાવવા રસોડામાં ગઇ. આણી તરફ મધુરે ઘાટીના હાથમાંથી ગરમ પાણીનો લોટો લઇ ખાળ આગળ જઇ મોં ધોઇને સાફ કીધું, અને પાછો ખુરસી પર બેઠો ને સ્વતઃ મનમાં વિચાર કરવા લાગ્યો કે "બાયડીને સમજાવતાં કેટલી વાર! રાંડને કેવી જુક્તિની ઝડપમાંજ સમજાવી દીધી! હવે સાંજે પાંચ વાગે છબિલીને ત્યાં જવાનો વાયદો કીધો છે તેને માટે કંઇ એવીજ હિકમત કરીને સમજાવી દેવી પડશે! તે પણ બની શકશે; કેમકે હિકમત રચવામાં તો હું પેહેલે નંબરે છું!"

"સ્વામિનાથ, લો આ કૉફી પી લો." મધુરી જાતે ને પોતેજ કૉફીનો પ્યાલો લાવીને બોલી "લગાર ગરમ-ગરમ સેહેતી પીશો તો ઉજાગરો જણાશે નહીં ને વળી થાક પણ ઓછો થશે."

મધુરે તરતજ કૉફીનો કપ પોતાના હાથમાં લીધો, અને મધુરીએ તેની સામા એક ખુરસી મૂકી, જેનાપર પેલો કપ મૂકીને પછી

તેણે તે કૉફી ફુંક મારી મારીને પીવા માંડી, અને આખો કપ પી રહ્યા પછી જાણે જીવને કંઇક શાંતિ વળી હોય તેવું ડોળ દેખાડયું.

"સ્વામિનાથ, હવે આપના જીવને જરા ચેન પડયું છેની વારૂ?"

"હા વાહલી. હવેજ શરીરમાં જાગૃતિ આવી છે. કૉફી પણ ઘણી સરસ બની છે."

"મેં પોતેજ બનાવી હતી; કેમકે ભટને બરાબર બનાવતાં આવડતી નથી."

"તેમાંજ! મેં પણ વિચાર તો કીધો કે ભટથી આવી કૉફી કદી થતીજ નથી."

"વારૂં પણ પ્રાણનાથ, આખી રાત સુધી તમે બજારમાં શું કર્યાં કીધું?"

"અરે વહાલી એ ખોટમણાની વાત ના પૂછ! બળી જાય એ વેપલો! મારૂં તો લોહી ને પાણી એક થઇ ગયું!" મધુરે આસ્તે રહીને જણાવ્યું "પેહેલાં તે બજારમાં જઇને ભાવ સાંભળતાંજ હું તો ધ્રુજી ગયો! પણ પછી જેમ જેમ ભાવમાં ઉથલપાથલ થતી ગઇ, તેમ તેમ મેં પણ મારા સોદામાં ઉથલપાથલ કરવા માંડી! ઘડીકમાં વેચ્યું ને ઘડીકમાં લઉં! એમ કરતાં કરતાં છેક સઙવાર થતાં સુધી સોદાની દોડધામ ચલાવી; અને બરાબર તમામ સોદો સરખા કરીને અત્યારે પરવાર્યો! એક તો મગજને મેહેનત ને બીજી તરફથી શરીરને પણ પરિશ્રમ! બડી મુસ્કેલી! ખરેખર કંબખ્તીના કાંઠા! જે સંતાપજનક શીતમ મારા પર ગઇ રાતના ગુજર્યો છે

તેવો શીતમ મેં મારી આખી જીંદગીમાં કદી પણ જોયો નથી ! શુ કહું વહાલી ! આહાહાહા ! એક રાતમાં એકવીશ ભવ થયા ! એટલુંજ થતાં પણ ઇશ્વરે લાજ રાખી એટલે બશ ! "

" પણ છેવટ કેટલો નફો થયો ? "

" હા, તેનો જુવાબ તો ખુશી થવા જેવો છે. " મધુરે ગણત્રી ગણવાનું ડોળ દેખાડી આંગળીના વેઢા ગણીને કહ્યું " આશરે બેએક લાખ રૂપિયા નફો રહ્યો છે. "

" ત્યારે તો ખુશીની વાત ! " મધુરી પ્રફુલ્લિત વદને બોલી " પરમેશ્વરે મેહેનત સફળ કરી. "

" હા વહાલી; તેમાં તો શક નહીં. ઇશ્વર એ બાબતમાં તો પાધરો ખરો ! "

" પણ હવે તો આપને માથે વેપારનું કંઇ જોખમ બાકી રહ્યું નથીની ? "

" હવે એક પાઇનું પણ જોખમ નથી. હવે ભાવ જોઇએ તેમ થાઓ તેની મને દરકાર નથી. " મધુરે લગાર કટાણું મોં કરીને કહ્યું " તોપણુ આજે સાંજના બે ત્રણ કલાકનું કામ છે તે કરવું પડશે ! "

" તે વળી શું ? " મધુરી ચકિત થઇ બોલી " વળી શી પિડા છે "

" રાતના જે જે સોદા થયા તે તમામના કબાલા લેવા દેવાનું કામ સાંજે પાંચ વાગાથી શરૂ થશે તે રાતના સાત આઠ વાગા સુધીમાં તે પણ સમેટાઇ જશે. "

" પણ તે કરતાં વધારે રાત તો જશે નહીંની પ્રાણનાથ ? "

" નારે ના ઘણામાં ઘણુ ત્રણ કલાકનું કામ છે."

" ક્યારે જવું પડશે ?"

" અંહીથી બરાબર સાડાચારે નીકળીશ તે સાડાસાત કે આઠમાં તો ઘેર પાછો ફરીશ."

" ત્યારે તો આજે પણ આપણાંથી ફરવા જવાશે નહીં !"

" ના વાહલી. ફક્ત આજનો દાહડોજ એટલી પિડા મારે પતાવવી પડશે. કાલથી તો તદન ફરાગત. આજનો દહાડો તારે નભાવી લેવું પડશે !

" ઠીક. નભાવીશ." મધુરી જરા ચેહેરો ઉતારતાં બોલી " પણ આપને. મેહેનત પડે છે તેની મને તો બળત્રા થાય છે!. કૃપા કરી હવે કંઇ એવો વેપલો ડોહોળશોજ નહીં."

" હવે તો બંધુ બંધ. પરમેશ્વરે આપ્યું છે તેટલાથીજ સંતોષ માનીશ!"

" તેમાંજ સુખ છે સ્વામિનાથ." મધુરી બોલી " સટ્ટાનો વેપારજ ઉત્પાતિયો !"

" તેમાં કશો શક છે?" મધુરે જણાવ્યું " તોપણ મને તો, તે સદ્યો છે. એટલો મારો દાહડો પાધરો !"

" પણ આપનાં શરીરનાં કેવાં હાલ થાય છે! શરીર કરતાં પઇસો શું વધારે છે? માટે પ્રાણ, કૃપા કરી સટ્ટાનું લક્ષ આપ છોડી દો. તોજ આપના જીવને સુખ મળશે."

" મારો પણ તેવોજ વિચાર છે વાહલી; કેમકે છેવટ એમાં સાર નહીં! હમણાં બે લાખ કમાયા ને વળી વેપાર કરીએ તો કદાચ બેને બદલે ચાર લાખ જાય પણ ખરા! આવે તે તો સારા લાગે,

પણ જાય ત્યારે જીવ બળીને ખાખ થઇ જાય! માટે એ વેપારમાં કંઇ મઝાહ તો નહીંજ."

"તમારે સટ્ટા ફટ્ટાનું શું કામ છે? ઇશ્વરે તમને ઘરનાં ભાડાં અને વ્યાજની આવક મનમાનતી આપી છે તો તેટલાપરજ સંતોષ પકડોની."

"હવેથી એમજ કરવાનો મેં ઠરાવ કીધો છે. બળી ગયો સટ્ટો! કંઇ સાર નહીં!"

બાદ મધુરે પોતાનાં પેહેરેલાં કપડાં ઉતાર્યાં, અને પછી સ્નાનની તઇયારી કરી.

પેલી તરફ ચંડાળશંકરનાં મનમાં જે ચટપટી ભરાઇ ગઇ હતી તેને માટે તે ઘેર જઇ પોતાનાં મનમાં અનેક પ્રકારના ઘાટ ગોઠવ્યા કરતો હતો. તેણે વિચાર કીધો કે "હું પોતેજ તદ્દન રંક થઇ ગયો છું, અને મધુર ઘણો તાજો છે, માટે છબિલી સંગે સંકેત કરીને મધુરને ચીરવાની તજવીજ કરૂં કે બેડો પાર!" આમ વિચાર કરીને જમીને તરતજ—દશેક વાગાને શુમારે છબિલીને ઘેર પોહોંચ્યો.

"યા હો." છબિલી તેને જોઇ હસીને બોલી "કસા કાય આહે? રાત્રિચા જાગરણ આહે આણી તુંમી લવકર આલે, હે કાય! કાંઇ જરૂરીચા કામ અસેલ મહણુંનજ આતા તસ્તી ઘેતલી અસેલ."

"કામ શિવાય કોણી યેતે કાય?" ચંડાળશંકરે જણાવ્યું "ઇકડે તીકડેની બોલી મને બરાબર બોલતાં આવડતી નથી, માટે હું તો મારી ગુજરાતી બોલીમાં વાત કરીશ, અને તું પણ ગુજરાતી સારી રીતે બોલી શકે છે તો ગુજરાતીમાંજ બોલજે કે બરાબર

ખુલાસાથી વાતચીત થઇ શકે. સમજીની? કહેતાંજ ચંડાળશંકરે તેણીના ગાલપર હેતનો નાજુક તમાચો માર્યો!"

"ઠીક! તો હવે ગુજરાતીમાંજ બોલીશ."

"પેલો મારો મધુર તારાપર મોહી પડયો છે, અને કદાચ આજે તારી પાસે આવશે પણ ખરો; માટે બોલ હવે. તારો શો વિચાર છે? તું જો મારા મત પ્રમાણે ચાલશે તો તે બરાબર ચીરાશે; કેમકે તે ઘણો પઇસા વાળો છે, અને જબરૂં ફૂળ હાથમાં આવ્યું છે, એમ નક્કી માનજે!"

ફૂળને ચીરવો, એ તો મારો ધંધોજ છે! તમે શું જાણતાં નથી મહારાજ?"

"પણ તેમાં મારૂં શું વળ્યું? તું જાણે છે કે હું આજકાલ કડકો થઇ ગયો છું, અને મને પોતાને પણ ખરચના વાંધા પડે છે! માટે તો ગઇ કાલે રાતના તારા નાચનું ઠરાવ્યું હતું, અને મધુરને પણ હુંજ જબરજસ્તીથી ત્યાં લઇ આવ્યો હતો, અને તે એટલાજ માટે કે તે બાહાને તે જો તારા મોહમાં લપટાય તો હઝારો રૂપિયા તે ઉડાવવામાં આનાકાની કરે તેમ નથી! હવે તે ગઇ રાતનો તારી પાછળ જાણે ઘેલો ને ગાંડો બની ગયો છે તેમાં તો શકજ નથી, પણ તેને ચઢાવીને તારે ઘેર ધક્કા ખાતો કરવો એટલું કામ કરવામાં પણ હજી મારે જબરી કરામત ચલાવવી પડશે! પણ જો તું મારી સાથે એવી કબુલાત કરે કે તેની તરફથી જે પણ આવે તેમાં તારો ને મારો અરધાઅરધ ભાગ તો હું બધા રસ્તો કરૂં? બોલ તારી શી મરજી છે?"

"તમે કહો તે મારે કબૂલ છે" છબિલી લલચાઇને બોલી "પણ તે કોઇ મોહટી રકમ ચીરાય તોજ મઝાહ પડે!, માટે તેની તજવીજ તમારે કરવી જોઇએ."

"અરે તે તો બધું આસ્તે આસ્તે થઇ શકશે. હું તેને એવો તો ચઢાવીશ કે તે ડબોડબ નોટોની નોટો ફેંકવા માંડશે! તે બડો ફુલણદાસ છે ને તારાપર તે ખુરબાન થઇ ગયો છે! તું પણ તેને ચીરવાને ચતુરાઇ ચલાવજે ને હું પણ તેને ગિલિટ ચઢાવીશ, એટલે, પછી કોઇ વાતની ખામીજ નહીં આવે! અરે થોડાજ વખતમાં પાંચ દસ હઝારનું તો કરી નાંખીશું!"

"તો બડી મઝાહ પડે! હું તમને વચન આપું છું કે તેની તરફથી જે પણ મળશે તેમાં તમારો અરધો ભાગ. બસ, વચનથી બંધાઇ ચૂકી. હવે તમારે જરા પણ ખંચાવું નહીં. હું તમારી સાથે કદી પણ બેવચની થનારજ નથી, એ તમે ખાત્રિથી માનજો."

"તે તો મને તારી પૂરેપૂરી ખાત્રિ છેજ."

"તો બસ ફતેહ કરો. પણ જોજો, તે કંઇ ફરકી જાય નહીં, માટે બડી તદબીરથી કામ કરજો."

"અરે તે માટે તારે મને કહેવું નહીં પડે. એવા તો કંઇકને મેં બનાવી નાંખ્યા છે તો વળી એના મોહટાં ભાર શા! એને તો હું એવા રંગમાં રમાડીશ કે રાત ને દાહડો અહીંથી ખસેજ નહીં!

"તો પછી હું પણ એને ચીરવામાં કશર કરૂં તેમ નથી!"

"વારૂં ત્યારે હવે હું જાઉં છું, અને પછી સાંજે બનશે તો તેને તેડીનેજ આવીશ."

તે સાંજે આવનાર છે, એમ મને બંગલામાં કહેતો તો હતો. માટે તે આવશે ખરો."

"તને કહેતો હતો તે વાત જુદી, અને હું તેને રંગ ચઢાવીને લાવીશ તે વાત જુદી, એ બધા રસ્તામાં ફેર ગણાય! હું તો એને બરાબર છપ્પનમાં આસ્માને ચઢાવીશ, અને બડો રંગ જમાવીશ!"

"ભલે. તમારી અક્કલમાં આવે તેમ કરજો."

"તું જો તો ખરી! બધુંએ ઠીકજ થશે." કહીને ચંડાળશંકર તરતજ ત્યાંથી પાછો ઉતર્યો, અને તરતજ મધુરને ત્યાં ગયો. મધુર આ વખતે જમી ખાઇને સૂવાની તઇયારી કરતો હતો. એટલામાં ચંડાળશંકરને આવતો જોતાંજ બોલી ઉઠયો "ઓહો! ભાઇ સાહેબ તમે વળી કયાં?"

"અમસ્થો; લગાર તમને મળવા માટે." કહીને મધુરે ધીરે સ્વરે પૂછ્યું "કેમ ભાઇ, તારી બાયડી તો અહીં નથીની? કેમકે તે મારે પેહેલાં જાણવું જોઇએ."

"તે તો અંદરના ભાગમાં હશે, તોપણ તું ધીરે ધીરે વાત કરજે કે સાંભળે નહીં."

"ઠીક, સમજ્યો." કહીને ચંડાળશંકરે ધીરે સ્વરે જણાવ્યું "કેમ ત્યારે હવે પેલી છબિલીને ત્યાં જવાનો તારો વિચાર છે કે નથી? તું મારો દિલોજાન મિત્ર છે તેથી તને એક વાત ચેતાવવાને આવ્યો છું. અગર જો તું તો મારાથી કેટલીક ચોરી રાખે છે, પણ હું તારાથી જરા પણ જુદાઇ રાખતોજ નથી, અને મારી તો ખાત્ર છે કે તારૂં મન તેણીનાપર પૂરેપૂરૂં તલપી રહ્યું છે, અને તેમાં હું

ખુશી છું. તે માણસ મુંબઈમાં એક નામચિન્હ નાયકણી તરીકે છે. અને વળી આબરૂદાર પણ છે તો તેણીની સાથે તું પ્યારમાં પડશે તો તેમાં કંઇ પણ વાંધા જેવું તો નથીજ, તોપણ તું તારી કોશિષ અને ઇચ્છામાં નિષ્ફળ જાય નહીં તેને માટે હું તો તને સહેજ ચેતાવવા આવ્યો છું કે જો તારે તેણીને પગાર આપવો હોય તો ખુશીથી આપ, પણ તે બધી ગોઠવણ તાકીદે કરજે; કેમકે ગઇરાતના આપણી સાથે ગાયનમાં પેલો પ્રબળરાય હતો તે પણ તેણીને પગાર આપવાને આજે ચાર–પાંચ વાગે જનાર છે, એમ મારા સાંભળવામાં આવ્યું છે. જો તેણીને તે મળશે તો પછી તેણીનાં માન વધારે વધી જશે ને પછી તને દાદ દેશે નહીં.

" પણ મારે કંઇ બીજી મતલબ નથી; મારે તો માત્ર તેણીનાં ગાયનનો શોખ છે, એટલુંજ. "

" તે બધી મતલબ જાણવાની મારે જરૂર નથી. હું તો માત્ર તને ચેતાવવા આવેલો છું કે જો તારો વિચાર તેણીને પગાર આપવાનોજ હોય તો વધારે વિલંબ કરવામાં સાર નથી; કેમકે તેણી જો એમ જોશે કે એક તરફથી તું, અને બીજી તરફથી પ્રબળરાય પણ પગાર આપવાની મેહેનતમાં છે તો તેજ વખતે તેણી છાપરે ચઢી બેસશે, અને એકનાં બમણા આકાવશે! પછી તો જેમ તારી મરજી! "

" પ્રબળરાય પગાર આપવાને જવાનો છે એમ તને કોણે કહ્યું?"

" પ્રબળરાયે પોતે! તે મને હમણાંજ મળ્યો હતો, અને તે મારે મોંઢે બોલ્યો તે ઉપરથી તો હું તને એકદમ કહેવાને આવ્યો

છું. મેં તો મારી ફરજ બજાવી છે, માટે હવે તો તારી નજરમાં આવે તે ખરૂં."

"વારૂં તેણી શું પગાર લેશે? તું શું ધારે છે? ક્યાં સુધી આપીએ તો વાજબી ગણાય?"

"કમમાં કમ એક હઝારનો મહિનો લેશેજ. એથી વધારે, પણ ઓછા તો નહીંજ! અને મારા મત પ્રમાણે તેણી એ માંગ્યા પગારને લાયક છે, તેમાં તો શક નહીં! ગાયન કળામાં તો તેણીનો જોટો મુંબઇમાં નથી! અરે તેનાં માન એટલાં છે કે આખું મુંબઇ તેણીનાં ગાયનપર ઘેલું બની ગયું છે!"

"વારૂં ઠીક છે, પગારને તો પોહોંચાશે: પણ બચ્ચા, તેણી તારાં કહ્યામાં છે, એમ મને લાગે છે, માટે તુંજ એ રાંડને સમજાવીને કંઇ ટુંકેથી પતે તેમ કરની કે ફાયદો થાય."

"તેં મારૂં બનતું હું કરીશ, અને તું કહેતો હોય તો હું તારી સાથેજ આવીશ."

"તો વળી સત્તર આના! તું જીભનો છૂટો છે તેથી બજાજી પણ કરી શકશે, અને મારાથી વધારે કસાશે નહીં, માટે તું સાથે હશે તો વધારે સારૂં."

"તો ભલે; મને આવવાને કંઇ વાંધો નથી. બોલ, ક્યારે જવું છે?"

"ત્રણ ચારેક વાગે જઇશું. હમણાં તો હું લગાર ઉંઘ કહાડીશ; કેમકે આખી રાતનો ઉજાગરો છે. પછી નિરાંતે જઇએ તો ઠીક કેની? તારો શું વિચાર? તું કહે તો હમણાં આવવાને પણ મને કંઇ બીજો વાંધો નથી."

"મારા વિચાર પ્રમાણે હમણાંજ જઇએ તો ઠીક. પેલો પ્રભ-ળરાય જાય તે પહેલાં આપણે જઇને નક્કી કરી નાંખીએ તો વધારે સારૂં. ત્રણ—ચાર વાગ્યાને સુમારે તો તે પણ કદાચ ત્યાં જાય, અને તે અને આપણે ત્યાં સાથે થઇ જઇએ તે પણ કંઇ ઠીક નહીં. કેમ, ખરૂં કેની ?"

"તારી વાત પણ ખરી છે. લે ત્યારે તું જા. હું અરધાએક કલાકમાં તારી તરફ આવું છું. નીચેથીજ તને ધાંટો પાડીશ, માટે તું પણ અરધા કલાકમાં તઇયાર થઇનેજ બેસજે."

"ઠીક." કહીને ચંડાળશંકર ત્યાંથી તરતજ પોતાને ઘેર ચાલ્યો ગયો."

મધુરની સ્ત્રી પછી દિવાનખાનામાં આવીને પૂછવા લાગી "પ્રાણ-નાથ, ચંડાળશંકર આજે વહેલો વહેલો ચાલ્યો ગયો વારૂં ? રોજ તો ઘણીવાર ગપ્પાં મારવા બેસે છે."

"આજે હું મારા વેપારના વિચારમાં છું તેથી મેં તેને બરા-બર કોઠુંજ આપ્યું નહીં, અને તેથી તે પણ સમજી વિચારીને રસ્તો માપી ગયો. ચાલો પિડા ગઇ! મારે એને બેસાડીને કામ પણ શું હતું ?"

"કંઇજ નહીં પ્રાણનાથ. એવા લફંગાની સોબત પણ સારી નહીં, અને એવાની સાથે બેસવામાં તમારી આબરૂ પણ નહીં. એને તો ઘરમાં પણ ઘાલવો નહીં જોઇએ."

"તે તો હું પણ સમજુ છું વહાલી. પણ શું કરૂં!. જૂને સંબંધ છે તેથી એકદમ તોછડા થવાતું નથી! તોપણ આસ્તે આસ્તે હું એને ખસતો કરી નાંખીશ. એ કામ એકદમ નહીંજ બને."

"તેમ તો તેમ; પણ એની સાથે તો સંબંધ જેમ બને તેમ ટૂંકોજ કરવો સારો." કહીને મધુરી વળી પાછી અંદરના ઓરડામાં ચાલી ગઇ; કેમકે તેણી કંઇ કામમાં પડી હતી.

"બાદ મધુરે તરતજ ઉઠીને ત્રિજોરીમાંથી રૂપિયા પાંચસો— પાંચસોની પાંચ નોટો કહાડીને એકદમ પોતાનાં ખીસામાં ખોસી દીધી; પણ ત્રિજોરી ઉઘાડ દે કરવાનો અવાજ સાંભળીને મધુરી પાછી દોડી આવીને પૂછવા મંડી "પ્રાણનાથ, હમણાં કંઇ ત્રિજોરી ઉઘાડવી પડી હતી?"

"હા. આજે વેપારીઓના હિસાબ ચુકાવવા છેની તેથી અંદર કેટલા રૂપિયા છે તે તપાસતો હતો કે જેથી બેંકમાંથી કેટલા મંગાંવવા તેની સમજ પડે."

"આજે શું વધારે રૂપિયા ચુકવવાના છે પ્રાણનાથ?"

"હાં; એમ છે ખરૂં." કહીને મધુરે કપડાં પેહેરવા માંડયાં.

"અને આપ કયાં પધારો છો? આપને આખી રાતનો તો ઉજાગરો છે, અને જરા જંપીને ઉંઘ કહાડોની તો."

"ઉંઘ કહાડવાનો આ વખત નથી. બાર તો વાગવા પણ આવ્યા છે, માટે ઑફીસમાં હવે જવું જોઇએ. આજે તો ઑફીસમાં પણ ઘણું કામ છે, અને માથે ઉભા રહીએ તો માણસો પણ કામ બરાબર કરે."

"વારૂં ત્યારે આપ પાછા કયારે પધારશો? નહીં તો હું ગાડી લઇને પાંચ વાગે ઑફીસ આગળ આવું? ત્યાંથી પછી આપણે ફરવા જઇશું તો ઠીક કેની?"

"હું પોતેજ અહીં આવીશ. કદાચ વેહેલો પરવારીશ તો વેહેલો પણ આવીશ. આજે અહીંથીજ ફરવા જઇશું. જો પાંચ વાગા સુધીમાં હું નહીં આવું તો તું તઇયાર થઇ રેહેજે કે હું આવતાંની સાથેજ આપણે ફરવા જઇ શકીએ."

"વારૂં પ્રાણનાથ."

મધુર તે પછી કપડાં પેહેરી એક ઘોડાંની ઝૂમમાં બેસી તરતજ પોતાને ઘેરથી નીકળ્યો, અને ઘોડાવાળાને ચંડાળશંકરના ઘર આગળ ગાડી લેવાને ફરમાવ્યું.

---

## પ્રકરણ ૪ થું.

---

### દોહરો.

મધુર મનમાં મહાલતો, મોજમઝા ભરપૂર;
ચંડાળશંકર સંગમાં, ચઢાવતો મહા શૂર!

### બન્યોરે બન્યો!

પેલી તરફ નાયકણી છબિલીએ ચંડાળશંકરના છૂટાં પડયાં પછી વિચાર કીધો કે "આ બામણો મારામાંથી પણ ભાગ પડાવવા માંગે છે, માટે એને તો પૂરો રખડાવવો. હું આખા ગામની ખાઇ જનારી નાયકણીની જાત, અને મારામાં પણ અરધો ભાગ પચાવવાનું કરે છે, એ મારાથી કેમ ખમાય! હવે એને પણ મારે હાથેલીમાં ચાંદ બતાવ્યા વગર છુટકો નથી. અગર જો એને હું અરધો ભાગ આપીશ નહીં તેથી એ મારાપર ગુસ્સે થશે, અને મારૂં

કંઇ બગાડવાની મહેનત પણ કરશે, પરંતુ એ લાડુભટથી મારૂં શું બગડનાર છે? એ હવે તદ્દન કડકો થઇ ગયો છે, માટે આમ તેમ ફાંફાં મારતો ફરે છે, પણ મારામાં એનું શું વળે! એની પાસે દોલત હતી ત્યાં સુધી હું પણ એને આવકાર આપતી હતી, પણ હવે એવા ખાલી ખોખાનો પગ પણ મારાં મકાનમાં શા માટે રાખવો જોઇએ? એનો પગ કાઢવાને હું ક્યારનીએ પ્રેરવી કરતી હતી, પણ તેવો લાગ આવતો નહોતો. હવે લાગ આવ્યો છે. મધુર શેઠની પાસેથી હું જે પણ પડાવીશ તેમાંથી એ અરધો હિસ્સો માંગવા તો આવશેજ, અને તેજ વખતે હું એને 'ઠંઠન ગોપાળ' બતાવીશ એટલેજ એ મારાં મકાનમાંથી મિજાજ કરીને રવંડા માપી જશે કે પછી મારે 'તો' ભાવતું હતું ને વઇદે કર્યું, એમ થશે. એ બહાને આ પિડા પણ પતી જશે. મધુર શેઠને તો હું મારા હાથપર લઇ લેતાં વારજ એવું ભેરવીશ કે તેની સોબત છોડી દેશે, એટલે વચમાંથી તે બામણાને ખસેડી નાંખવાનું પણ બની આવશે. આ સઘળી ગોઠવણ મારે બડી ચાલાકીથી કરવી પડશે. ઠીક છે. હવે તેઓ આવે તે પછી બધી વાત. રંગ જોઇને રીત વાપરવાની છે." આમ વિચાર કરી તેણી પોતાના પલંગપર બપોરની વખતે નિંદ્રાવશ થઇ ગઇ, કેમકે, તેણીને દિવસે સૂવાની હંમેશની આદત હોવા ઉપરાંત ગઇ રાતનો તેણીને ઉજાગરો હતો, તે પણ વાંચનાર જાણતો છેજ.

મધુર પોતાને ઘેરથી નીકળીને તરતજ ચંડાળશંકરનાં મકાન આગળ પહોંચ્યો, અને ગાડીમાંથીજ બૂમ પાડતાં ચંડાળશંકર પણ તરતજ નીચે આવી પહોંચ્યો, અને બંને સાથે મળી બરાબર બે

વાગાને સુમારે છબિલીને ઘેર ગયા. આ વખતે તેણી ભર નિંદ્રામાં ઘોરતી હતી, તોપણ તે બંનેને જોતાંજ છબિલીની એક બુઢ્ઢી ચાકરડીએ તેણીને તાબડતોબ ઉઠાડી, અને તેણી આ બંનેનાં મોં જોતાંજ આંખો ખોલીને માથાનાં વિખેરાયલાં વાળ ટાપટીપ કરી મોં ધોઇ નાંખી લગાર લટકા મટકા કરતી તકિયા આગળ આવીને બેઠી, કે જ્યાં મધુર અને ચંડાળશંકર બેઠેલા હતા.

"શેઠ સાહેબ, આજે તો આ ગરીબ દાસીપર બડી મેહેરબાની કરી! આપનાં પવિત્ર પગલાંથી આ તાબેદારનું મકાન પાવન થયું! મોહટી કૃપા કરી!" કહીને છબિલીએ પાનની પટ્ટીઓ બનાવી, અને તેમાંની એક પ્રથમ મધુરને આપી, અને પછી બીજી ચંડાળશંકરને આપી.

"લે ભાઇ, મારાં કરતાં પણ તારાં માન વધ્યાં!" ચંડાળશંકર બોલી ઉઠ્યો "પહેલાં તને પટ્ટી આપી, અને પછી મને આપી! એટલે પહેલાં તો તારૂં પૂજન થયું! એટલાં તારાં માન વધ્યાં, અને મારાં હવે ઘટયાં! હાય ભાઇ હાય! આ દુનીઆનો રંગ એવોજ છે! હું જૂનો શેઠ છું તેની પણ શરમ રહી નહીં! તારાપર હાલ તરત તો એના ચારે હાથ જોવામાં આવે છે!"

"તેમાં શું શક છે?" મધુરે જણાવ્યું "આજે તો પઇસાની મોહોબત છે ભાઇ!"

"તેમ નહીં બોલો શેઠજી." છબિલીએ જણાવ્યું "અગર જો ચંડાળશંકર મારા જૂના શેઠ છે, તોપણ આપ મારે બારણે પેહેલ વેહેલાં આવ્યા તેથી આપને એક બહારના માણસ માફક

માન આપવું જોઇએ. એ મહારાજ તો અમારા ઘરના માણસ જેવા ગણાય, અને તેથી એમને માન આપવાની કંઇ જરૂર પણ નથી. ઘરના માણસને કંઇ માન હોય કે વળી?"

"એ પણ ખરી વાત!" મધુર હસીને બોલ્યો "ભાઇ ચંડાળશંકર, તારાં માન તો મારા કરતાં પણ વધ્યાં! કેમકે તને પોતાનો માન્યો ને મને પારકો માન્યો!"

"તે ખરૂં, પણ હવે તું પોતાનો થશે ને હું પારકો થઇશ!" ચંડાળશંકરે જણાવ્યું "હવે મારાથી એને પગાર આપી શકાય તેમ નથી, અને તું પગાર આપશે એટલે તું પોતાનો ને હું પારકો!"

"એ તો અમારો ધંધોજ છની શેઠજી!" છબિલીએ મધુર પ્રત્યે નિહાળીને કહ્યું "અમને તો જે પગાર આપે તે અમારો શેઠ; કેમકે અમારો ધંધો એવોજ છે, અને પેટને માટે અમારે એવો ધંધો કરવો પડે છે, માટેજ પઇસાની સગાઇ તો પહેલાં રાખવી પડે! તેમ નહીં કરીએ તો અમે ભૂખે મરીએ! કેમ--શેઠ ખરૂં કેહેજો? મારૂં કહેવું આપને કેવું લાગે છે ભલા?"

"તારૂં કહેવું તદ્દન વાજબી છે, અને તારા ધંધાની રૂએ તારે પઇસાની સગાઇ તો જોવીજ જોઇએ. પઇસા વગર તારો નિર્વાહ પણ કેમ ચાલે?" મધુરે જણાવ્યું "તું મોંઢામોંઢ સાફ બોલી દે છે, એ અમારા ચંડાળશંકરને કડવું લાગતું હશે, પરંતુ તારૂં બોલવું ન્યાય ભરેલું છે તેથી હું તો મારાં મનમાં એમજ તોલ કરૂં છું કે તું દિલમાં કપટ રાખતી નથી, પણ ચોખ્ખી

વાતજ વદે છે, અને મને પણ ચોખ્ખી વાત બોલનારજ પસંદ છે. બસ, બસ! તારી વાત સત્તર આનાની માનું છું."

"હવે સત્તર અને અરાડ આનાની વાત બાજુપર નાંખો, અને જે વિચાર માટે આપણે આવ્યાં છીએ તે વાત કરોની કે થયું મારા ભાઇ." ચંડાળશંકરે છબિલી તરફ જોઇને કહ્યું "જો સાંભળ; આ મ્હારો તનમદન મિત્ર છે, અને તને પગાર આપવાને મેં પોતેજ એને સલાહ આપી છે. મારૂં ગજું હવે પઇસા ખરચવાનું નથી, અને તેથી તું કોઇ નબળાના હાથમાં ફસાઇ જાય તેના કરતાં જો આવાના તાબામાં રહે તો મારા જીવને પણ સંતોષ રહે, માટે હવે તારો વિચાર શું છે તે બોલી જા. તું શું પગાર લેશે?"

"પગાર તો શું વધારે કહું? તમે પોતે નથી જાણતા કે મારે મોંઢે બોલાવો છો?" છબિલી મધુર પ્રત્યે બોલી "શેઠજી! તમે પોતે સમજુ છો, ચતૂર છો ને વિચારવંત છો તેથી તમે પોતે જાણતા હશો કે મારો ખરચ કેટલો મોહટો છે! આ બંગલાનું ભાડું ચારસો રૂપિયા છે; પાંચ છ નોકરો છે; ઉસ્તાદો છે; ગાયન વિદ્યા શિખવનારા બીજા પણ ખાસ માણસો પગારદાર તરીકે કાયમના ચાલુ છે; બે ઘોડા ને ત્રણ ગાડીઓ છે; આ ઉપરાંત દેવ સેવા માટે બે જુદાજ માણસો મેં ખાસ રાખેલા છે, કે જે પાછળ પણ મારે ઘણો ખરચ કરવો પડે છે; વળી મારાં ખાધા પીધાનો ખરચ પણ કંઇ જેવો તેવો નથી; પણ તે પુષ્કળ છે, અને કપડાં વગેરેનો ખરચ પણ મારાં નામ પ્રમાણે મારે હોયજ તેમાં પણ મારો પરચુરણ ખર્ચ વધારે છે. સઘળાં પાછળ દર માસે મને લગભગ પંદરસો રૂપિયા જોઇએ છે, અને તે ઉપરાંત દર માસે પાંચસો રૂપિયા મારે બચાવવા

પણ જોઇએ, કે જે રકમ એકમાં હું અનામત રાખીશ, અને તે એટલા માટે કે મારા ઘડપણમાં તે મને કામ લાગે. શેઠજી! જુવાની ગઇ કે મારી કમાઇ પણ ગઇ! માટે આગળથી ભવિષ્યનો વિચાર પણ કરવો જોઇએની?"

"એટલે દર માસે રૂપિયા બે હજાર તારે જોઇએ, એમજ કેની!" ચંડાળશંકરે પૂછ્યું "એજ તારૂં કહેવું છે કે વળી કંઇ વધારે બોલવાનું બાકી છે? જે હોય તે હમણાં બોલી દેજે, પણ પાછળથી વાંધો વિઘ્ન થાય નહીં તેમ કરજે. હું તને પેહેલાંથી ચેતાવું છું કે આ મારા દોસ્તને ચોખ્ખીજ વાત ગમે છે."

"અને મને પણ ચોખ્ખી વાત ગમે છે." છબિલી બોલી "ચોખ્ખા બે હજાર રૂપિયા દર માસે મારે જોઇએ. તે ઉપરાંત જો શેઠજીની ચાહના મારાપર થાય તો મને જણસ-જરિયાન એમનાં ધ્યાનમાં આવે તે અપાવે. તેને માટે મારો કંઇ જોરો નહીં, પણ બે હજાર તો પૂરેપૂરા દર માસે જોઇએ. તેમાં કાંઇ પણ કમી થશે નહીં."

"અરે હવે તું વધારે વાત નહીં કર." ચંડાળશંકરે જણાવ્યું "તું બે હજાર કહે છે તો હું એની તરફથી સો વધારે કહું છું. એટલે એકવીસસો આપશે. હવે કંઇ વાંધો છે?"

"બસ, બસ, બસ! મોહટી મેહેરબાની!" કહીને છબિલી બે હાથ જોડીને મધુર તરફ નમીને બોલી "શેઠજી! તમારા જેવા શેઠ સાહુકારની મેહેરબાની છે એજ મારા મનને લાખો રૂપિયા છે!"

"તે વાતની તારે કંઇ પણ ચિંતા કરવી નહીં. તું મારા પ્રસંગમાં આવ્યા પછી તું પણ સંતોષ પામશે." મધુરે કહ્યું "યાદ રાખજે કે મારા હાથે તારૂં વધારે ભલું થશે."

"અરે તું આ શેઠને પાને પડીને હાલનાં કરતાં પણ વધારે સુખી થઇશ." ચંડાળશંકરે જણાવ્યું "હજી તને એની ઉદારતાનો અનુભવ નથી, પણ તું જ્યારે એને વેઠશે ત્યારે છક થઇ જશે! એટલામાંજ સમજી જા! અરે આ શેઠ પઇસા તો કાંકરાની માફક ઉડાવે છે! મોહટા કરોડપતિઓ પણ આ શેઠ આગળ રદ છે! હવે વધારે શું કહું! એનાથી તારો ભવ સુધરશે."

"હું પણ એટલુંજ માંગુ છું." છબિલીએ જણાવ્યું "ઇશ્વર એમનું ભલું કરો!"

"લો ત્યારે નોટ કહાડો ભાઇ." ચંડાળશંકરે મધુરને કહ્યું "હાલ તરત. એકવીસસો આપો. એક મહિનાનો પગાર તો અગાઉથી આપવોજ જોઇએ."

"પણ હાલ બે હજાર આપું છું ને બાકી સો પછી આવીશ ત્યારે લેતો આવીશ તો ચાલશેની? મારા ખીસામાં સો છૂટા નથી, પણ પાંચસોનો એક ટુકડો છે."

"અરે શેઠજી!" છબિલી હસીને બોલી "ફકત ચારસો વધારે છેની! એકવીસસોને બદલે પચ્ચીસસો આપશો તો પણ શું વાંધો છે? મોહોબત જેવી મોહોબત આગળ ચારસો રૂપિયાની આપ મોહોટી વિસાત ગણો છો! વાહરે શેઠજી વાહ! એટલા ચારસો રૂપિયા જેટલી પણ શું હું નથી કે? તેમ છતાં જો આપનો જીવ ચચણતો હોય તો આવતે મહિને ચારસો ઓછા આપજો. હવે તો વાંધો નથીની?"

"ના, ના, કંઇ નહીં." મધુર બોલ્યો "લે આ પચ્ચીસસો લે. એમાં મોહટી શું વિસાત! ચારસો રૂપિયા તો કંઇક જાય છે ને

આવે છે! અને જ્યાં જીવ મળ્યો ત્યાં રૂપિયા શું મોહટી ચીજ! જીવ કરતાં પણ શું રૂપિયા વધારે છે કે? નૉનસન્સ! હું કાંઇ એવા રૂપિયાની દરકાર કરતો નથી."

"કેમ! મેં તને પેહેલાંથીજ કહ્યું છેની કે શેઠનો સ્વભાવ ઘણોજ દુલ્લો છે?" ચંડાળશંકરે જણાવ્યું "અરે તું જો એની સાથે નેકીથી વર્તશે તો એ તને ન્યાહાલ કરી નાખશે! એ તો બાદશાહ છે બાદશાહ! આવો પુરૂષ તને આજ સુધી મળ્યો હશે નહીં, અને મળશે પણ નહીં! એ તો ઘણો અમીર પુરૂષ છે! જેનાં ધન્યભાગ્ય હોય તેનેજ એવા પુરૂષનો સંગ થાય! હવે તો સમજી?"

"હા. હવે મારી ખાત્રિ થઇ." છબિલીએ જણાવ્યું "હીરો કંઇ ઢાંકયો રેહ છે વારૂ? ઝવેરાતનો ઝળકાટ અંધકારમાં પણ ઝળાં ઝળાં દિસે છે! તેમ આ ઝવેર મને મળ્યું છે! ઇશ્વર એમને આરોગ્ય રાખે."

"મને તો માત્ર તારાં ગાયનનોજ ઘણો શોખ છે, અને હું દરરોજ સાત આઠ વાગે આવીશ." મધુરે જણાવ્યું "તારી ગાયન કળાથી મારૂં મન અત્યંત આનંદ પામે છે."

"અને હવે તે આનંદમાં વૃધ્ધિ કરાવવાની મારી ફરજ છે." છબિલી બોલી "આપ દિલ ચાહે ત્યારે પધારજો. આપની સેવામાં આ તાબેદાર જ્યારે ફરમાવશો ત્યારે હાઝરની હાઝરજ છે."

"ઠીક છે તો આજે પણ રાતના આઠ વાગાને સુમારે હું આવીશ." કહીને મધુરે ઉઠવા માંડયું.

"અરે બેસો તો ખરા શેઠજી, જવાય છે. એક પાનની પટ્ટી બનાવું છું." કહીને છબિલીએ પાન બનાવી તે બંનેને આપ્યું અને બોલી "આપ આઠ વાગે જરૂર પધારજો શેઠજી."

"અલબત. જરૂર આવીશ." કહેતાં મધુર ઉઠીને નીચે ઉતરી ગયો.

ચંડાળશંકર જાણી જોઇને જરાક ઉપર થોભ્યો, અને છબિલી પ્રત્યે બોલ્યો "કેમ, ઠીક ચોરાયોની? પચ્ચીસસોમાં સાડી બારસો તો મારા લાવ, મને આપી દે."

"હમણાં ને હમણાં ખરાબ લાગે, ને તે કદાચ ચેતી જાય. પછી આવજોની." છબિલી બોલી "જોઇએ તો કાલે આવજો; કેમકે રાતે એ શેઠ આવનાર છે ત્યારે પણ હઝાર પાંચસો બીજા ઓકાવીશ તો! એટલે સહવારમાં બધા હિસાબ ગણીને લઇ લેજો."

"વારૂં ઠીક છે તો, સહવારમાંજ આવીશ." કહીને ચંડાળશંકર પણ ચાલતો થયો.

"કેમ ભાઇ, તને તો વાર લાગી કંઇ?" મધુરે ચંડાળશંકરને નીચે આવતાં જણાવ્યું "કંઇ બીજી નવી જૂની વાતો તારે મોંદે છબિલી બોલી કે?"

"એ તો મને પૂછતી હતી કે એ શેઠ માણસ કેવું છે ને આબરૂદાર છે કે લોફર છે?"

"ત્યારે પછી તેં શું જવાબ દીધો? તેં એને મનમાનતી ખાત્રિ તો આપી કેની?"

"મેં એને ઘણી સરસ રીતે સમજાવી દીધી છે, અને તારાપર સંપૂર્ણ ચાહના રાખે તેવી રીતે મેં એને ભણાવી છે. હવે તારે કોઇ રીતનો વાંધો આવે તેમ નથી!"



"કેમ: ઠીક ચીરાયોની ?" (પાનું ૪૪.)

"તેં એને ખાત્રિ આપી છે એટલે હવે વાંધોજ નહીં આવે. બચ્ચા, તારા હાથમાં એ ઘણી લાગે છે, અને તારૂં કહેવું એ તમામ માને છે તેમાં પણ શક નહીં ! એ તો મેં જોઇ લીધું !"

"પણ મારે એની સાથે લગભગ પાંચ વર્ષની મોહોબત છે, અને મેં એને હઝારો રૂપિયા ખવાડયા છે ! અરે એની પાછળ તો હું બાવો થઇ ગયો છું ! પછી એ મારૂં માને તેમાં શું નવાઇ ! તારે ને એને પણ જેમ જેમ પરિચય વધતો જશે તેમ તેમ એ તને વધારે ને વધારેજ ચાહશે ! માટે એની સાથેનો સંબંધ લંબાય અને સચવાઇ રહે તેમ તું કરજે."

"તેમાં તો મને કંઇ કહેવુંજ નહીં પડે. હું એને દરેક વાતે ખુશ રાખીશ."

"તો પછી એ પણ તને ખુશ રાખશે તેમાં પણ કંઇજ શક સમજતો નહીં. એ પણ બડી નેક વાળી છે."

"પણ હવે બીજી મુશ્કેલી રહી છે !" મધુર મોં કચવાવતાં બોલ્યો "મારી બાયડીનો સંતાપ જાગશે, અને તેણીને સમજાવવાની પણ મહા પંચાતી છે ! એક બે દાહડા તો ગમે તેમ સમજાવી દીધી ! ગઇ કાલે આખી રાત ગાયનમાં ગુજારી તે બાબતમાં તો મેં તેણીને એમ સમજાવ્યું હતું કે 'રૂના બજારમાં ઘણી ઉથલપાથલ હોવાથી ત્યાં આખી રાત રહેવું પડયું !' વળી અત્યારે ઘરમાંથી નીકળતાં તેણીને એમ સમજાવી દીધું કે 'ઑફીસમાં જવું છે, આમ બે વાર તો પાટિયાં ગોઠવ્યાં ! પણ દરરોજ રાતના ઘરમાંથી મારે નીકળવું તે તો ભારી થઇ પડે ! અને રાત વખત

ગાયનની મોજ રાંડને ઘેર મનમાની મજો પણ નહીં ! માટે હવે એનો શું રસ્તો કરવો ? તું કંઇ યુક્તિ બતાવે છે ?"

"અરે એને માટે તો હજાર હિકમતો મારા ખીસામાં ભરેલી છે !" ચંડાળશંકરે જણાવ્યું "તારે એમ કહેવું કે રાતના આઠથી અગીઆર સુધી એક પંડિત વ્યાખ્યાન આપે છે તે સાંભળવાને જાઉં છું"

"પણ તેજ ઘડીએ તેણી કહેશે કે 'હું પણ તમારી સાથે આવીશ.' તો પછી કેમ કરવું ?"

"બઇરાંઓથી ત્યાં અવાય નહીં, એમ કહેવાનું વળી ! તું પણ શું મારા ભાઇ મરદ થઇને આટલો બધો બાયડીથી બ્હીએ છે ! મને તારી એ રીત પસંદ નથી માઇ ડીયર !"

"પણ તેણી સુધરેલા વિચારની છે એટલે મરદોના મેલાવડામાં પણ આવવાને તઇયાર થશે ! માટે કોઇ બીજો તોડ કહાડ તો ઠીક."

"તો એમ કહેજે કે 'હવેથી દરરોજ રાતના પણ રૂનો બજાર ભરાય છે.' એ રસ્તો બરાબર છેની ? પછી તો તેણી એમ નહીં કહેશીની કે 'હું પણ બજારમાં આવું છું ?' કેમ આ તો ઠીક કેનો ?"

"ઓ યસ. એમાં વાંધો નથી."

એટલામાં ચંડાળશંકરનું ઘર આવતાંજ તે ત્યાં ઉતરી પડયો, અને મધુર ત્યાંથી પોતાને મકાને ગયો. મકાને પોંહોંચતાંજ બરાબર ચારના ટકોરા થયા.

"ઓહો ! પ્રાણનાથ, આપ તો ધારવા કરતાં પણ વ્હેલા આવ્યા જો !" મધુરી બોલી "મેં તો ધાર્યું હતું કે પાંચ વાગ્યા

પછી આવશો, પણ આપ વેહેલાં આવ્યા તો સારૂં થયું. હવે આપણે ફરવા જઇશુંની પ્રાણનાથ ? "

" હાસ્તો. તેને માટે તો હું ઑફીસથી કામ છોડીને વેહેલો ઉઠી આવ્યો છું."

" ત્યારે ગાડી જોડવાનો હુકમ આપું વાહલા ?"

" હા. પણ કઇ ગાડી જોડાવશે ? લૅન્ડોમાં મોહટી જોડી જોડાવજે. "

" આજે તો આપણે વિકટોરિયા જોડાવીશું. લૅન્ડોમાં તો મને બેસવું ગમતુંજ નથી ! તેમાં બેસતાં જાણે ખાડામાં દબાઇ ગયાં હોઇએ તેમ દેખાય છે ! મને વિકટોરિયા ઘણી ગમે છે. "

" તો વિકટોરિયા જોડાવ." કહીને મધુરે કપડાં ઉતાર્યાં ને મોં ધોવા લાગ્યો.

મધુરીએ ઘોડાવાળાને બોલાવી વિકટોરિયામાં ઑસ્ટ્રેલીયન ઘોડા જોડવાનો હુકમ કીધો, અને પછી પોતે પોતાનાં વસ્ત્રાલંકાર સજવામાં રોકાઇ, અને મધુરે મોં ધોયાં પછી નવી ફૅશનનો ઇંગ્લિશ ડ્રેસ પેહેર્યો. બંને પતિ પત્નિ તઇયાર થયાં, અને ખુશ મિજાજમાં બંને જણાં વિકટોરિયામાં બિરાજમાન થઇ, વિકટોરિયાવાળાને ફરમાવ્યું કે " પાલવા બંદરપર જાને દો. "



# પ્રકરણ ૫ મું.

---

### દોહરો.

એપોલો બંદર અતિ, આનંદ આપે ઊર;
ત્યાં પણ કંઇ કૌતક થયું, વિચિત્ર વાધ્યું શૂર!

## " કાગનું બેસવું અને તાડનું પડવું ! "

એપોલો બંદર પર આનંદ છે. સાયંકાળનો સાડાપાંચનો સમય થયો છે. ગાડી–ઘોડાની લાઇનો બંને તરફ ઉભી રહી છે. યુરોપિયન, ફીરંગી, ખોજા, મુસલમાન, પારસી, અને હિંદુ શ્રીમાનોની ઠઠ એક પ્રિયકર પ્રદર્શનના આકારમાં આનંદ સાગરની શાંત અને સીથળ હવા અંગિકાર કરતાં તથા મનગમતી મોજની વાતોના ગપાટા સપાટા ગગડાવતાં આમ તેમ ફેરા આંટા ખાય છે, અને મનને લેહેર માનતા જોવામાં આવે છે. કંઇક પોતાનાં બચ્ચાં છોકરાંઓને આંગળી પકડી આમ તેમ ફેરવે છે. કેટલાંક પતિ પત્નિ અન્યોઅન્ય ગળામાં હાથ નાંખી મગ્નતામાં મહાલતાં દેખાય છે. પતિ કોણ ? પત્નિ કોણ ? પુત્ર કોણ ? પિતા કોણ ? પુત્રી કોણ ? અને પરિવારમાં શું સગપણ ? તે ફરવા આવનારાઓમાં ઓળખી શકાતાં નથી ! કારણ કે જૂની, મરિયાદાનો આલોપ થઇ સુધારાના રંગ ઢંગ જોવામાં આવે છે ! મુલાજો ને મરિયાદા મંદ થઇ સ્વેચ્છાઇ સુધારાનો સુસવાટ સડાસડ ચાલે છે ! જૂના વિચારનાઓનાં જોવામાં જો આ દેખાવ આવે તો ખચ્ચીતજ તેઓની આંખો બિયાબાન બની જાય ! પણ તે જૂના વિચારનાઓનાં શું ભોગ લાગ્યાં હો કે તેઓ આ છછુંદર છાલકા

દેખાવો નિહાળવાને આવાં સ્વેચ્છાઇ સ્થાનપર આવવાની તસ્દી લે! તેઓ તો નહીં આવેલાંજ કામનાં! જ્યાં સુધારાનો બહાર ખીલ્યો છે, જ્યાં સુધારાનો પવન શૂરમાં ફાટી નીકળ્યો છે, જ્યાં સુધારાનો જુસ્સો જશવંત ઝળકતો મનાયો છે, અને જ્યાં સુધારાના ખાંઓની ફોજની ફોજ ફુંફાડા મારે છે, ત્યાં જૂના વિચારનાઓની હાજરી હડેહુત થાય તેમાં શું નવાઇ! બસ, ત્યાં તો જૂના વિચારપર તિરસ્કાર! ધિટકાર! ધિક્કાર! તૂટી ચાર! ફૂટી માર! જૂના વિચારનાં નામપર ત્યાં તો જુતિયાં રે જુતિયાં!

મધુર અને મનહરની ગાડી એપોલોપર આવી પોહોંચી. ગાડીમાંથી તેઓ બંને ઉતર્યાં, અને ગાડીને દૂર ઉભી રાખવામાં આવી. બંને જણાં સાથે ચાલતાં પાલવા બંદરની પાળ આગળ જઇને પવનની મિઠ્ઠી લેહેર ખાતાં ખાતાં ખુશનુમાં ગપાટા ચલાવતાં તેઓ બંને આનંદ પામવા લાગ્યાં. એટલામાં મધુરીએ પૂછ્યું "સ્વામિનાથ, આપણે ગમે તેટલો સરસ ડ્રેસ કરીએ છીએ, તોપણ પારસી ને પારસણો જેટલી આપણી છટા આવતી નથી, તેનું કારણ શું? આપણા પોષાકમાં શું ખામી છે વારૂં?"

"ખામી માત્ર કુદરતની!" મધુરે જણાવ્યું "જે કુદરતી છે તેને અકુદરતી કરવાનું ડહાપણ ડોહોળવાથીજ કેટલીક રીતની ખરાબિ નીપજે છેની! પણ દુનિયાનો રંગ એવોજ અવળો ચાલ્યો છે, અને એવોજ સમજ વગરનો શોખ શરૂ થયો છે, એટલે આપણે પણ તેજ રંગપર રસિયા બન્યા છીયે!"

"અરે પણ આમ તો જુઓ! પેલી પારસણનાં કપડાં કેવાં વિચિત્ર છે! અરધી પારસણ ને અરધી મડમડી! એ વળી કઇ જાતની ફૅશન હશે વાહલા?"

"એ પણ નવી ફૅશન! મનને માની તે ફૅશન! એનું નામજ ફૅશનની ફિશિયારી!"

"અને પેલી વળી વાણિયાણીનો ઠાઠ જુઓ! નાક તો ચીબું છે, અને કાળી કાળી હબસણ જેવી દેખાય છે, અને કપડાં કેવાં પેહેર્યાં છે! ઓહોહોહો! વળી આંખે ચસમા પણ ચઢાવ્યાં છે! જાણે કોઇ મોહટી પંડિત હોય ને ઇંગ્રેજીમાં ખાં હોય તેવો તેણીનો દેખાવ લાગે છે! શું તેણી ઇંગ્રેજી ઘણું ભણી હશે? તેણી વિદ્વાન તો હશેજ; કેમકે તે વગર આટલો બધો ભપકો કરે નહીં."

"અરે વિદ્વાન શાની પથ્થરની! જે ખરેખરાં વિદ્વાન છે તે તો ઘણું કરીને સાદાઇમાંજ શોભા સમજે છે! એ તો અધુરા પાત્ર હોય તેજ છલકાય!"

"ખરૂં છે પ્રાણનાથ. મને પણ હવે તો જાણે એવુંજ થાય છે કે ફકત સાદાઇમાંજ રહેવું. તોપણ સેહેજસાજ મનને ખુશી રાખવાનો ચસકો થઇ આવે છે ત્યારે સાદાઇને વિસારી દેવામાં આવે છે, એજ વાંધા છે!"

"મનને વશ રાખવું, એજ માણસની પેહેલી ફરજ છે વાહલી."

આ પ્રમાણે ટાઢા પોહોરના તડાકા ચાલે છે એટલામાં. વળી નવું કૌતક જાગ્યું! પેલી છબિલી પણ પોતાની બે ઘોડાની ગાડીમાં ત્યાંજ ફરવાને આવી પેહોંચી, અને તેણીની નજર સાથે મધુરની

નજર અથડાતાંજ બંને સામસામાં નેત્રો નચાવતાં હસ્યાં! આ રંગ જોતાંજ મધુરીએ પૂછ્યું "પ્રાણનાથ, એ કોણ છે? મને તો કોઇ નાયકણી જેવી લાગે છે! તોપણ એનો ભપકો બડો ભારી જણાય છે, અને એ કોઇ પઇસાદાર રાંડ હશે."

"અરે તું પણ શું ગમે તેમ લવારો કરે છે! એ નાયકણી નથી, પણ ગૃહસ્થી સ્ત્રી છે."

"ગ્રહસ્થી સ્ત્રી! એ આપ શું બોલો છો પ્રાણનાથ! એના નખરા તો નાયકણી જેવા લાગે છે!"

"એ તો તને એમ લાગે છે; કેમકે એ પણ સુધરેલા વિચારની છે, અને એણે સુધરેલી ફૅશનનાં વસ્ત્રાલંકાર સજ્યા છેની! તેમ વળી સ્ત્રીની સ્વતંત્રતા પણ એ પૂરેપૂરી ભોગવે છે, ને તેટલીજ છૂટથી ફરે છે, તેથી અજાણ્યા માણસને એમ લાગે કે એ નાયકણી હશે!"

"ત્યારે એ કોની સ્ત્રી છે, અને એ ક્યાં રહે છે?"

"એ પૂનાના એક પ્રખ્યાત પુરૂષની સ્ત્રી છે, અને હું જ્યારે પૂને ગયો હતો, ત્યારે એને ત્યાં મને જમવા બોલાવ્યો હતો; કેમકે એનો પતિ મારો ઘણો સ્નેહી છે."

"એના પતિનું શું નામ છે, અને તે શું ધંધો કરે છે?"

"એના પતિનું નામ નારાયણરાવ છે, અને તેની પાસે પચ્ચાસ લાખ રૂપિયા છે!" મધુરે પણ તદ્દન સૂકીજ ઠોકી "અરે તે બડા વગ વસીલા વાળો છે, અને તે પોતે પણ ઘણો ભપકાદાર માણસ છે!"

"તેમાંજ તેની બાયડીનો પણ એટલો બધો ભપકો છે! ઓહો! શું દાગીના પણ પેહેર્યાં છે! કાનમાં હીરાનું એરીંગ છે

તે પણ કેવું સરસ છે! એકેકા હીરો પણ કેવો ચળકે છે! પ્રાણ-નાથ, આપને એ ઓળખે છે તો એની સાથે આપ મારી મુલાકાત પણ કરાવોની તો."

"હા. ઘણી ખુશીથી; પણ હું તને તેણીની પાસે લઇ જાઉં તે પહેલાં તેણીને હું કહી આવું કે, મારી સ્ત્રી આપની મુલાકાત લેવા ચાહે છે. આમ કહ્યાં પછી તને તેણીની પાસે લઇ જાઉં; કેમકે સુધરેલાઓની સાથે મુલાકાત કરવા પેહેલાં તેમને પેહેલાંથી ખબર આપવી જોઇએ, એવી રીત છે."

"તો ભલે આપ કહી આવો. હું અહીં ઉભી રહીશ."

તરતજ મધુર તેણીની ગાડી પાસે ગયો કે તરતજ તેણીએ મધુરને 'શેકહેન્ડ' કરી, અને તેણીને હસીને કહ્યું "આવો! બિરાજો ગાડીમાં!"

"નારે ના! ગાડીમાં બેસું તો મને આ બધાં લોકોમાં ખરાબ લાગે!" મધુરે જણાવ્યું "પેલી મારી બાયડી છે, અને તું મારી સામું જોઇને હસી એટલે મારી બાયડીએ મને પૂછ્યું કે 'આ કોણ છે?' એટલે મેં તેણીને ઉંધુંજ સમજાવ્યું કે 'એ તો પૂનાના એક પ્રખ્યાત પુરૂષની સ્ત્રી છે.' આમ મેં તેણીને સમજાવ્યું છે, અને તેણીને હમણાં તારી મુલાકાત કરાવવા લાવું છું, માટે તું પણ ભરમ ફોડી નહીં દેતી ને મને ખોટો નહીં પાડતી!"

"ફીકર નહીં. તેણીને ખુશીથી અહીં લાવો. હું તેણીની સાથે તૈવાજ રૂપમાં વાત કરીશ."

બાદ મધુર પુનઃ મધુરી પાસે આવ્યો, અને તેણીનો હાથ પકડીને છબિલી પાસે લઇ જઇ મુલાકાત કરાવતાંજ છબિલીએ તેણીને પોતાની પાસેજ ગાડીમાં બેસાડી, અને મધુર પણ સામેની સીટ પર બેઠો. તે પછી તેઓ વચ્ચે ખુશ ખુશાલિની વાતચીત ચાલી, અને અન્યોઅન્ય આનંદ પામ્યાં. પાંચ દશ મિનિટમાં મધુર ને મધુરી તેણીને 'શેકહેન્ડ' કરીને ત્યાંથી પાછાં ઉઠીને વળી પાછાં તેઓ દરિયાની પાળ તરફ જઇને ઉભાં, અને પછી થોડી વારમાં છબિલી તો ત્યાંથી પોતાની ગાડી ફેરવાવી પોતાને મકાને સંચરી.

મધુર અને મધુરી પેલી છબિલીની ગાડીમાં બેઠાં હતાં, ત્યારે આસપાસનાં બીજાં સ્ત્રી પુરૂષો મનમાં હસવા લાગ્યાં કે "'આ શું ! આ રાંડની ગાડીમાં આ ગ્રહસ્થીઓ બેઠાં છે તેની તેમને શરમ પણ આવતી નથી'! ધોળે દાહાડે વેશિયાની ગાડીમાં બેસવું કેટલું શરમ ભરેલું છે ! છી-છી-છી !"

આ ગણગણાટ મધુરીને કાને સંભળાયો, અને તે વખતે તો તેણી મનમાંજ સમજીને મૌન્ય રહી; પણ પછી તેણીએ પોતાના પતિ પ્રત્યે કહ્યું "પ્રાણનાથ, આપણે પેલીની ગાડીમાં બેઠાં હતાં ત્યારે આજુબાજુનાં લોકો આપણી સામે આંગળીઓ કરીને હસતાં હતાં કે 'આ ગ્રહસ્થીઓ રાંડની ગાડીમાં બેઠાં છે તેની તેમને શરમ પણ લાગતો નથી !' આવો અવાજ મારે કાને સંભળાયો, અને તેથી મને તો તે વખતે મરવા જેવુંજ લાગ્યું જો !"

"તે લોકો ઓળખે નહીં ને જાણે નહીં એટલે એમ બોલે તેમાં કંઇ નવાઇ નહીં. જોની તું પણ પેહેલાં એને રાંડ કે નાયક

ણી તરીકેજ ધારતી હતીની ? તું જેમ ભૂલથાપમાં પડી તેવીજ રીતે બીજાં લોકો પણ ભુલાવામાં પડયાં હશે ! પણ એ તો જ્યારે ઓળખાણ થાય ત્યારેજ ખબર પડે. તેણીનો પેહરવેશ જુદી ફેશનનો ને મરિયાદા રહિતનો હોવાથી તેણીને માટે એમજ ધારવામાં આવે કે તેણી કોઇ નાયકણી હશે ! પણ સહવાસમાં આવ્યા પછી તે શંકા દૂર થાય. આપણે જેમ સહવાસમાં આવ્યાં તેમ બીજાંઓ કયાંથી આવે ! તે બાપડાઓ ભૂલથાપમાં ગૃહસ્થી સ્ત્રીને પણ નાયકણી ઠરાવી દેવાનું ગોથું ખાય ! સુધરેલા પોષાકની એજ મોહોકાણ છે તો ! અને મુંબઇમાં હવે તો ગૃહસ્થી કે નાયકણી ઓળખી પણ શકાતી નથી ! કેમકે પેહરવેશ બંનેના લગભગ સરખા થઇ ગયા છેની ! ”

“ પણ પ્રાણનાથ, પેલીના નખરાં ને આંખોના ચાળા તો તદ્દન નાયકણી જેવાજ લાગતાં હતાં જો ! તેણી ચાલચલણમાં તો સારી નહીંજ હોય. ”

“ તે તો હવે કોણ જોવા ગયું છે ! તેના ખબર પરમેશ્વરને ! આપણાથી કોઇને માથે ચોક્કસ જાણ્યા વગર એવો દોષ કેમ મૂકાય ?”

“ વારૂં પણ તે મુંબઇમાં કોને ત્યાં ઉતરી હશે, અને અહીં શું કરવા આવી હશે ? ”

“ અહીં પણ તેનાં પોતાના વાડી બંગલાઓ છે, અને વરસમાં થોડા મહિના અહીં રહે છે, અને થોડા મહિના પૂનામાં પણ રહે છે. એમને શું છે ! પઇસામાં પૂરા છે ! પઇસાવાળાને તો જ્યાં મરજી આવે ત્યાં મહાલે ને મોજ મારે ! ”

" ખરૂં છે પ્રાણનાથ. " મધુરી બોલી "સઉ પોતપોતાનાં પૂર્વનાં પૂન્ય પ્રમાણે સુખ પામે. " મધુરે તરતજ પોતાના ખીસામાંથી ઘડિયાળ કહાડીને જોયું તો સાડા છ વાગ્યા હતા. તે જોતાંજ તે બોલ્યો " ચાલો હવે ઘેર જઇએ; કેમકે વખત થઇ ગયો છે. "

" કેમ વારૂં, કંઇ જવું છે ? આજે કંઇ ઉતાવળ કરો છો ? રોજ તો છેક આઠ વાગ્યા સુધી અહીં થોભીએ છીએ. "

" પણ હવેથી સાત વાગ્યાની અંદર ઘેર જવું પડશે; કેમકે આઠ વાગ્યામાં તો મારે દરરોજ બજારમાં જવું પડશે. હવેથી દરરોજ રાતના આઠ વાગે પણ બજાર ભરાય છે, તેથી ત્યાં જવુંજ જોઇએ."

" દરરોજ જવું પડશે ! એ તો કમબખ્તી ! " મધુરા કચવાતાં બોલી " અને ઘેર પાછા કયારે પધારશો પ્રાણનાથ ? કલાકેકમાં પાછા આવશોની ? "

" તે કંઇ કહેવાય નહીં; તોપણ કમમાં કમ દશ અગીઆર તો થશેજ. "

" અરરર ! ત્યારે મને એકલીને મોડી રાત સુધી કેમ ગમશે ! હું તો મુંઝાઇ જઇશ ! "

" ગમે કે ના ગમે, પણ વેપારની સંભાળ મારે પહેલાં રાખવીજ જોઇએ. વેપારની પાછળ બધા મોજ શોખ હોય કેની ? વેપારમાં પેહેલાં લક્ષ રાખું નહીં તો બાર વાગી જાય ! "

" તે તો ખરૂં છે પ્રાણનાથ, પણ આપ વેપાર ઓછો કરો તો સારૂં. આજનાં વખતમાં વધારે અફસોસ કરવાની શી જરૂર છે ? ઇશ્વરે જેટલું આપ્યું છે તેટલુંજ સુખેથી વાપરો ભોગવોની કે થયું.

જીવને વધારે જંજાળ શું કામની? રાત ને દહાડો ધંધામાંજ અરધું શરીર થઇ જાય તો પછી તનદુરસ્તીને પણ નુકસાન કરેની!"

"એ તો એમજ ચાલે. કામકાજ કરવાથી તો તબીયત ઓર સારી રહે છે."

તરતજ તેઓ દરિયાની પાળ આગળથી ચાલતાં પોતાની ગાડી પાસે ગયાં, અને તેમાં બેસી પોતાને બંગલે પધાર્યાં. બાદ થોડી વારમાં ભોજન કરીને મધુર પોતાના ઠરાવ પ્રમાણે ઘરમાંથી નીકળી આઠ વાગાની અંદર છબિલીને ત્યાં પણ જઇ પોહોંચ્યો.

"ઓહો! શેઠ પધારો. વાયદો બરાબર સાચવ્યો ખરો!" છબિલી લટકમટક કરતી બોલી "આપ આઠ વાગતાંની અંદર આવવાને કહી ગયા હતા તેજ પ્રમાણે વખતસર પધાર્યા છો. તમે અંગ્રેજી ભણેલા તેથી ટાઇમસર ચાલો તેમાં તો શક નહીં."

"ઓ યસ." મધુરે જણાવ્યું "અમે લોક પઇસા કરતાં પણ વખતની કીંમત વિશેષ ગણીએ છીએ, અને દરેક કામ વખતસર કરવું, એમાંજ અમે ખુબી સમજીએ છીએ."

"વારૂં પણ અત્યારે આપ કંઇ એકલાજ આવ્યા? આપના પેલા મિત્રને નથી લાવ્યા?"

"તેને બોલાવવાને હું ગયોજ નથી. એ તો પ્રથમ પિછાન કરવામાં તેનું કામ હતું. હવે તેની મને શું જરૂર છે? હવે તો તમારી સાથે મારે ઘણી સારી રીતની મુલાકાત થઇ ચૂકી."

"વારૂં પણ આપ તે તમારા સોબતીને માટે કેવો વિચાર ધરાવો છો?"

"એટલે! એ પૂછવાનું કંઇ કારણ? તમારી પૂછવાની મતલબ હું સમજી શકતો નથી!"

"મારે પ્રથમ જાણવું છે કે આપ તેને અંતઃકરણનો મિત્ર માનો છો કે માત્ર ઉપલેકીયો?"

"હું તો તેને મારાં અંતઃકરણનો મિત્ર માનું છું; પણ–'

"જો તમે તેમ માનતા હો તો તેમાં તમે મોહટી ભૂલ થઇ છો; કેમકે તે તમારો મિત્ર નથી, પણ તે તમને ખોળામાં બેસાડીને ફસાવનારો છે!"

"તે કેવી રીતે? શું તે તારી પાસે મારા સંબંધમાં કંઇ ઉંધુચત્તું ભેરવતો હતો?"

"તેવું તો કંઇ નહોતું, પરંતુ તેની મતલબ વળી જુદીજ હતી."

"પણ તે મારે જાણવું જોઇએ; કેમકે મને ખબર પડે તો તેનાથી હું દૂર રહું."

"એવી રીતે તમારા સ્નેહમાં તૂટ પડાવવાની મારી મરજીજ નથી, અને હું આપને આટલું ચેતાવતે પણ નહીં, પરંતુ આપનું નિમક હું ખાઉં છું તો હવે આપનું ભલું મારે ચાહવુંજ જોઇએ, અને તેથીજ આપને સહજ ઇસારો કરૂં છું કે તેનાપર આપ ઝાઝો વિશ્વાસ રાખશો નહીં તો સારૂં."

"પણ બાબત શું છે તે જો તું મને નહીં જણાવશે તો હું એમજ માનીશ કે તું મારાથી જુદાપણું રાખે છે! માટે મુદ્દો શું છે તે મને ઝટપટ જણાવી દેતાં કિંચિત પણ અચકા નહીં."

"વાત એમ બની કે આપનાં આવવા પહેલાં આજે સહવારે દશેક વાગાને સુમારે તે મારી પાસે આવ્યો, અને આપને ખૂબ ચીરવા-

એટલે આપની પાસે મારે ઘણા પઇસા કઢાવવા, અને તેમાં તેને મારે અરધો ભાગ આપવો, આવી મતલબ કરવા તે આવ્યો હતો. તે માટે મેં પ્રથમ તો તેને નાજ કહી, પણ તેણે તો મને એવી ધમકી આપી કે 'જો તું મને ભાગ નહીં આપશે તો હું મધુર શેઠ અહીં નહીં આવે તેવી રીતનું સમજાવીશ.' આ ધાસ્તીથી મેં તેને હા પાડી, તોપણ મેં એટલું તો કહ્યુંજ હતું કે 'મધુર શેઠને ચોરવાનું કામ તો મારાથી બનશે નહીં, પણ રીતસર જે મને મળશે તેમાંથી હું તને અરધો ભાગ આપીશ.' આમ કહ્યું ત્યારે તેણે કહ્યું કે 'હવે મધુરને સમજાવીને હું અહીં લાવીશ, અને તે ફૂળ સધ્ધર છે, માટે તું તેને બરાબર બનાવી લેજે.' આમ નક્કી કીધાં પછી તો આપ તેની સાથેજ આવ્યા, અને તે સાથે હોવાથી હું તે વખતે આપને ચેતાવી શકી નહીં; પરંતુ હવે આપને ખાસ ચેતાવું છું કે એવા માણસનો આપ બિલકુલ વિશ્વાસ કરશો નહીં. તે કોઇ પણ ઠેકાણે આપને ફસાવવાની હિકમત કરશે, માટે તેનાથી આપ ચેતીને ચાલજો. પછી તો જેમ આપની મરજી. મેં તો આપને કહીને મારી ફરજ બજાવી છે."

"તેને માટે હું અંતઃકરણથી તારો ઉપકાર માનું છું વાહલી, અને તે બદલ તને આ સોનાનું ઘડિયાળ ને સોનાનો છેડો બક્ષીસ આપું છું. તેં મને ચેતાવ્યો તે બહુજ સારૂં કીધું." એમ કહીને મધુરે તેણીને ઘડિયાળ ને છેડો આપ્યાં, અને તે બોલ્યો "હવે હું પણ તને સાફ કહું છું કે તે લુચ્ચા બામણાને તું તારા ઘરમાં પગ પણ મૂકવા દેતી નહીં. જો મને એમ ખબર પડશે કે તે તારે

ત્યાં આવે જાય છે તો તેજ વખતે મારો પગ તારે ત્યાંથી એકદમ બંધ કરીશ !"

"હું તો એવા હરામખોરને મારા મકાનમાં પેસવા પણ નહીં દઉં !" છબિલીએ જણાવ્યું "હવે એ આવતી કાલે પ્રભાતમાં અરધો ભાગ લેવા આવનાર છે તે વખતે હું તો તેને ચોખ્ખું કહી દઇશ કે 'તારે મારા મકાનમાં પગ મૂકવોજ નહીં, અને તેમ છતાં પણ તું જો આવશે તો ભઇયા પાસે ધક્કો મરાવીને બાહાર કહાડીશ.' આમ તેને સાફ સંભળાવી દઇશ, એટલે પછી તેની શું મકદૂર છે કે તે હરામખોર અહીં પગ પણ મૂકવાની હિમ્મત કરે !"

"પણ તું તેને અરધો કે પા-કંઇ પણ ભાગ આપતીજ નહીં. એને તારે શા સારૂં ફૂટી બદામ પણ આપવી જોઇએ ? એવા કડકાને તો માથામાં જોડો મારવો જોઇએ."

"હું તેમજ કરીશ. એક રાતી પાઇ પણ શાની થાય છે ! એવા ભામટા તો ઘણા ભમે છે !"

"પણ એ શું અગાઉ તારો શેઠ હતો ખરો કે વારૂં ?"

"કદી નહીં. તદ્દન ખોટી વાત. એ તો તે વખતે એનાં મોં સમક્ષ એની લુચ્ચાઇનો પડદો ખોલતાં હું અચકાઇ; પરંતુ એ વળી મારો શેઠ ક્યારનો ! એ તો મારે ત્યાં કેટલાક દાહડાથી ફોગટ ફેરા આંટા ખાતો હતો એટલુંજ. એવાં કડકાને મારો શેઠ કરૂં ખરી કે ? છટ-છટ ! એ તો મારા જોડા ઉપાડવા લાયક ને જ્યાં ખાસડાં મૂકું ત્યાંજ એ પણ બેસવા લાયક !"

"હાં ! એમ છે ! અરરર ! ત્યારે એ તો મને કંઇનું કંઇ સમજાવતો હતો !"

"તેમજ મને પણ આપની બાબતમાં તેવુંજ વિચિત્ર સમજાવતો હતો!"

"અરેત્તારીની! એ બામણાએ પણ ખૂબ કરી જો! સારૂં થયું કે તેં મને ચેતાવ્યો."

"શા માટે નહીં ચેતાવું? આજથી આપ મારાં અંગભૂત, અને હું આપની અર્ધાંગના, અને આજથી આપણી પરસ્પર પ્રીતિની રીતિથી ફરજ છે કે અન્યોઅન્ય ભલું ચાહવું."

"તેમાં કંઇજ શક નહીં. હું તો હવે મારી પરણેલી સ્ત્રી કરતાં પણ તને અધિક માનીશ! પહેલાં તું ને પછી મારી બાયડી!"

"મોહટી મેહેરબાની શેઠજી. હું તો આપની મોહોબત ને મેહેરબાનીનીજ માત્ર પ્યાસી છું. હું પઇસાની ભૂખી નથી, પણ સારા માણસની મોહોબતનીજ ભૂખી છું."

"બરાબર છે. તેમજ રાખવું જોઇએ." કહીને મધુરે હવે એ વાત પડતી મૂકી, અને તેણે ખીસામાંથી રૂમાલ કહાડી પોતાનાં મોંપર આમેલો પરસેવો લુછી નાંખી છબિલીને કહ્યું "હવે એક બે ચીજ થઇ જાય. કોઇ ચીજ એવી તોફા સંભળાવ કે બસ પેલા બામણની ખટપટની ખીલી જે મગજમાં ખુંચી રહી છે તે ભૂલી જવાય."

"હાજી. મોહટી ખુશીથી." કહીને છબિલીએ ઉસ્તાદોને બોલાવી ટબલા શારંગિ શરૂ કરાવ્યાં, અને તેની સાથે તાલ સૂર બરાબર મેળવ્યા પછી તેણીએ ઠસ્સામાં પોતાનું ગાયન શરૂ કીધું.

"આહાહાહા! વાહ વાહજી વાહ! બહોત અચ્છી! ખૂબ કહી! બડી ઉમદા ચીજ" વગેરે વખાણનાં વેણો મધુરે ગાંડા ઘેલા બની



"આખરે થાકીને રડવા લાગી," (પાનું ૬૧.)

ઓચરવા માંડયાં, અને ગાયનથી તે એટલો તો ખુશ થઇ ગયો કે તેણીને હદ ઉપરાંતની સાબાશી આપી, અને પોતે ઉંચો નીચો થવા લાગ્યો. તેમ તેમ છબિલીને ગાવામાં વધારે ને વધારે શૂર વ્યાપ્યું, અને તેણીએ પોતાનાં હુંનરનું પૂરેપૂરૂં બળ બતાવ્યું. મધુર પણ છક્કડ થઇ ગયો, અને દશ વાગ્યા પછી ગાનતાન બંધ કરીને તેઓ બંને બીજા ત્રિજા અનમોજી ગપાટા ચલાવવા બેઠાં, અને એમ કરતાં સાડા અગિયાર થતાંજ મધુર ચમકીને ઉભો થયો, અને છબિલીને ભેટીને ત્યાંથી નીકળી પડયો. તે બરાબર બારને ટકોરે પોતાને ઘેર પહોંચ્યો—એટલે છેક અરધી રાતે!

બિચારી મધુરી રાહ જોયાંજ કરે! વારમવાર ઘડિયાળની સામું જોયા કરે, અને બારીમાંથી આમ ને તેમ ડોકિયાં કર્યાં કરે! દશ સાડાદસ વાગા સુધી તો તેણીને વધારે લાગ્યું નહીં, પણ તે પછી તેણીનાં હૃદયમાં ચિંતા ચચણવા લાગી, અને તરેહવાર વિચાર સાગરના મોજા તેણીનાં મગજમાં ઉછળવા માંડયાં! પણ શું કરે! ઉઠે ને બેસે! આખરે થાકીને રડવા લાગી, અને તેણીની આંખોમાંથી દડ દડ આંસુની ધારા વહેવા લાગી! એટલામાં બારના ટકોરા થતાંજ મધુર આવી પોંહોંચ્યો, જેને જોતાંજ મધુરી તેને ગળે વળગીને વધારે રડતાં બોલી "પ્રાણનાથ, આટલી બધી રાત સુધી કયાં રોકાયા હતા! હું તો આપના વિના એકલી મુંઝાઇ મુંઝાઇને રડું છું! હમણાંજ બારના ટકોરા વાગ્યા! ઓહો! અરધી રાત વીતી પણ ગઇ! અત્યાર સુધી આપનો બજાર ઉઘાડો રહ્યો એ તો જુલમની વાત વાહલા!"

"બજાર તો દશ વાગતાં વિખેરાઇ ગયો હતો, પણ હું વળી બીજી પડમાં પિડયો!"

" તે વળી શું સ્વામિનાથ? "

" બજારમાં ભારે ભીડમાં મારૂં સોનાનું ઘડિયાળ ને સાંકળી કોણ જાણે પડી ગયાં કે પછી કોઇએ કહાડી લીધાં ! તેની શોધાશોધ કલાક સુધી તો કરી, અને પછી પોલીસમાં ખબર નોંધાવી. પોલીસ વળી મારી સાથે આવીને બજારમાં શોધ ખોળ ચલાવવા લાગી, પણ કંઇજ પત્તો હાથ લાગ્યો નહીં ! આખરે થાકીને ઘેર આવ્યો તેમાં અત્યાર થઇ ! "

"ત્યારે છેડો ને ઘડિયાળ બંને ગયાં ! મુદ્દલ પત્તોજ લાગ્યો નહીં ? "

" ના વાહલી. " મધુર મોંનો ચેહેરો તદ્દન શોકરૂપ કરીને બોલ્યો " કેવું નુકશાન લાગ્યું ! "

" પણ તેમાં હવે આપ સંતાપ કરી જીવ શું કરવા બાળો છો ! નસીબમાં ઉતરે તે જાય. ખેર ! તેમાં શું મોહટી વાત છે ! વળી બીજાં લેજો." કહીને મધુરીએ પોતાના પતિને ધીરજ આપી શાંત પાડયો, અને પછી તેઓ નિરાંતે શયન વાસમાં સંચર્યાં. મધુરી થોડી વારમાં નિદ્રાવશ થઇ ગઇ, પણ મધુરનાં મગજમાં તરેહવાર વિચારોની ઉથલપાથલ થઇ! ઘડિયાળ અને છેડો છબિલીને આપી દીધાં છતાં તે છુપાવવાને તેણે પોતાની સ્ત્રી પાસે જે ગત વાપરી તેથી પણ મધુરનાં મનમાંથી એક સંતાપ કમી થયો, તોપણ રાતના દરરોજ મોડું તો થશેજ, તેને માટે મધુરીને શું સમજાવવું તેનાં ચોકઠાં તે ગોઠવતો હતો, અને તેના તે વિચારમાં છેક પાછલી રાતના તેને પણ ઉંઘ આવી ગઇ. એટલે આજની રાત તો પસાર !

## પ્રકરણ ૬ ઠું.

---

### દોહરો.

ચંડાળશંકર ચમકિયો, કરે ઉથલપાથલ;
પ્રપંચ તેણે આદર્યો, બન્યો બડો ચંચળ.

### ભટજીનાં ભામા !

ચંડાળશંકરની સ્વારી બીજા દિવસની પ્રભાત થતાંજ સુમારે આઠેક વાગે છબિલીને ત્યાં પહોંચી; પણ છબિલી આ વખતે સૂતેલી ઉઠી નહોતી તેથી તે બાહારના દિવાનખાનામાંજ બેઠા, અને હાથમાં એક ચોપડી, જે પણ પાસે પડેલી હતી તે લઇને વાંચતાં વખત ગાળવા માંડયો. એટલામાં તેની નજર પાસેના એક કબાટ તરફ ગઇ, કે જે કબાટમાં, મધુરે છબિલીને બક્ષેલું સોનાના છેડા સાથેનું ઘડિયાળ લટકાવેલું હતું. તે જોતાંજ ચંડાળશંકર મનમાં મલકાવા લાગ્યો કે "ઓહો! મધુરભાઇ તો સજ્જડ બની ગયા છે જો ! આ ઘડિયાળ ને છેડો પણ તેનાંજ છે, અને તે છબિલીએ બનાવી લીધેલાં લાગે છે ! એ પણ ઠીક થયું; અને એમાંથી પણ મને અરધો ભાગ તો મળશેજ. આ છેડો ને ઘડિયાળ છે તે બંનેની કિમ્મત તો લગભગ સરખીજ છે, અને તેથી એમાંથી એક છબિલી રાખશે, અને એક હું પોતે રાખીશ. વળી પેલા પચ્ચીસસો રૂપિયામાંથી પણ મને બરાબર સાડા બારસો મળશે, અને તે રૂપિયામાંથી પેહેલાં તો મારી બાયડીની બે જાયુસો મારવાડીને ત્યાં મારગેજ મૂકી છે તેનાં વ્યાજ સાથે રૂપિયા સાડા પાંચસો ચૂકવી આપીશ. બાકીના સાતસો રેહેશે તેમાંથી એક

કમાણી કરવાનો ધંધો જગાવીશ. એટલે એકાદ ખુંણામાં આખું મકાન ભાડે રાખીશ, અને તેમાં જુગારનો 'ફ્લલ' બેસાડીશ, જેથી હઝાર રૂપિયા એકેક રાતમાં માત્ર સેનના મળી જશે, અને એ પ્રમાણે જો એકાદ મહિનામાં આઠ દશ વાર 'ફ્લલ' બેસાડીશ તો સહજમાં મારી પાસે આઠ દસ હઝારનો માયો થઇ જશે! તેમાંથી પછી એક માળો વસાવીશ તો તેનાં ભાડાંના પણ દર મહિને પચાસ—પોણોસો રૂપિયા તો આવશે ને જરૂર આવશે. એટલે પછી નિરાંતે રોટલા ખાયા કરીશ તોપણ વાંધો આવશે નહીં. બસ, સુખી થવાનો એજ રસ્તો છે. અરે વળી તેટલામાં તો મધુર અહીં હઝારો રૂપિયા બની જશે, અને તેમાંથી પણ મને અરધો ભાગ તો મળશેજ કની! એટલે હવે થોડા વખતમાં વળી પાછો હું તો પઇસાદાર બની જઇશ ને વળી પાછા ગાડી ઘોડા વસાવીશ ને મોજ મારીશ! વાહ વાહજી વાહ! ઇશ્વરે હવે મારો દાહડો ફેરવ્યો છે, એમ હું તો માનું છું. શ્રી હરી, તારો આશરો! હવે તો તું મને તારશે, એમ મને ભાસે છે. જો ધારેલું કામ બરાબર પાર પડશે ને મને જો દશ વીસ હઝારનો તડાકો પડી જશે તો હું સત્યનારાયણની કથા કરાવીશ ને બરાબર એક સો એક બ્રાહ્મણ જમાડીશ. માટે હે! ભગવાન, હવે તો તું મને સહાય થજે ને મારૂં ભલું કરજે! વળી આ નાયકણીનું પણ પ્રભુ ભલું કરજે કે એના પ્રતાપે મારૂં કામ થઇ ગયું! હવે તો સેવક કડકામાંથી સડકો થયો! બસ, બસ! બેડો પાર! આ ચંડાળશંકરનો ચંદ્ર પુનઃ ચળકશે તેમાં કંઇજ શક નથી!."

આ પ્રમાણે ભટજી મહારાજ પોતાના મનમાં મલકાતા ને શેખચલ્લીના વિચાર કરતા બેઠા છે, એટલામાંજ છબિલી આંખો

આંખો ચોળતી ઉઠી, અને બહાર જુએ છે તો ચંડાળશંકર બેઠેલો જણાયો. તરતજ તેણીએ અંદરના રૂમમાંથી બીજે બારણે બહાર નીકળીને છેક અંદરના ઓરડામાં જઇ દાતણ, પાણી કીધું, અને મોં સાફ કરીને ત્યાં ને ત્યાંજ ચાહ પીધાં પછી તેણી દિવાનખાનામાં આવી, અને ચંડાળશંકરની સામું પણ નહીં નિહાળતાં તેણીએ પાનનો ડબ્બો લઇ પાનની પટ્ટી બનાવીને પોતાના મોંમાં મૂકી દીધી પાનની પટ્ટી બનાવતી વખતે ચંડાળશંકર તો એમજ સમજ્યો હતો કે " મારે માટે એ પાન બનાવે છે." પણ તે આશા તો અવળી પડી, ને છબિલીએ તો માત્ર એકજ પટ્ટી બનાવીને તે પોતાનાજ મોંમાં મૂકી ! તેમજ હજી સુધી છબિલીએ તેની સામું પણ જોયું નહીં કે તેને બોલાવ્યો પણ નહીં; તેથી તેનું મગજ તપી આવ્યું, અને હવે થોડી વાર તે પણ મૌન્ય રહ્યો. બાદ પાન ખાધાં પછી છબિલી તેનાથી થોડેક છેટે બેસવાથી પણ ચંડાળશંકરનું વધારે પાકી આવ્યું.

" ઓહો ! આજે તો કંઇ બહુ મિજાસમાં છે ! હું તેચારનો બેઠેલો છું, પણ જરા સામું પણ જોતી નથી ! " ચંડાળશંકરે મોંનો ડુમરો નચાવી જણાવ્યું " હજી તો મધુર મળ્યાને માત્ર એકજ દિવસ થયો છે, અને તેટલામાંજ આટલુ બધું અભિમાન આવી ગયું ! ઓહોહોહો ! શું કહેવાય ! રાજાની રાણીને પણ આટલું ગુમાન નહીં હોય ! "

આ સાંભળી છબિલીનું મગજ પણ તપી આવ્યું, ને તેણી બોલી " મહારાજ, આટલાં બધાં ટાહેલાં કરવાની કંઇજ જરૂર

નથી. ગમે તેમ લવારો કરતાં શરમ નથી આવતી ! હું ત્યારની બોલતી નથી તેમ તેમ તો કુતરાની માફક જેમ આવે તેમ લવારો કરેજ જાઓ છો ! શરમ છે તમને ! તમારી જુબાનમાં મિઠાશ તો મળેજ નહીં ! તમારાં પાપેજ તમે ભૂખે મરતાં થશો ! તમારા મિત્રનું પણ તમે ભલું ચાહતાં નથી તો મારૂં ભલું કયાંથી ચાહો ! ”

આવાં કપરાં વચન સાંભળતાંજ ચંડાળશંકર સ્તબ્ધ બની ગયો, અને તેનું મોં જાણે સીવાઇ ગયું હોય તેમ તે થોડીક મિનિટ સુધી તો છબિલીની સામું ડોળા પોહોળા કરીને એકી નજરે જોતોજ રહ્યો ! પણ પછી તે ધીરે સ્વરે બોલ્યો “ કેમ આજે છે શું ? તને શું થયું છે ? આજે તારો મિજાસ ઠેકાણે છે કે નથી ! રાતના છાંટો પાણી વધારે લીધો હતો કે શું મોહોકાંણુ ! તું શું બોલે છે તેનું ભાન પણ તને છે કે તે પણ નથી ? ”

“ બસ ચૂપ ! ” છબિલી વધારે મિજાસમાં બોલી. “તને સાફ કહું છું કે તારે મારી સાથે ભાપણ કરવું નહીં, અને મારા ઘરમાં પગ પણ મૂકવો નહીં. ”

“ પણ કંઇ કારણ ? મારી કંઇ કશૂર ? આમ એકદમ મારો અનાદર કરે છે તે શું સારી વાત છે ? ”

“ ઓહોહોહો ! તું કોઇ મોહટો માણસ ખરોની કે તારો અનાદર હું કરૂં નહીં ! અરે તારા જેવા તો મારા મકાનમાં ચાકરો ને ઘાટીઓ છે ! તું તે મારાં શું હિસાબમાં ! લાડુભટ, ગરબડ કરશે તો પોલીસને બોલાવીને હમણાં ને હમણાં બંધાવી દઇશ ! તું તારા મનમાં શું ખાંડ ખાય છે ! તારા જેવા તો મારે ત્યાં ગુલામડાઓ પણ ઘણા છે ! ”

"અરે પણ તને આજે શું થયું છે! તું આમ કેમ બેમુરવત બની ગઈ છે! છબિલી, આવા છાલકા બોલ બોલતાં લગાર તો વિચાર કર કે તું આવાં કૂવચનો કોને બોલે છે!"

"તારા જેવા એક લુચ્ચા, લોફર, અને લફંગા લાડુભટને!"

"હું લુચ્ચો! હું લોફર! હું લફંગો! વાહરે વાહ! ધન્ય છે તારી જાતને!".

"જોજે! મોં સંભાળીને બોલજે! પેલું ખાસડું દીઠું છે કે? વધારે ઓછું બોલશે તો તે ખાસડાંથી તારી પૂરેપૂરી પૂંજા કરીશ ને તારૂં માથું ભાંગી નાંખીશ! બસ, મુંગો મુંગો નીચે ઉતર; નહીં તો ભઈયા પાસે માર મરાવીને અને ધક્કા લગાવીને ભૂંડે હાલે બાહાર કહાડીશ!"

"એટલું બધું! ઓહો! આ કામ વળી વધ્યું! વારૂં ફીકર નહીં! જોઈ લેવાશે! હવે પછી તારે બારણે આવતાં વિચાર કરીશ. મને કંઈ તારી દરકાર નથી."

"તો મને પણ તારા જેવા ભિખારીની શું દરકાર છે? ચાલ્યો જા અહીંથી."

"ચાલ્યો જઈશ, પણ પેલા રૂપિયામાંથી અરધા મારા ભાગના મને ચુકવી આપ."

"કેના રૂપિયા ને કેવો ભાગ! ગળે પડે છે કે ચિનાઈ સાહુકાર! ગામમાં બીજાને ઠગવા ને ધુતવા જજે; પણ અહીં કંઈ તારૂં વળે તેવું નથી! સમજયો હરામખોર પાજી!"

"બસ કે! થઈ ચૂકયું! એટલામાંજ ફરી ગઈ! રૂપિયા આપવા પડે તેથી આ બધો ઢોંગ ચલાવે છે, કેમ! ઠીક! ઠીક!

હવે સમજ્યો ! તારૂં આ ચરિત્ર મને બરાબર સમજાયું ! એ તો બધી પ્રપંચની બાજી તેં મચાવી છે ! ખરી વાત ! મારા રૂપિયા રડાવવાનોજ આ રસ્તો !"

"રૂપિયા કયા તારા બાપના ! તું કયાંથી કમાઇને લાવ્યોતો ! મુઆ પાજી ! નાયકણીની કમાણીમાં ભાગ જોઇએ છે, કેમ ! ગટરમાં મોં ધોઇને આવજે, એટલે તારા કપાળમાં ધગધગતા આપીશ !"

"ખરી વાત ! હવે જાણે મારૂં કામજ નહીં પડે તેમ તું ફાટી ગઇ છે ! પણ યાદ રાખજે કે હજી મારૂં કામ તો ઘણું પડશે ! તું તારાં મનમાં એમ માને છે કે હવે જાણે મધુર તારા હાથમાં આવી ગયો ! પણ એવું માનવામાં તું જરૂર ગોથું ખાય છે ! મધુર જેટલો મારો હશે તેટલો તો તારો નહીંજ હોય ! અરે હું જો ના કહું તો અહીં કદી પગ પણ નહીં મૂકે ! તું તારાં મનમાં શું સમજે છે ? હું ધારીશ તો આજે ને આજેજ તેને અહીં આવતો બંધ કરી દઇશ ! પછી માથે હાથ દઇને પોક મૂકીને રડજે ! સમજીની ?"

"જારે જા ગુલામડા ! તારા જેવા તો છપ્પન મારા પગ આગળ રખડી ગયા ! અને જો તું તારા બાપનાં બીજનો હોય તો હું તને સાફ કહું છું કે ભલે મધુરને અહીં આવતો અટકાવજે ! જોજે, થૂંકીને ચાટવું પડે નહીં !"

"એમ છે ! તો ઠીક આજે ને આજેજ વાત !" થોડી વાર વિચાર કરીને લગાર શાંત પડી તે બોલ્યો "અરે, ઘેલી ! તું પણ કેવી નાદાન છે ! ખાશે પણ નહીં ને ખાવા દેશે પણ નહીં ! તું કંઇજ ઉસ્તાદ નથી, પણ તદ્દન ભોઠ છે !"

"ભોઠ છું તો ભલે; પણ તું હવે અહીંથી નીચે ઉતર, નહીં તો ભઇયાને બોલાવીને ઉતરાવીશ !"

"પણ ત્યારે શું તારો વિચાર મારા અરધા ભાગના રૂપિયા આપવાનો નથીજ ?"

"અરે જારે ભામટા ! ભાગ લાગ અહીં કેવો ! તારૂં અહીં શું લાગે છે ? ચાલ, ચાલ્યો જા અહીંથી !"

"એમ કે ! ઠીક છે ! જોઇ લઇશ !" કહીને ગુસ્સો કરતો ચંડાળશંકર ચપ ચપ દાદર ઉતરીને ચાલતો થયો.

છબિલી મનમાં વિચારવા લાગી કે "ચાલો, પાપ પત્યું ! હવે અહીં આવવાનુંજ ભૂલી જશે. મધુર શેઠને તો મેં સતનાજ સમજાવી દીધા છે, એટલે તે પણ એને હડેધુત કરશેજ કરશે. વચમાં એ બામણાને ખસેડ્યો તો હવે મધુર શેઠને ધુતવાનો લાગ મને વધારે મળશે." આમ વિચાર કરી તેણી પછી સ્નાન પૂજામાં ગુંથાઇ.

ચંડાળશંકર તરતજ પોતાને ઘેર આવ્યો, અને પોતાના શેખસલ્લિના વિચારો ઉંધા વળી જવાથી મનમાં મહા શોક કરવા લાગ્યો કે, "આ શું બની ગયું ! ધારેલું કંઇજ હાથમાં નહીં આવ્યું ! રાંડ છબિલી પણ માથાની મળી, અને મને રડાવ્યો ! તે રાંડ બેવચની થઇ ! હવે તો મધુરને કંઇ પ્રપંચથી સમજાવી તે રાંડને ત્યાં જતો અટકાવવો જોઇએ, અને તેને માટે કંઇ ઘાટ ઘડવો જોઇએ. ઠીક છે; મધુરને મળું, અને કંઇ એવું છૂ મંત્ર ચલાવું કે તે એ રાંડને ત્યાં જાયજ નહીં. તે જો જવાનું છોડી

હશે તો પછી તે રાંડને પાછી મારી ગરજ પડશેજ પડશે. કંઇ પણ રસ્તો તો કરવોજ જોઇએ, કે જેથી તે રાંડનું ગુમાન ઉતરે. વેશિયાની જાત કોઇનીજ નહીં! રાંડ જાત આખરે પણ બેઇમાન! મારે વડે રાંડને પઇસાનો ઢગલો મળ્યો, અને હવે જાણે ઓળખતી પણ નહીં હોય તેમ કરે છે! રાંડે મારૂં કેટલું અપમાન કીધું! રાંડ જાતને ગમે તેવા હલકા શબ્દો બોલતાં પણ શરમ શાની હોય! આખરે પણ વેશિયાની જાત કૂજાત! જાતપર ભાત! હવે તો એ રાંડને પણ જોઇ લઇશ! ઠીક છે! હવે વખત ગાળવો કામનો નથી. ચાલ હમણાંજ મધુરને ત્યાં જઇને પ્રથમ તેને તો મળું." કહીને ચંડાળશંકર તરતજ મધુરને ત્યાં જવા નીકળ્યો.

મધુરનો જમવાનો વખત હમેશ દશ વાગ્યાનો હતો, અને અત્યારે લગભગ અગીઆર થવા આવેલા હોવાથી તે પોતાની ઑફીસ જવાની તઇયારીમાં હતો, અને ગાડી જોડેલી તઇયાર તેનાં આંગણા આગળ ઉભેલી હતી. તેટલામાં ચંડાળશંકર ત્યાં જઇ પહોંચતાંજ તેણે પ્રથમ ઘોડાવાળાને પૂછ્યું "શેઠ ઘરાંત આહે કાય?"

"હો. શેઠ. આહે." ઘોડાવાળાએ જુવાબ દીધો "આતાં બાહેર જાણાર આહે."

"ઠીક." કહીને ચંડાળશંકર ઉપર ચઢયો તો તે વખતે મધુર કપડાં પેહેરતો હતો. તેની પાસે ચંડાળશંકરે જતાંજ પૂછ્યું "કેમ ભાઇ સાહેબ, ઑફીસ જવાની તઇયારી કે?"

"હા." મધુરે જણાવ્યું "તું કયાંથી?"

"તારી સાથે કંઇક ખાનગી વાત કરવી છે, તેથી આવ્યો છું."

"પણ મને વાત કરવાની ફુરસદ નથી, અને મારે કંઇ પણ ખાનગી વાત સાંભળવી પણ નથી."

"કેમ વારૂં? આજે તો બહુ તોરમાં આવી ગયો છે કંઇ!"

"બસ ગડબડ નહીં. હું હવે કોઇની પણ દોસ્તીમાં રહેવા માંગતો નથી ને મારે કોઇની દોસ્તીની પણ જરૂર નથી. હું ભલો ને મારૂં કામ ભલું."

"પણ લગાર તારા લાભની વાત છે તે પણ સાંભળશે કે નહીં?"

"તે સાંભળવાને પણ ફુરસદ હમણાં જોઇએની?"

"તને ફુરસદ હોય તે ઘડીએ મળીશ. તું કહે તો ઑફીસમાં આવું?"

"ઑફીસમાં પણ બે વાગ્યા સુધી મને મુદ્દલ ફુરસદ મળશે નહીં"

"તો બે વાગ્યા પછી આવીશ–ત્રણ વાગે આવું તો કેમ?"

"ભલે, આવજે: જોઇશ." કહીને કંઇ પણ વધારે કોઠું આપ્યા વગર મધુર ઉતાવળે દાદાર ઉતરીને નીચું જોઇ એકદમ ગાડીમાં બેસી ગયો ને પછી ગાડી ચલાવવાનો તેણે ઘોડાવાળાને હુકમ કીધાથી તેણે ગાડી દોડાવી મૂકી.

મધુરનો આ રંગ પણ ચંડાળશંકર વિસ્મયતામાં જોઇજ રહ્યો, અને તેણે પોતાનાં મનમાં માની લીધું કે "રાંડ છબિલીએ જરૂર આને પોતાના હાથપર લઇને ભંભેરેલો લાગે છે! કોઇ દાહડો નહીં ને આજેજ એ પણ જાણે મારી દરકાર રાખતો નહીં હોય તેવી રીત ચલાવતો ચાલ્યો પણ ગયો! હવે એને મળવામાં પણ

આર સમજાતો નથી, તોપણ આજે ત્રણ વાગે એને ઑફીસમાં એક વાર મળવું તો ખરૂંજ; પછી તેનો રંગ જોઇને કંઇ જુદી તદબીર કરવી પડશે." આમ વિચારી ચંડાળશંકર ધીરી ચાલે તેવા ને તેવાજ વિચારમાં પોતાના ઘર તરફ ચાલતો થયો. બરાબર ત્રણ વાગાને સુમારે ચંડાળશંકર વાયદા પ્રમાણે મધુરની ઑફીસમાં પોહોંચ્યો. આ વખતે તેને જોતાંજ મધુરનાં મગજમાં પ્રથમ તો એવીજ તુમાખી ભરાઇ આવી હતી કે એને એકદમ હાંકી કહાડવો; પરંતુ વળી તે પોતાના પ્રાઇવેટ રૂમમાં તેને લઇ ગયો, જ્યાં બંને 'ઇઝીચેર' પર શાંતપણે બેઠા.

"કેમ ભાઇ બોલી જા, શું ખાનગી વાત કરવી છે?" મધુરે ચંડાળશંકર પ્રત્યે પૂછ્યું "શું નવા જૂની છે?"

"નવા ને જૂની તો ઘણીએ છે, પણ તારો મિજાજ સહવારે હાથથી ગયલો લાગતો હતો, અને હવે અત્યારે કાતરિયું ગેપ નો નથીની?"

"સહવારમાં તો લગાર કામકાજમાં જીવ હતો તેથી વાતચાત થઇ શકી નહીં."

"પણ સહવારે તેં એવું શા ઉપરથી કહ્યું કે 'હું હવે કોઇની પણ દોસ્તીમાં રહેવા માંગતો નથી!' આમ બોલવાનું કંઇ કારણ? શું છબિલીએ કંઇ વશીકરણ કરી નાખ્યું કે શું બલા! મને તો એમજ લાગ્યું!"

"વશીકરણ શાનું વળી? તેણી વશીકરણ વિદ્યા પણ જાણે છે શું?"

"જાણે તો છેજ. તે પણ કંઇ કાચી નથી, પણ બડી ઉસ્તાદ છે, હો!"

આ સાંભળતાંજ મધુર સમજી ગયો કે "છબિલી રાતના કહેતી હતી તે પ્રમાણે આ ભાઇ સાહેબ તેણીને ત્યાં સહવારમાં ગયો હશે ને ત્યાં એને ઝાડું પડયું હશે તેથી એ તેણીનું હવે વાંકુંજ બોલશે; માટે પહેલાં એ શું બોલે છે તે તો મારે સાંભળવુંજ જોઇએ; કેમકે કદાચ તે રાંડે મતલબને ખાતર કંઇ પ્રપંચ પણ રચ્યો હોય તો તે પણ સમજાય તો ખરો." આમ વિચારીને બોલ્યો "ત્યારે ભાઇ ચંડાળશંકર, તેણી વશીકરણથી મને ફસાવે ખરી કે?"

"ભલભલાને છોડે નહીં તો તું વળી કોણ?" ચંડાળશંકર બોલ્યો "કંઇક શેઠીઆઓના યુવાનોને તેણે ભીખ માંગતા કરી નાંખ્યા છે, માટે સંભાળજે!"

"ભાઇ, આ શું!" મધુર ચકિત થઇ બોલ્યો "પહેલાં તો તું તેણીના ઘણાં વખાણ કરતો હતો, અને હવે આ બધું કયાંથી બોલે છે! એકજ દાહડામાં તેણીને માટે તારા વિચારમાં આટલો બધો તફાવત થઇ ગયો કંઇ! આનું કારણ હું કંઇજ સમજી શકતો નથી!"

"તેણીનાં વખાણ હું જે પ્રથમ કરતો હતો તેમાં તો કશો પણ ફરક નથી. હું તો માત્ર તેણીનાં રૂપ, રંગ ને ભપકા ચપકાનાં તેમજ તેણીની ગાયન કળાનાં વખાણ કરતો હતો, અને તે તો હજી પણ કરૂં છું; પરંતુ આખર તેણી વેશિયાની જાત; માટે તેણીનાથી સંભાળીને ચાલશે તો સારૂં! મેં સાંભળ્યું છે કે ગઇ રાતના તેં તારૂં ઘડિયાળ ને છેડો પણ તેણીને આપી દીધાં! ખરી વાત કેની?"

"હા, ખરી વાત. તેમાં શું થયું ? મોહોબતને માટે તેમાં શું મેં ખોટું કીધું ?"

"ખોટું નહીં તો શું સારૂં કીધું ? અરે એમ ને એમ તને ઠગીને ભિખારી બનાવશે ! માટે પગાર આપ્યો છે તે ઉપરાંત એક રાતી પાઇ પણ આપવી નહીં."

"વારૂં ઠીક છે; સમજ્યો. મને ઠીક લાગશે તેમ હું કરીશ. એ બાબતમાં મને તારી સલાહની કંઇ જરૂર નથી; કેમકે તારા કરતાં હું વધારે સારી રીતે સમજદાર છું."

"વળી પાછો તને પણ મિજાજ આવ્યો કે બચ્ચા ! પણ યાદ રાખજે કે જ્યારે ફસાશે ત્યારે મારાં આ વચનો તને બરાબર યાદ આવશે ને ત્યારેજ તું પસ્તાશે !"

"છટ છટ !"

"એટલું બધું ! આટલો બધો મિજાજ ! પણ બચ્ચા, મારે વડે તેણીને ત્યાં તારો પગ તો થયો છે."

"તું શાનો રોપ કરે છે ? પઇસાનો ઢગલો કીધા તો ત્યાં મારો પગ થયો. 'જર ચાહે સો કર' એવી વાત છે. પઇસા હોય તો જીવ ચાહે તે કરી શકે ! તેમાં તું શું કરવાનો હતો ?"

"હં ! એમ ! ઠીક છે તો તું પણ સ્વાદ ચાખજે ! જોઇ લઇશ !"

"અરે જારે જા ! ગરબડ કરશે તો મુંબઇમાં તને તો ફરતો બંધ કરીશ ! મારી આગળ તારી 'દાદાગીરી' ચલાવવીજ નહીં !

"જોઉં છું કે હવે શું બને છે ! વળી વખત આવશે ત્યારે સલામ કરીશ ! મેં તો તને માત્ર ચેતાવવાની મારી ફરજ બજાવી છે, અને હવે તારે પાલવે તેમ તું કરજે."

" તે તો મને પાલવશે તેમજ કરીશ. હું કંઇ તને પૂછવા આવનાર નથી."

"નહીં પૂછવા આવે તો હું પણ કંઇ તને હવે પછી કહેવા આવનાર નથી."

" નહીં આવે તો તારી ખુશી. મને તારી કંઇજ પરવાહ નથી."

" એટલું બધું! ઠીક છે!" કહી મિજાજમાંજ ચંડાળશંકર ત્યાંથી ઝડપમાં ચાલી નીકળ્યો.

મધુરે મનમાં વિચાર્યું કે " ભાઇ સાહેબને છબિલીએ પોતાના બંગલામાંથી હાંકી કહાડ્યો હશે તેથી હવે મને ઉંધું ચત્તું સમજાવવા આવ્યો હતો! પણ હું એને ક્યાં પત કરૂં તેમ છું! એના જેવા કંઇકને હું મારા ખીસામાં ઘાલીને ફરૂં છું. હવે એ બામણો મારી પાસે આવશે નહીં, એ તો ચોક્કસ છે, અને એનો પગ મારે ત્યાંથી જાય તેમાંજ સારૂં છે. એની સોબતમાં મારી આબરૂના પણ કાંકરા થતાં બચ્યા. ચાલો, પિડા પતી!" કહીને તે તરતજ પોતાને ઘેર ગયો, અને ઘેર જતાંજ મધુરી પ્રત્યે તેણે કહ્યું " વાહલી, હું તને કહી રાખું છું કે પેલો ચંડાળશંકર કદાચ મારી ગેરહાઝરીમાં આપણા મકાનમાં આવે તો તેને પેસવા દેતી નહીં."

" કેમ વારૂ? તેની સાથે કંઇ તકરાર થઇ કે શું વાહલા?"

" તકરાર કંઇ નહીં, પણ તેં પોતેજ મને ભલામણ કરી હતીની કે એવા લોફરની સોબત કરવી નહીં, તેથી આજે ઑફીસમાં એ મારી પાસે આવ્યો ત્યારે મેં એને સાફ કહી દીધું કે ' હવે તારી સાથે મારે સંબંધ રાખવો નથી.' આ સાંભળતાંજ તે તોર કરી ચાલ્યો ગયો, માટે હવે અહીં પણ એને પેસવા દેવો નહીં."

" વાહ પ્રાણનાથ." મધુરી ખુશી થતી બોલી " એ કામ તમે ઘણુંજ ડહાપણનું કીધું."

બાદ પાંચ વાગ્યાનો સમય થતાંજ તે પતિ પત્નિ દરિયા કિનારે ફરવાં ગયાં.

---

## પ્રકરણ ૭ મું.

---

### દોહરો.

વાત ફુટી ફરકી ફરી, કરે મધુર વિચાર;
મધુરી મન વ્હેમાઈને, મનમાં બળે અપાર.

### વાત વંઠી?-હજી નથી વંઠી!

ચંડાળશંકરને તો જેમ છબિલીને ત્યાંથી તેમજ મધુરની પાસેથી–બંને બાજુથી ખાસડાં પડયાં! બંનેએ તેને હડેધુત કીધો! તેનો મિજાજ ફરી ગયો, અને એવો તો ક્રોધાયમાન બન્યો કે જો તેના હાથમાં સત્તા હોય તો જરૂર તે એકી વખતે છબિલી અને મધુરનાં ખુન કરે! ઘરમાં આખો દાહડો રાતો ને પીળો! બળ્યો ને ખીકયો! મગજ તપેલું! આંખો લાલ વિક્રાળ! ખરેખરા ખુની જેવો દેખાય! તોપણ જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ તે શાંત થતો ગયો, અને ધીરજથી મનમાં અનેક તરંગોનાં ચોકઠાં ગોઠવવા લાગ્યો! " આમ કરૂં કે તેમ કરૂં? મધુરીને મળું? તેણીને કંઇ ઉંધું ચત્તું સમજાવું? કંઇ જુદીજ હિકમતની બાજી રચું? મધુર ને મધુરી વચ્ચે સળગાવું? શું કરૂં?" આમ વિચાર કરતાં



"ખડા રહો, તુમકું અંદર જાનેકા હુકુમ નહીં હય." (પાનું ૭૭.)

વળી તે ઉઠે ને પાછો બેસી જાય ! ઘડીકમાં બાહાર નીકળવાને માથે ટોપી મૂકે ને ઘડીકમાં મગજ ફેરવી પાછી ટોપીને ટેબલપર પટકે ! એવી રીતે તે પોતાનાં મગજને ચળવ્યચળ બનાવતો આખરે જુસ્સો લાવી એકદમ ઉઠયો, અને માથે ટોપી મૂકી હાથમાં એક લાકડી લટકાવતો પોતાનાં મકાનમાંથી નીચે ઉતરીને રાતના સુમારે આઠેક વાગ્યાને અમલે. છબિલીનાં આંગણા આગળ આંટા મારવા મંડયો. એટલામાં તો મધુરની ગાડી ત્યાં દોડતી આવતી જણાઇ. તેવોજ ચંડાળશંકર એક ખુંણામાં ભરાઇ ગયો, અને તે ગાડીમાંથી ઉતરીને મધુર જેવો છબિલીના બંગલામાં ગયો કે તેવોજ બાહાર આવી તાબડતોબ મધુરને બંગલે પોહોંચ્યો, અને બંગલામાં જેવો તે દાખલ થાય છે કે તરતજ એક રામાસીએ તેને અંદર જતાં અટકાવી કહ્યું " ખડા રહો, તુંમકું અંદર જાનેકા હુકુમ નહીં હય. શેઠ બાહેર ગયે હય ઓર શેઠાણી અંદર હય. "

" તો તારી શેઠાણીને કહે કે ચંડાળશંકર આવેલા છે. "

" અચ્છા, ઠેરો. " કહીને રામોસી બંગલામાં તે સંદેશો કહેવા ગયો કે તેની પાછળજ ચંડાળશંકર પણ ગયો, અને બંગલાના દિવાનખાનાના ઓટલાપર મૂકેલી ખુરસીપર તે બેસી ગયો.

રામોસીએ મધુરીને પેલો સંદેસો કહેતાંજ તેણીએ કહ્યું "ઓ બમનકું બોલો કે શેઠ નહીં હય. ઓર શેઠ આવે જબ આના. " આંમ કહેતાંજ તેણી વળી બાહાર આવીને જુએ છે તો ખુરસીપર ચંડાળશંકર બેઠેલો ! તેથી રામોસીનાં બોલતાં પહેલાં તો તેણીએજ તેને મોંહામોંહ જણાવી દીધું કે " તમારા ભાઇ બાહાર ગયા છે, માટે તે આવે ત્યારે તમે આવજો. "

"ઓહો!" ચંડાળશંકર લગાર મોં મચકાવીને બોલ્યો "કોઇ દાહડો નહીં, અને આજેજ કંઇ મારો આટલો બધો અનાદર! એ તો હું નવાઇનું જોઉં છું."

"શેઠે હુકમ કીધો છે કે તેમની ગેરહાઝરીમાં તમને અહીં આવવા દેવા નહીં."

"તે હુકમનો સબબ હું સમજી ગયો છું, પરંતુ મારે તમારી સાથે કંઇક ખાનગી વાત કરવી છે, અને તેને માટે અત્યારે ખાસ અહીં આવ્યો છું."

"ખાનગી વાત!" મધુરી અચંબો પામી બોલી "તમારે મારી સાથે ખાનગી વાત શી હોય! એ તમે શું બોલો છો! છટ, છટ! તમે તમારે ચાલ્યા જાઓ."

"આમ ગુસ્સે ના થાઓ. મારે કંઇ બીજી ખાનગી વાત કરવાની નથી. તમે તો મારા બેહેન જેવા છો, અને મને તો ભાઇ જેવોજ માનજો. હું તો માત્ર આપનાં ભલાંની કંઇક વાત કહેવા આવ્યો છું, અને તેમ છતાં તમે તે નહીંજ સાંભળશો તો હું તરતજ ઉઠીને ચાલ્યો જઇશ."

આ સાંભળતાંજ મધુરી અચકાઇ, તેણી વેહેમાઇ. હવે તેણીની ઇચ્છા પણ ચંડાળશંકરનું કહેવું સાંભળવાની થઇ, અને બોલી "બોલો ભાઇ, શું કહેવું છે?"

"બેસો. નિરાંતે વાત કહેવાની છે, અને જે વાત હું કહીશ તે માત્ર તમારાજ સ્વાર્થની છે, માટે ધ્યાનથી ને ધીરજથી સાંભળશો તો સારૂં."

મધુરી તરતજ સામેની ખુરસી પર બેઠી, અને બોલી "બોલો શું છે? તમારે શું કહેવાનું છે? જે હોય તે ઝટ કહી દો; કેમકે હમણાં તમારા ભાઈ આવી પોહોંચશે."

"તેની તમો કંઈજ દેહેસત નહીં રાખો. મેં તેમને જયાં જોયા છે ત્યાંથી તેમને આવતાં ઘણો વખત લાગશે, એમ હું જાણું છું."

"તમે તેમને કયાં જોયાં વારૂં? તે તો રૂના બજારમાં ગયા છે."

"તે હું તમને પછી કહીશ, પણ તેઓ રૂના બજારમાં ગયા છે, એમ તમે શા ઉપરથી કહો છો?"

"તે એમ કહીનેજ અહીંથી નીકળ્યા તે ઉપરથી કહું છું."

"અને તે રૂના બજારમાં ગયા નથી, પણ બીજેજ ઠેકાણે ગયા છે, એમ હું સાબિત કરી આપું તો?"

"કદાચ બીજે ઠેકાણે કામસર ગયા પણ હોય તો તેમાં શું થયું?"

"કામસર નહીં, પણ જો તેઓ કોઈ રાંડને ત્યાંજ ગયલા બતાવું તો?"

"છ–છ–છ! એવી વાત તેમના જેવા પવિત્ર પુરૂષને માટે બોલશોજ નહીં, અને એવી વાત હું માનું પણ નહીં. તે કદી પણ રાંડને ત્યાં જાયજ નહીં."

"એમ કે? ત્યારે તો મારી સાથે તમારા કોઈ ખાત્રિદાર માણસને જો મોકલો તો હું તેને બતાવું?"

"પણ એ તમારી વાતજ મારા માન્યામાં આવે નહીં. તમે પોતે એવા તેથી બધાજ એવા કે?"

"હવે એ બાબતમાં વધારે જીદ ના કરો, અને તમારા એક માણસને મારી સાથે મોકલો કે હું તે માણસને બરાબર બતાવી દઉં કે તમારા પ્રાણનાથ ક્યાં બેઠાં છે ને કોની સાથે રંગરસમાં મહાલે છે! અરે તમને તો હજી કંઇ ખબર નથી! છબિલી નામની નામાંકિત નાયકણી તેમણે રાખી છે, અને સામટા રૂપિયા પચ્ચીસસો તેણીને પગારના આપ્યા પણ છે! વળી ઉપરથી સોનાનો છેડો ને ઘડિયાળ પણ તે રાંડને બક્ષિસ આપ્યાં છે! બે દાહડાથી દરરોજ રાતના ત્યાંજ જાય છે, અને ત્રિજા દિવસપર આખી રાતના તેણીનો નાચ જોવાને પણ અમે બધા સાથેજ હતા! તમને એમ સમજાવ્યું છે કે 'રૂના બજારમાં રાત ગુમાવી' ખરી વાત કે?"

આ ભેદ ભરમનો ભભૂકો નીકળતાંજ મધુરી તો દંગ બની ગઇ, અને થોડી વાર તેણી એટલી તો ઉંડા વિચારમાં ગરક થઇ ગઇ કે બસ તેણીની જીભજ બંધ પડી ગઇ! છેવટ નિઃશ્વાસ નાખતાં બોલી "હાઆસ! હવે સમજી! હવે વાત મળી! ભાઇ ચંડાળશંકર, હવે તમારી વાત હું કેટલીક માનું છું, તોપણ તમે મારા માણસને સાક્ષી રાખવાને તેની પણ ખાત્રિ કરી આપો તો મોહટી મેહેરબાની! પણ વારૂ હું પૂછું કે તમારી સાથે એમને કંઇ ઉંચો જીવ થયો છે કે શું? કેમકે તમને આ બંગલામાં પેસવા નહીં દેવા, એવો એમણે મને અને બધા માણસોને હુકમ આપ્યો છે!"

"મારી સાથે તો એણે બોલવાનું પણ મૂકી દીધું છે; કેમકે મેં એને શિખામણની વાત કહી કે 'મારા જેવાને બાહાર ભટકવાનું પાલવે, પણ તને નહીં પાલવે; કારણ કે તું એક મોહટો વેપારી

ને આબરૂદાર છે, અને હું તો આબરૂ ગુમાવી બેઠો છું, એટલે મને કંઈ વાંધો નથી.' આ મતલબની મેં તેને શિખામણ આપી તેથી તો તેને માઠું લાગ્યું ને તે મારી સાથે બંકાઈ ગયો છે! પણ મારાં અંતઃકરણમાં એને માટે ભલો ભાવ છે, અને હું એનાં ભલાંમાં રાજી છું, માટે તમને આમ ચેતાવવાને આવ્યો છું, કે જેથી તમે એને સુધારવાની તજવીજ કરો."

"પણ ભાઈ, પેહેલાં એમને બગાડનાર ને આડે રસ્તે દોરવનાર તો તમેજ કેની?"

"નહીં, કદી નહીં; તદ્દન ખોટી વાત. મેં એને પેહેલાંથી એવા રસ્તાથી બાતલ રાખ્યા હતા, પણ હમણાં થોડા દાહાડા થયા એણે મારૂં પણ નહીં માનતાં એવો ખરાબ રસ્તો પકડયો છે! એમાં મારો શું વાંક? મેં એને શિખામણ દીધી તેમાં તો એણે મારી સાથે પણ દોસ્તી તોડી નાંખી!"

"તોપણ તમે મને ચેતાવવા આવ્યા તેને માટે તમારો ઉપકાર માનું છું. હવે હું મારૂં બનતું કરીશ, અને તમે પણ એમની છુપી ખબર રાખીને મને ચુપચાપ ચેતાવતાં રેહેજો."

"વારૂં. એને માટે હું બરાબર કાળજી રાખીશ. હવે તમારા એક માણસને મારી સાથે મોકલશો?"

"નહીં; હાલ તરત તેમ કરવાની જરૂર નથી. માણસોમાં એમની આબરૂ હલકી પડે તેમ મારે કરવું નથી. તે તો વળી તેવો વખત આવે ત્યારે વાત."

"ત્યારે હું હવે રજા લઉં છું: પણ જોજો, મારૂં નામ તેની પાસે દેશો નહીં."

" તે માટે તમારે બેફીકર રહેવું, અને તમો કૃપા કરી અવાર-નવાર મળતાં રહેજો."

" તે તો હું અવસ્ય જણાતાં જરૂર તમને મળતો રહીશ." કહીને ચંડાળશંકર ત્યાંથી ઉઠીને ઝટપટ હોંસે હોંસે ચાલતો થયો, અને મનમાં ખુશ થયો કે " ચાલો! તાલ જબરો ઝમાવ્યો છે, અને હવે મધુર ઘરમાં આવશે એટલે બડી અચ્છી ઝામશે ને તેની પૂરેપૂરી કમબખ્તી થશે, ત્યારેજ તે પણ મને યાદ કરશે! અરે બચ્ચા મધુર, હજી તું પણ જોશે કે હું તારો ઘાટ કેવો કેવો ઘડું છું, અને તને કેવા સંતાપમાં સળગાવું છું! અરે જો જીવતો છું તો તને અને તારી રાંડને મારે પગે નમાવીશ ત્યારેજ હું બ્રાહ્મણ, અને નહીં તો મને ઘેડ સમજજો!" આ પ્રમાણે ખિજાતો ફુલાતો મધુર પાછો પોતાને ઘેર પહોંચ્યો

આણી તરફ મધુરીનાં મનમાં અનેક સંકલ્પ વિકલ્પની ઉથલ-પાથલ થઇ રહી! તેણીનાં મગજમાં ચંડાળશંકરની વાત આબાદ ખરી ઠસી ગઇ, અને મધુરની નીતિને માટે તો તેણીનાં મગજપર ઉત્તમ અસર હતી તે તદ્દન બદલાઇજ ગઇ! તેણી સ્વતઃ ખેદ કરવા લાગી કે " આહા! મારા મનહર માનીતા મધુરને માટે આ મેં શું સાંભળ્યું! શું તે મારા પવિત્ર પ્રાણનાથ અપવિત્રતાનાં કાળાં પાણીના સાગરમાં ડુબ્યા! તેમણે મને વિશ્વાસઘાત કીધો! અરેરે! મધુર! મારા વાહલા મધુર, તમે તમારી મધુરી કરતાં પણ એક વેશિયાને વિશેષ માની! તમે મોંહેથી તો મને માનીતી અર્ધાંગના માનતા જણાવો છો તે શું માત્ર મને ઉપલેક બતાવવાનેજ કે! શ્રી હરી! તારો આશરો! હવે

તેમને સુધારવાની ફરજ મારે માથે આવી પડી છે, અને તે ફરજ હું બજાવીશ, તોપણ અરે ! પરમેશ્વરા, તારી સાહ્યતા શિવાય તે નહીંજ બને ! તું હવે તે મારા વાહલાનાં હ્રદયમાં નિવાસી તેને સદ્‌મતિ આપજે, કે જેથી તે બિચારા ભોળા ભરથાર હજી પણ મારી ટોકણીથી કંઇ પણ સુધરી પાછા ઠેકાણે આવી જાય કે જેથી અમારો સંસાર સુખદાયા થાય." આમ વિચાર કરતાં વળી તેણીના મનમાં નવોજ ડગડગો થયો કે "પણ કદાચ ચંડાળશંકરે લાકડાં લડાવવાનો તો આ રસ્તો નહીં લીધો હોય ? મારા પતિ એની દોસ્તીનો ત્યાગ કર્યાનું કહેતા હતા, અને તેથી પણ કદાચ એણે મને ભંભેરી ઘરમાં કજીયો કરાવવાનું કૂકર્મ તો નહીં કીધું હોય ! તે ગમે તેટલો બ્રાહ્મણ છે, તોપણ ઘેડ કરતાં પણ નપાત્ર છે, એ તો હું તેને માટે બરાબર જાણુંજ છું, માટે આ મધુરને આવતાંની સાથેજ ઠપકો નહીં આપતાં તેમને હું ધીમે ધીમે કરામતથી પૂછીશ, અને તેમાં તેઓ શું ખુલાસો આપે છે, તે સાંભળ્યા પછીજ જેમ ઘટશે તેમ વાત કરીશ. છેવટે મને એટલું તો સમજાશેજ કે, ચંડાળશંકર આ બાબતમાં સાચો છે કે જૂઠો છે ? જોઇશ, તપાસીશ, ખાત્રિ કરીશ, અને પછીજ મારાં વાહલાને કહેવું ઘટશે તે કહીશ."

આ પ્રમાણે મધુરી સ્વતઃ પોતાનાં મગજમાં રચના રચતી ઘડીકમાં ઉદાસિમાં આવી જતી, અને વળી ઘડીકમાં ગંભિરતા ગૃહણ કરતી બેઠી છે, અને પોતાના પતિનાં પધારવાની રાહ જૂએ છે.

હવે નીચકણીને ત્યાં મધુર કેવી લેહેરમાં છે ? પ્રથમ તો મધુર ને છબિલીએ ચંડાળશંકરની બાબતમાં બનેલી વાત વિદિત કરી,

અને તે પછી મધુરે પણ પોતાને ચંડાળશંકર સાથે બનેલી બિના તેણીને કહી સંભળાવી, જેથી તેઓ પરસ્પર ખૂબ ખુશી થયાં, અને ચંડાળશંકરને વચમાંથી ખેરવ્યાથી તેઓ બંનેનાં હૃદયમાં જાણે તાજો હુલ્લાસ ઉભરાઇ નીકળ્યો, જે પરથી મધુરે કહ્યું "ત્યારે હવે આ ખુશાલિની યાદગારીમાં આજે તો કંઇ નવુંજ ગાયન ગાઇ સંભળાવ કે બસ આનંદ, આનંદ, આનંદ !"

"હાજી; ઘણીજ ખુશીની સાથે." છબિલી બોલી "હું પોતે નવાં નવાં ગાયન બનાવીને પણ ગાઇ શકું છું. ચંડાળશંકરની બાબતનું ગાયન હમણાં બનાવતી જાઉં ને ગાતી જાઉં તો કેમ.?"

"ત્યારે તો બડી ગંમત આવે ! પણ નવું ગાયન જોડતી જશે ને ગાતી જશે, એ બે સાથે કેમ બની શકશે ?"

"તે બનવામાં શું મોહટી બાબત ! એ તો મારે મનને રમત છે પ્યારા !"

"તો બસ ચલાવ, તેજ ચલાવ ! જોઉં છું કે કેવા લેહેજત આવે છે !"

છબિલીએ તરતજ ચંડાળશંકરની ખટપટનું ગાયન શરૂ કીધું, અને તે એવી તો ચાલાકીથી તેણીએ ગાયું કે મધુર તો તે સાંભળીનેજ છક થઇ ગયો, અને બડી લેહેરમાં આવી જઇ તેજ વખતે છબિલીના હાથમાં રૂપિયા એક સોની નોટના કટકા મૂકી દીધા, જેથી તેણી પણ ખુશી થઇ ગઇ. બાદ કેટલોક સમય રંગ વિલાસમાં નિર્ગમન કરી સુમારે સાડા દશ વાગે મધુર ત્યાંથી નીકળ્યો, અને પોતાને બંગલે ગયો.

"પ્રાણનાથ, આજે પણ આપને ઘણી રાત ગઇ!" મધુરીએ ઉદાસ ચેહેરે કહ્યું "બજારમાંજ આપ અત્યાર સુધી હતા કે કંઇ બીજે ઠેકાણે રોકાયાતા વારૂં!"

"બીજે કયાં રોકાઉં વળી? બજારમાંજ હતો." મધુરે જણાવ્યું "વેપારીઓ વિખરાય ત્યારે મારાથી પણ બજાર છોડાયની! તેમાં વળી હમણાં ભાવની ઉથલપાથલ જોતજોતામાં થઇ જાય છે!"

"વારૂં ત્યારે પેલા ચડિયાળ ને છેડાનો કાંઇ પત્તો લાગ્યો કે પ્રાણનાથ?"

"નારે ના. તેનો તો કંઇજ પત્તો લાગતોજ નથી! પોલીસ પણ બાપડી શોધ કરતી થાકી હશે!"

"પણ આજે ચંડાળશંકરની સાથે આપને કંઇ તકરાર થઇ છે કે!"

"તે વાત તો મેં તને સાંજનાજ કહી હતી કે મેં એની દોસ્તી છોડી; કેમકે એવા નઠારા માણસની સોબતમાં રહેવું શોભા ભરેલું નથી. વળી પાછું અત્યારે પૂછવાનું કંઇ કારણ?"

"ના, હું તો અમથી પૂછું છું." કહીને મધુરી વળી લગાર ચૂપ બેઠી, જેથી મધુરને વેહેમ પડયો.

"કેમ વારૂં, અત્યારે તારી આંખો રડયા જેવી લાગે છે ને તું ઉદાસ પણ છે કંઇ?"

"નારે, કંઇ નહીં." મધુરી શાંતપણે બોલી "એ તો રાત વધારે ગઇ તેમાં એમ જણાય છે."

"નહીં, નહીં, નહીં. એ વાત હું માનતોજ નથી. તારાં મનમાં કંઇ પણ ઉદાસિનું કારણ છે."

"કશું કારણ નથી. એ તો આપને એમ લાગે છે પ્રાણનાથ."

"એ વાત હું માનતોજ નથી. તું મારાથી છુપાવે છે! બોલી જા, તને મારાં સમ છે!"

"તમે સમ ના આપો. નજીવી વાતમાં સમ ખાવાની શું જરૂર?"

"તો મારાં સમ ખાઇને કહે કે તારા મનમાં કશું નથી."

"સમ તો હું નહીં ખાઉં. સમ ખાવાથીજ શું વધારે છે કે?"

"ત્યારે હવે મારી ખાત્રિ થઇ ચૂકી કે ઉદાસ થવાનું કંઇ પણ કારણ છે, અને હવે તું મારાં સમ પણ નહીં માનતી હોય તો ભલે તારી વાત તારાં મનમાંજ રાખી મૂક!"

"હું કહું ને તમને ગુસ્સો લાગે તો વળી ઘરમાં કંકાશ થાયની!"

"નહીં, પણ મને ખરૂં કહે."

"પ્રાણનાથ, મનની વાત નહીં કરો. મન તો જૂદાંજ થયાં જેવું મને ભાસે છે! બસ, બોલતાં મારી જીભ ઉપડતી નથી! તમે પોતેજ મન જૂદું પાડયું છે!"

મધુર હવે ચેતી ગયો, અને તેણે મનમાં ધાર્યું કે "જરૂર ચંડાળશંકરે કંઇ કાળું ધોળું કીધું છે! તોપણ હવે એને મોંઢેથીજ બોલાવવું જોઇએ." આમ વિચાર કરી તેણે પૂછ્યું "બોલી જા, કે આટલું બધું બોલવાનું તને શું કારણ મળ્યું છે વાહલી? જે હોય તે જલદી જણાવ."

"હું શું જણાવું? તમે મારી સાથે દગલબાજી રમો છો ત્યાં લાચાર!" કહેતાંજ તેણી રડી પડી. મધુરે તેણીને શાંત કરતાં કહ્યું "તું આમ નાહકની ના કર. તું બોલે તો તેનો ખુલાસો કરૂંની?"

"શું ખુલાસો કરશો? મુદ્દાસર વાત બધીએ મારી પાસે આવી છે!"

"શાનો મુદ્દો! એ તું બકે છે! સ્પષ્ટ બોલી દેની કે શું તારાં મગજમાં ભરાયું છે?"

"તમે એ દહાડા પર આખી રાતના કયાં હતા, વારૂં?"

આ સાંભળતાંજ મધુર ચમકયો, અને હવે તેને પૂરેપૂરો વેહેમ ગયો કે "જરૂર ચંડાળશંકરે લાકડાં લડાવવાનો ઘાટ ઘડયો છે, તેમાં શક નહીં." તોપણ તેણે શાંત મગજ કરી જુવાબ દીધો "બજારમાં."

"અને ઘડિયાળ ને છેડો ખોવાયાં છે કે કોઇ રાંડને આપી આવ્યા છો?"

"હા, હા, હા!" મધુર હસીને બોલ્યો "સમજયો! સમજયો! મેં ધાર્યું હતું તેમજ બન્યું! એ તો તારી ને મારી વચ્ચે લડાવી મારવાની તજવીજ થઇ છે, અને તે તજવીજ કરનાર માણસ પણ મેં ઓળખી લીધો! હું ધારતો હતો તેજ!"

"આપ શું ધારતા હતા? આપ ઘડિયાળ ને છેડો કોઇ રાંડને નથી આપી આવ્યા? અને તેજ રાંડને ત્યાં આપ દરરોજ રાતના નથી જતાં? વળી તે દહાડે આખી રાત પણ ત્યાંજ નથી રહ્યા?"

"અરે ઘેલી રે ઘેલી! એ બધીએ વાત ખોટી! તને એ બધું જેણે ભેરવ્યું છે તેનું નામ દે તો હું ખુલાસો કરૂં અને આબ ઘડી તારા મનનો વેહેમ દૂર કરૂં."

"નામ સાથે તમારે શું કામ છે? મારી વાતનો જુવાબ દોની તો?"

"મારે નામ સાથેજ કામ છે. તે નામ તો મારી છાતીમાં લખેલું છે, તોપણ તારે મોંઢે બોલાવવા માંગું છું."

"ખરૂં કહું પ્રાણનાથ ? મને તો ચંડાળશંકરે બધી વાતો કહી."

"એજ ! એજ દુષ્ટનું કામ ! એને મેં આજે અપમાન કરીને ઑફીસમાંથી કહાડયો તેથી એણે તારી ને મારી વચ્ચે સળગાવવાની તજવીજ કરી ! તેથી તો હું તને કહી ગયો હતો કે એ હરામખોરને બંગલામાં પેંસવા દેવો નહીં. એ તને કયાં મળ્યો હતો ?"

"એ અહીંજ આવ્યો હતો પ્રાણનાથ. અત્યાર સુધી બેઠો હતો."

"પણ મારા ના કહેવા છતાં તેં એને અહીં આવવાજ કેમ દીધો ?"

"મેં, તો એને ઘણીએ ના કહી. પણ મને કહ્યું કે 'તમારા લાભની વાત કહેવી છે.' એટલે મેં એને બેસવા દીધો ને પછી મને કહેવા લાગ્યો કે, એ તો કોઇ રાંડને ત્યાં રોજ જાય છે, અને તેને ઘડિયાળ ને છેડો આપી આવ્યા છે ને પચ્ચાસસો રૂપિયા પણ આપ્યા છે. આમ બધી મુદ્દાસર વાત કહી તે શું બધી ખોટી ?"

"તમામ ખોટી. એ તો માત્ર તે લુચ્ચાની બનાવટ છે."

"પણ ઘડિયાળ અને છેડાની તેમજ રૂપિયાની વાતજ તેણે મને કઇ રીતે કહી ? તેણે એ વાત કેવી રીતે પોતાનાં મગજમાંથી ઉઠાવી હોય ?"

"એ તો તે દાહડે પચ્ચીસસો રૂપિયા એક વેપારીને ભરવાને હું ત્રિજોરીમાંથી લઇ ગયો હતો તે વાત મેં એને કરી, તેમજ ઘડિયાળ ને છેડો ખોવાયાં તે વિષે પોલીસમાં ખબર કરી તે વખતે એ પણ સાથે હતો, અને તેથી એ બધી વાત એ જાણે છે. તે તમામ

એ હરામખોરે ફેરવીને તને જૂદાજ રૂપમાં સમજાવી, કે જેથી તારી ને મારી વચ્ચે સળગે ! એની દોસ્તી મેં છોડી ખરીની, એટલે એણે આ રસ્તો લીધો ! બામણો બડો કાળોટિયો છે રે !"

આ બધી વાતથી મધુરી ભોળવાઇ ગઇ, અને પોતાના પ્રાણનાથનું કહેવુંજ તેણીએ સત્ય માન્યું. તેણી બોલી "વાહલા, તે મૂઆ બામણાએ તો મને એવી સફાઇથી વાત કરી કે તેની તમામ વાત મને તે વખતે સાચીજ મનાઇ જો !"

"અરે તે મહા પાજી ને દુષ્ટ છે તે તને ખબર નથી ? તેંજ મને તેની દોસ્તી છોડવાની સલાહ આપી હતી તે ભૂલી ગઇ ? અને મેં તેની દોસ્તી છોડી ને તેને તરછોડી નાંખ્યો ત્યારેજ તે મારે મોંઢે બોલ્યો હતો કે 'જોજે હવે તારા ઘરમાં કેવી લડાઇ કરાવું છું !' આમ બોલી મુંછો મરડીને તે મારી પાસેથી ચાલ્યો ગયો, અને તેપરથી તો મેં તને પણ કહ્યું હતું કે એ પાપી બામણાને આપણા બંગલામાં બિલકૂલ પેંસવા દેવો નહીં."

"પણ તે વખતે તમે મને ખુલ્લું કહ્યું હોત કે આ કારણથીજ એ અહીં આવનાર છે તો હું એ મૂવાને કદી પણ ઉભો રાખતે નહીં."

"ખેર ! બનનારી હતી તે બની ! પણ હવે પછી એની સાથે કિંચિત ભાષણ પણ કરતી નહીં. તું પોતે પણ જાણે છે કે એ માણસ તદ્દન પિત્તળ છે, અને એવા નઠારા માણસ સાથે તારે પણ ભાષણ કરવું લાજમ નહીં. તારે એની સાથે બોલવાનું શું કામ ?"

"કંઇજ નહીં. એ તો આપનો મિત્ર હતો તેથીજ હું એની સાથે માત્ર આપની શરમને ખાતર બોલતી હતી, પરંતુ હવે જો એ

આ બંગલામાં આવે તો માણુસ પાસે એકદમ ધકકો મરાવીનેજ બાહાર કઢાવું તો."

"અલબત, એમજ કરવું જોઇએ. અરે એ તો સારૂં થયું કે આટલેથીજ પતી ગયું, પણ જો તું મનમાં ને મનમાં બળ્યા કરતે ને મારે મોંઢે વાત નહીં કરતે તો આપણા સંસારમાં એક સંતાપ સળગતે કેની? તારી પણ કેટલી મોહટી ભૂલ કે મારા જેવા તારા એક પવિત્ર ને નીતિવાન સ્વામિની બદગોઇ કરનારની કહેલી વાત સાચી માની!"

"એ તો હું તે મૂઆનાં કહેવાથી ભોળવાઇ ગઇ! મને શું ખબર કે તેનાં પેટમાં આવો પ્રપંચ હશે! તેમાં વળી બંધએસ્તી વાત કરી એટલે મારા વેહેમને મજબૂતી મળી!"

"એ તો એવા લાકડાં લડાવનારાની ચતૂરાઇ હોય કે બંધએસ્તી વાત ગોઠવી દેવી. તેમ ચતૂરાઇ ચલાવે નહીં તો એની વાત તું માને પણ કેમ? પણ હવે પછી એવી વાતપર કદી ભોળવાતા નહીં. મારો જીવ તારા શિવાય કોઇ પણ પર સ્ત્રી પ્રત્યે દોરવાય તેવું સ્વપ્નામાં પણ તું ધારતો નહીં."

"વારૂં પ્રાણનાથ. એકવાર ભૂલ થઇ તે માફ કરો. હવે પછી એવી ભૂલ કદી પણ થશે નહીં. અરર! હું પણ કેવી મુરખી કે મેં મારા વાહલાને વગોવ્યા!"

"તેમાં હરકત નહીં. તું ને હું બે વચ્ચે વાત થઇ તેમાં કશો વાંધો નહીં. હવે એ પંચાત પડતી મૂક. (ઘડિયાળ જોઇને) ઓહો! એક વાગવા આવ્યો! ચાલો હવે સૂઇ જઇએ. રાત ઘણી ગઇ, અને સટવારે વળી વેહેલાં ઉઠવું છે."

તરતજ પતિ પત્નિ સયન સ્થાને સંચર્યાં, અને જાગેલી ખટ-
પટનો હાલ તરત તો નિકાલ આવી ગયો. મધુરે પણ પોતાની પત્નિને
ખૂબ સમજાવી દીધી ! સ્ત્રી ચરિત્ર કરતાં પુરૂષ ચરિત્ર વધ્યું !

---

## પ્રકરણ ૮ મું.

---

### દોહરો.

ભટજીની બાજી બધી, અવળી થઈ આબાદ;
તેથી ઘાટ નવો ઘડયો, તે શું જાય બરબાદ ?

### બીજી બાજી.

ચંડાળશંકરે મધુરનાં મકાનમાં તીર તો સજ્જડ ફેંકયું હતું, પણ તે ખાલી ગયું તે ખબર ચંડાળશંકરને કયાંથી થાય ? તેથી તેણે બીજે દિવસે વળી પાછો છબિલીનાં મકાન આગળ રાતની વખતે પોહરો ભર્યો, અને મધુરને જોતાંજ, અને મધુર ઉપર ગયો કે તરતજ ચંડાળશંકર ત્યાંથી એક વિકટોરિયામાં બેસીને મધુરને બંગલે ગયો, અને રોપમાં ને રોપમાં ગાડી અંદર લેવડાવી. મધુરી આ વખતે પોતાના હૉલમાં બેઠી હતી. ગાડીનો ગણગણાટ સાંભળીને તેણી ઓટલા પર આવી, અને ચંડાળશંકરને જોતાંજ તેણે તાબડતોબ રામોશીને બોલાવીને કહ્યું "આ ગાડીને એકદમ બાહાર કહાડ." એટલું કહીને તેણી તરતજ બંગલાની ઉપર ચાલી ગઇ. રામોશીએ ગાડી વાળાને બાહાર લઇ જવાનો હુકમ કીધો, પરંતુ ચંડાળશંકર તો અંદરથી ઉતરીને ઓટલાપર ખુરસીએ અઢેલીને બેઠો. રામોશીએ તેને કહ્યું

કહ્યું નહીં; કેમકે તે તો માત્ર એટલુંજ સમજ્યો હતો કે "શેઠાણીએ ભાડુતી ગાડીને બાહાર ઉભી રાખવાને ફરમાવ્યું છે, પણ ચંડાળશંકરને બાહાર કહાડવાને ફરમાવ્યું નથી." આવી સમજથી રામોશી પાછો પોતાના પોહોરાપર જઇને ઉભો. ચંડાળશંકર અરધો-એક કલાક સુધી મધુરીની રાહ જોતો ઓટલાપર બેસી રહ્યો, પણ તેણી પાછી નહીં દેખાયાંથી તેણે એક હમાલને બોલાવી કહ્યું "અરે બગ તો, શેઠાણી કુઠે આહે ? ત્યાલા સાંગ કે ચંડાળશંકર બોલવતે."

"બરા શેઠ." કહી હમાલે ઉપર જઇને મધુરીને ખબર કરતાંજ તેણી ચમકી, અને ઉપરથીજ તાબડતોબ રામોશીને બુમપાડવાથી રામોશી દોડતો ઉપર ગયો, જેને મધુરીએ મિજાસમાં જણાવ્યું "એઇ જંગલી ! પેલા બામણાને હજી કેમ ઓટલાપર બેસવા દીધો છે ? મેં તને હુકમ કીધો તે ભૂલી ગયો ! તું પણ કોઇ માણસ છે કે જનાવર છે ?"

"બાઇ, આપે ગાડી બાહાર કહાડવાનું કહ્યું તે મુજબ ગાડી તો બાહાર કહાડી છે." રામોશીએ જણાવ્યું "અને તે માણસ તો આપની સાથે ગઇ કાલે રાતના બેસીને વાતો કરતો હતો તેજ છે, તેથી મેં તેને ઓટલાપર બેસવા દીધો છેજી. આપનો હુકમ હોય તો તેને પણ બાહાર કહાડું ?"

"અરે મુરખા ! તદ્દનજ જંગલી છે !" મધુરી ચીડવાઇને બોલી "તારા કાન બેહેરા છે કે શું ? તે બામણાને પણ એકદમ ધક્કો મારીને બાહાર કાહડ ! તે જો વધારે ગડબડ કરે તો બે ઠોંસા મારીને વાત કરજે."



"તમે માણસ છો કે ગધ્ધા છો?" (પાનું ૯૩.)

"વારૂં જી." કહીને રામાશીએ તરતજ નીચે આવીને ચંડાળશંકરને કહ્યું "ચાલો મહારાજ, બાહાર જાઓ. અહીં તમને બેસવાનો હુકમ નથી."

"પણ મારે તો તારી બાઇને મળવું છે, માટે બેઠો છું."

"બસ જાઓ, બાહાર જાઓ; નહીં તો ધક્કો મારીને બાહાર કહાડીશ!"

"અરે ભલા માણસ, બાઇ સાથે કંઇ અગત્યનાં કામની વાત કરવાની છે. તું જાણ્યા વગર ગરબડ નહીં કર."

"બાઇનો હુકમ નથી, માટે હવે વધારે પંચાત નહીં કરતાં ઉઠો જાઓ, નહીં તો લાત મારીને બાહાર કહાડીશ." રામાશીએ વધારે કહ્યું "તમે તે માણસ છો કે ગધ્ધા છો? એક વાર કહ્યું તે સમજાતું નથી?"

આ સાંભળતાંજ ચંડાળશંકર સમજી ગયો કે "મધુરીને તેના ધણીએ ગમે તેમ સમજાવીને ભોળવી નાંખી હશે." આ વગેરે વિચાર કરતો તે હવે મૂંગો મૂંગો બાહાર જઇ વિકટોરિયામાં બેઠો ને ઘરનો રસ્તો લીધો. માર્ગમાં તેણે મનમાંજ વિચાર્યું કે "મધુરીને મેં આટલી બધી નિશાની આપીને સમજાવી હતી તેમ છતાં તેણીનાં મગજમાં મારી વાત શું નહીંજ ઉતરી હોય? કે પછી મધુરે વળી પોતાની ચોરી છુપાવવાને ખાતર કંઇ ઉધુંચતું તેણીને સમજાવી દીધું હશે? શું બન્યું હશે! મધુરીની મુલાકાત થઇ હોત તો ખબર પણ પડત; પરંતુ તેણી તો મને મળી સરખી પણ નહીં! માટેજ મને લાગે છે કે મધુરે તેણીને ગમે તેમ ગોટા વાળીને સમજાવી દીધું હશે! અરે રામ રામ! આજ

એ રૂપિયા ગાડી ભાડાના ખરચ્યા તે પણ ફોકટ ગયા ! ચાલો, વળી બીજી બાજી ગોઠવવી પડશે ! તેણે મારૂં જે અપમાન કીધું છે તેનું વેર હું વાળીશ ત્યારેજ નિરાંતે જંપીશ !" આમ વિચારી તે પોતાને મકાને ગયો, અને તે દાહડે તો તે ઉદાસ બની સૂઇ પણ ગયો.

બીજે દિવસે પ્રભાત થતાંજ તે નવી બાજીનાં નવાં ચોકઠાં ગોઠવવા લાગ્યો. તેણે વિચાર્યું "મધુરીને મેં જે વાત કહી હતી તે વિષે તેણીને કેવી અસર થઇ, અને મધુરને તેણીએ વાત કરી કે નહીં, તેમજ જો વાત કરી હોય તો તેનું શું પરિણામ તેણીનાં મગજપર ઠરયું, તે વગેરે જાણવું તો જોઇએજ." આ કેવી રીતે તેની જાણમાં આવે તે માટે પણ અત્યંત વિચાર કરતાં તેણે પોતાની પતિન પ્રભાગૅવરીને બોલાવીને બધી વાતની સમજણ આપી, તેમજ મધુરીને જે જે વાત પોતે કહી હતી તે તમામ પ્રભાગવરીને જણાવતાં કહ્યું કે "એ મારી કહેલી વાતનું છેવટ શું પરિણામ આવ્યું તે તું મધુરીને મળીને તેણીની પાસેથી જાણી લાવે તો ઠીક થાય. તેમ કરતાં જો મધુરીને મોંઢે મારૂં વાંકૂં બોલશે તોપણ હરકત નથી; પરંતુ ગમે તે યુક્તિ રચીને પણ તેણીનાં પેટની વાત મેળવવી જોઇએ, કે જેથી બીજી બાજી રચવાનું બની આવે."

પ્રભાગવરી પોતાના પતિની આજ્ઞાને અધિન રહેતી હોવાથી તેણીએ તે વાતનો સ્વિકાર કરતાં તેણી બોલી "પ્રાણનાથ, એ તો હું ગમે તે પ્રકારે પણ મધુરી પાસેથી વાત કઢાવીશ. મારા પર તો મધુરી ઘણો સારો ભાવ રાખે છે, એટલે મને કશો વાંધો આવે તેમ નથી."

"એ તો ઠીક; પણ વળી બીજીજ બાજી રચું છું." કહીને ચંડાળશંકર બોલ્યો "એક કામ કર. તું આજે બપોર પછી બરાબર બે વાગે ત્યાં જજે, અને તું મધુરી સાથે બીજી ત્રિજી વાતો કરજે, અને આશરે ત્રણ વાગે બંગલામાં એક ટીપણાં ભટ જોષી મહારાજ આવશે. તેને મધુરી પોતાનો હાથ જોવરાવે તેવી રીતે તું મધુરીને સલાહ આપજે, અને તે ભટજી મહારાજ જે પણ બોલે તે વાતને તું ટેકો આપજે. બસ, તારે એટલુંજ કરવું. તેમ કરતાં જો ભટજીની વાત મધુરીમાં માનવામાંજ આવે, અને મધુરની ચોરી પકડવાની ઇચ્છા જો મધુરીને થાય તો તે કામ તું ઉઠાવજે. અગર મારૂં નામ દઇને તું તેણીને કહેજે કે, મારો વર, તારા વરને રાંડના ઘરમાં બેઠેલો હશે તે તને બરાબર નજરોનજર બતાવી આપશે. આ પ્રમાણે તું હિમ્મતથી તેણીને ખાત્રિ આપજે કે પછી તેણી હાજ પાડશે; ને આપણે ઘેર તેણીને ગમે તે બહાને લેતી આવજેની કે હું બધું ઠીકજ કરીશ. કોઇ પણ રીતે તેણીને હાથપર લેવાની તજવીજ કરવાની છે."

"વારૂં પ્રાણનાથ. આપની તમામ વાતનો ભેદ હું સમજી ગઇ. હવે હું મારાથી બનશે તેટલું કરીને પણ મધુરીને આપણે ઘેરજ ઉપાડી લાવીશ."

"પણ પેલો ટીપણાં ભટ આવી ગયાં પછીજ લાવજે; કેમકે તે ભટ મારફતે તો બધા રંગ જમાવવા છે."

"ઠીક પ્રાણનાથ. તેમ કરીશ. તોપણ ભટને વેહલોજ મોકલજો."

"ત્રણ વાગ્યાં પહેલાં તે ત્યાં આવી પહોંચશે. તું પણ અહીંથી દોઢ વાગે વિકટોરિયામાં ધાટીને સાથે લઇને જજે, કે ટાંકણું બરાબર સંધાશે."

"બહુ સારૂં પ્રાણનાથ. તેમજ કરીશ." કહીને પ્રભાગવરી રસોઇનાં કામમાં મંડી પડી.

હવે ચંડાળશંકરે પોતાના ઓળખીતા ટીપણાં ભટને બોલાવી મંગાવ્યો, અને તેને પોતાની વાત વિગતે સમજાવી તથા મધુરીનો હાથ જોઇને હસ્તરેખા પરથી તેણીને શું શું કહેવું તે વિગેરેની પણ બરાબર સમજણ આપી, અને તેને લગતી તેની મેહેનત બદલ આખો એક રૂપીઓ આપવાની લાલચ જણાવી, જેથી ટીપણાં ભટ તો રાજી ખુશી થઇ ગયો, અને મધુરીના બંગલાનું ઠામ ઠેકાણું બરાબર લખી લીધું, તેમજ મધુરીની કટલીક નિશાનીઓ પણ લખી લીધી, કે જેપરથી મધુરીની ખાત્રિ કરવાનું બની આવે.

આ પ્રમાણે ટીપણાં ભટ તઇયાર થઇને પોતાને ઘેર ગયા, અને બરાબર ત્રણ વાગતાની અંદર મધુરીને બંગલે પોહોંચવાની ચીવટ રાખી.

ખાન પરવારીને પ્રભાગવરીએ સુંદર વસ્ત્રાલંકાર સજી લીધાં, અને બરાબર દોઢ વાગતે પોતાના ધાટી સાથે એક ભાડાની વિકટોરિયામાં તેણીને મધુરીને બંગલે જવાને રવાના કરી.

આ વખતે બંગલામાં મધુરી એકલી નિરાંતમાં બેઠી હતી, અને ઓટલાપરજ એક 'ઇઝીચેર' પર આડી પડીને એક રમુજી વાર્તાનું પુસ્તક વાંચતી હતી. તે વખતે પ્રભાગવરી અંદર જતાંજ મધુરીએ હસીને તેણીને કહયું "આવો બેહેન, પધારો. આજ ઘણે દાહડે તમારાં પગલાં કયાંથી?"

"તમારી પાસેજ." કહીને પ્રભાગવરી પણ પાસેની ખુરસી પર બેઠી, અને પછી બોલી "ઘણા દિવસથી તમને મળી નહોતી તેથી મળવા આવી છું બેહેન."

"બહુ સારૂં કીધું. હું પણ તમને મળવાનેજ ચાહતી હતી."

"તમે મોહટા લોક અમારે ગરીબને ત્યાં આવો નહીં તેથી હુંજ આવી."

"એમ બોલો છો? તમો તો મારાં બેહેન જેવાં છો, અને તમારે ને મારે ક્યાં જુદાઇ છે? વારૂં ખુશીમાં તો છો?"

"હા બેહેન."

"અને તમારા વરના શા સમાચાર છે? તે કંઇ સુધર્યાં કે હજી જેવા ને તેવાજ રહ્યા?"

"કંઇએ સુધર્યાં નથી બેહેન! તે તો જેવા ને તેવાજ છે! જેને જે આદત પડી હોય તે કંઇ જાય કે? એ તો રહ્યાજ એવા!"

"મારી પાસે એક બે વાર આવી ગયા હતા, અને મારા ઘરમાં લડાઇ સળગાવવાનો પ્રપંચ કરી ગયા હતા! એ તો સારૂં થયું કે મેં મારા પતિને પૂછી જોયું તો બધો ભેદ જણાઇ ગયો!"

"તે શું બેહેન? મને તો એ વાતની કંઇ ખબરે નથી! મને તો કહે?"

"વાત એમ બની કે તારા વર મારી પાસે આવ્યા, અને મને કહેવા લાગ્યા કે તમારા વર તો રાંડને ત્યાં જાય છે! આ વાતને બરાબર બંધ બેસતાં ચોકઠાં તેમણે ગોઠવ્યાં, અને તારાં સમ, મેં તારા વરની વાત સાચીજ માની! પછી મેં મારા ધણીને તે વાત કહી, એટલે તેમણે તમામ પડદો ખોલી દીધો તો ઠીક થયું કે મારાં મનનો વેહેમ ગયો! આવો તારો વર તરકટી છે!"

"પણ તે બંનેને તો ઘણી દોસ્તી છે. અને તારે મોંઢે તારા વરનું ભૂંડું બોલે કેમ!"

"દોસ્તી હતી ત્યારે હતી, પણ હમણાં કંઇ ભંગાણ પડયું છે, અને તેથી તો તે મને ભમાવવાને અહીં આવ્યા હતા! અરે બ્હેન, મારી આગળ એવી તો મસાલાદાર વાતો અડાવી કે હું તો દંગજ બની ગઇ!"

"પણ તને ગુસ્સો લાગે નહીં તો હું કહું? મારાં સમ, તને માઠું તો નહીં લાગે કેની?"

"તારા કેહેવાનું મને માઠું તો લાગેજ નહીં; કેમકે તું મારી બાળાં સ્નેહી સખી છે."

"અગરજો મારા વર તો અસલથીજ રખડતા છે, પણ તારા વર માટે પણ મેં એક તિરાહિતને મોંઢે કેટલીક વાતો સાંભળી છે! મારા વરે જો તે વાતો કહી હોત તો હું માનત પણ નહીં, પણ આ તો કોઇ જુદાજ સખસે મને કેટલીક વાત કરી છે, માટે મને લાગે છે કે તારા વરને પણ નઠારી સંગત તો થઇ છેજ."

"તને કોણે કહ્યું? મને તે માણસનું નામ આપ કે મારી ખાત્રિ થાય.

"નામ આપું ને તું વળી તારા વરને કહે એટલે તે શખસ સાથે તારા વર લડાઇજ કરે!"

"તારાં સમ, મારા વરને મોંઢે હું તેનું નામ નહીં દઇશ; માટે તું મારા પર ભરોસો રાખતી હોય તો મને તે માણસનું નામ દર્શાવ કે જેથી હું ખરો કે ખોટો તોડ તો બાંધું."

"મારા વરનો એક મિત્ર વંચરશંકર કરીને છે. તે એક દાહાડા મારા વરને મળવાને માટે રાતના મારે ત્યાં આવ્યો, પણ મારા

વર તે વખતે ઘરમાં નહીં હોવાથી મેં તેને કહ્યું કે 'તમારા દોસ્તાર અત્યારે વળી ઘરમાં હોય કે ? તે કોઇ રાંડને ત્યાં રખડવા ગયા હશે.' આ સાંભળી તેણે કહ્યું 'રાંડનું ઘર તો તેને માટે હમણાં રંડાઇ ગયું છે; કેમકે જે રાંડને ત્યાં તમારા વર જતા હતા ત્યાં તો હવે મધુર જાય છે.' આમ કહ્યું ! તેથીજ મને પણ લાગ્યું કે મધુરભાઇ પણ એવે નબળે રસ્તે ચડયા છે ! મારાં મનમાં એ વાતનો ડગડગો પેંઠો, અને તેથીજ મેં તેને જુસ્સામાં જણાવ્યું કે, એ વાત તદ્દન ખોટી. મધુરભાઇ કદી પણ એવે રસ્તે જાયજ નહીં. આ ઉપરથી તે પણ જુસ્સામાંજ બોલી ઉઠયો કે "અરે મધુર તો ત્યાં દરરોજ રાતના આઠથી દશ વાગા સુધી બેસે છે, અને તેની ખાત્રિ કરવી હોય તો ચાલો તમને અબઘડી બતાવું. આ સાંભળતાંજ હું તો ચૂપ થઇ ગઇ, અને તે વખતે મેં એ વાતજ ઉડાવી દીધી. માટે મને પણ શક ભરાયો છે કે, તારો વર પણ નબળે રસ્તે જતો હોવોજ જોઇએ."

આ સાંભળી મધુરી સજ્જડજ થઇ ગઇ, અને થોડી વાર વિચારમાં પડી જઇ બોલી "તે શખસ નજરોનજર બતાવવાને તઇયાર છેની ?"

"હારે હા. તેણે સાફ કહ્યું છે તો ! એમાં કંઇજ ફરક નથી બેહેન."

"ચાઈ ત્યારે મારા એક ભરોસાદાર માણસને તે વાત નજરો નજર બતાવે તેવો બંદોબસ્ત થઇ શકશે ?"

"ઘણી સારી રીતે. એ તો હું તાબડતોબ તારે ખાતર બજાવીશ."

"ત્યારે તો તારો ઘણોજ ઉપકાર માનીશ બેહેન !" કહીને મધુરી નિઃશ્વાસ નાંખવા લાગી, અને ધીમે રહીને બોલી "તારા વરે

મને તે વાત કહી, પણ મેં જ્યારે મારા વરને જણાવ્યું ત્યારે તે જાણે એવી મતલબનું મને સમજાવવા લાગ્યા કે 'ચંડાળશંકરની સાથે મારે તૂટ પડી છે તેથી તેણે આપણી વચ્ચે લાકડાં લગાવવાની આ તદબીર કરી છે!' આ વાત મેં ખરી માની, અને તેથી હું તારા વર પર ગુસ્સે થઇ! પણ જો પેલો વંચરશંકર કહે છે તેમ તે મારા માણસને નજરો નજર બતાવે તો પછી મને શક રહેશે નહીં."

"તારે જોઇએ તો આજે રાતના આઠેક વાગાને સુમારે તારા માણસને મારે ત્યાં મોકલજે, એટલે વંચરશંકરને પણ હું તરત બોલાવીને કહીશ. પછી કંઇ છે?"

"ઠીક છે તો. મારો મોહનલાલ નામનો જૂનો મેહેતો છે તેને હું તારે ત્યાં મોકલીશ."

"ઘણું સારૂં. પણ રાતના સાત ને આઠની વચ્ચે મોકલજે કે બસ."

"તેમજ કરીશ. તે મેહેતો હમણાં બાહાર ગયો છે તે આવશે કે હું તેને કહી રાખીશ."

"ભલે." કહીને પ્રભાગવરી મનમાં વિચારવા લાગી કે "હવે મધુરીને મારે ઘેર બોલાવી જવાની પણ કંઇ જરૂર નથી, અને પેલા ટીપણાં ભટ આવે કે નહીં આવે તેની પણ જરૂર નથી."

એટલામાં તો તે ટીપણાં ભટ ટેહેલ પોકારતો અંદર દાખલ થયો, અને પેલી બંનેની સામે ઉભો રહી બોલવા લાગ્યો "'અંબર

ભરપૂર. બ્હેનોનું કલ્યાણ થાઓ. શ્રી અંબા માતા સુખી કરે. આ અનુગ્રહ માતાની મેહેર છે. આ બ્રાહ્મણને સીધાની ઇચ્છા છે બ્હેન."

"મહારાજ તમે કોણ છો ? અને આ તમારી પાઘડીમાં ટીપણું છે કે ?" મધુરીએ પૂછ્યું.

"હા બાપજી. હું ઇડરનો બ્રાહ્મણ છું; અને મને હાથ જોતાં બરાબર આવડે છે."

"ત્યારે મારો હાથ જુઓ જોઇએ. હમણાં મારા ગૃહભાવ કેવા છે ?"

તરતજ ટીપણુંશંકર પલાંઠો વાળીને ઓટલાપર બેસી ગયો, અને મધુરીનો હાથ લઇ બોલવા બેઠો "બ્હેન, તમારાં કરમમાં લક્ષ્મી સારી છે. તમને પરમેશ્વરે ધણી પણ આબરૂદાર ને મનગમતો મેળવી આપ્યો છે, અને બધા વાતે તમે સુખી છો બ્હેન. જશ રેખા પણ પેહેલા નંબરની છે, ને સંતાનનું સુખ પણ સારૂં થશે, પણ—"

"કેમ બોલતાં ખંચાઇ ગયા મહારાજ ?" મધુરી બોલી "જે હોય તે કહી દો."

"કહું તો ખરો, પણ તમે કંઇ મનમાં દુઃખ નહીં લગાડશો તો કહું બ્હેન ? કેમ કે મારે તો તમારી પાસે શેરે શેર ઘીનું સીધું લેવું છે તેથી જો તમને દુઃખ લાગે તો પછી મારૂં સીધું જાય ને દક્ષણાએ જાય કેની !"

"નહીં મહારાજ, ખરેખરૂં કહેશો તો તમને ખુશી કરીશ."

"ત્યારે તો બ્હેન, તમારા ધણીને લગાર સંભાળજો ! કેમકે આમાં તમારા ધણીની રેખા છે તે જોતાં એમ જણાય છે કે તે

કોઇ વેશિયાના ફંદમાં પડયો છે, અને આગળ જતાં તે તમને દગો દેશે ! માટે તમે જો ડાહ્યા હો તો તમારા ધણીને તમારા કાબૂમાં રાખજો. હવે મારી કહેવાની મતલબ તો સમજ્યાની ?"

"સમજી. વારૂં બીજું કંઇ કહેવું છે ?"

"બીજું કશું નહીં. હવે સીધાની આજ્ઞા થાય બહેન તો ઠીક."

તરતજ મધુરીએ પોતાના માણસને બોલાવી ટીપણાશંકરને તમામ સીધું આપવાનો હુકમ કીધો, તેમજ ઉપરથી એક પાવલી દક્ષણા તરીકે પણ આપી. આ લઇ ટીપણાશંકર ખુશી થયો, ને પછી સીધું લઇ, મધુરીને આશિરવાદ આપી ચાલતો થયો.

"બેહેન, આ તો બધી વાત મળતી આવે છે, હાં" મધુરી બોલી "આ બ્રાહ્મણે કહ્યું ને જે વાત કરી તે બધી મળતી આવે છે ! તોપણ જરાક શક છે તે મેં કહ્યું તેમ તું કરશે એટલે બરાબર માનીશ."

"તે તો હું ચોક્કસ કરીશ. તારે માટે કરવું તેમાં શું હું કાંઇ નવાઇ કરવાની હતી કે ?" કહીને પ્રભાગવરી ઉઠવા જતી હતી તેને પાછી બેસાડી મધુરીએ પોતાની ગાડી જોડાવી આપી, જેમાં બેસી તેણી પોતાને ઘેર ગઇ.

ચંડાળશંકરે પોતાની પ્રિયાને ઘરમાં દાખલ થતાંજ બધી વાત પૂછવા માંડી, જે તેણીએ તમામ કહી સંભળાવવાથી તે પણ ખુશ થયો, અને તેણે તરતજ પેલા વંચરશંકરને બોલાવી મંગાવી તેને પેલી છબિલીનાં મકાનની એંધાણી આપી બધી વાત સમજાવી, અને તેને રાતના સાત વાગે બોલાવ્યો. બાદ પેલો ટીપણાશંકર પણ આવી

પોહોંચ્યો, અને તેણે પણ ચંડાળશંકરને વાત કહ્યાથી તે ઓર વધારે ખુશ થયો, અને ઠરાવ્યા પ્રમાણે ચંડાળશંકરે તેને એક રૂપિયો પણ આપી દીધો.

“ પણ પ્રાણનાથ, મધુરીનો મેહેતો રાતના સાત–આઠની વચ્ચે આવનાર છે, તે વખતે તમે ઘરમાં રેહેશોજ નહીં; કેમકે જો તે મેહેતો તમને જોશે તો તે વળી મધુરીને કહેશે, અને તેથી વળી મધુરીને એવો શક જશે કે જાણે તમેજ કંઇ બનાવટ કરી હશે ! માટે તમે સાતની અગાઉ બહાર નીકળી જજો, અને વંચરશંકર આવશે તેની સાથે તેને સમજાવ્યા પ્રમાણે મધુરીના મેહેતાને હું મોકલી આપીશ. કેમ, મારી વાત આપને ઠીક લાગે છેની મારા વહાલા ? ”

“ હા; તારૂં કહેવું પણ બરાબર છે, હું તેમજ કરીશ. ” કહીને પછી ચંડાળશંકર પોતાના બીજા વિચાર મનસુબામાં ગુંથાયો, અને પ્રભાગવરી ઘર કામમાં રોકાઇ.

રાતેના બરાબર સાતને ટંકારે વંચરશંકર આવીને બેઠો. ચંડાળ-શંકર તો તે પ્રથમનો બાહાર ચાલ્યો ગયો હતો. બાદ પોણાઆઠના સુમારે મધુરીનો મેહેતો મોહનલાલ પણ આવી લાગ્યો. તેની સાથે વંચરશંકરની મુલાકાત પ્રભાગવરીએ કરાવી, અને તેમને પરસ્પર મુદ્દાની વાત સમજાવી, જે તે બંનેએ પૂરતાં ધ્યાનથી સાંભળી, અને છેવટે પ્રભાગવરીએ તે બંનેને જણાવ્યું કે “ આ વાત તદ્દન ગુપ્ત રાખજો, અને કોઇને મોંઢે કંઇ પણ બોલતાંજ નહીં. ” વળી મોહન-લાલને કહ્યું કે “ તારા શેઠને જોઇને તું ગુપચાપ તારી શેઠાણીને

તે વાત જણાવજે, પણ શેઠને કશું કહેતોજ નહીં." એ વિગેરે ટોકી ટોકીને બંનેને સમજુતી આપ્યાં પછી તેમને ત્યાંથી વિદાયે કીધા, અને તેઓ બંને તરતજ છબિલીની તરફ ચાલતા થયા. આ વખતે સુમારે આઠ વાગ્યા હતા.

---

## પ્રકરણ ૯ મું.

### દોહરો.

મધુર દેખાયો ખરો, નાયકણીને ત્યાંય;
મોહનલાલ વિસ્મય થયો, વદે હાય હાય હાય !

### પાપ પકડાયું, અને વળી અધર ઉડી પણ ગયું !

આજે મધુર રાતના સુમારે સાડાઆઠે છબિલીને ત્યાં આવી પહોંચ્યો, અને વંચરશંકર તથા મોહનલાલ તો સવાઆઠ વાગાના તેણીના બંગલાની સામેના એક ખુણામાં ઉભા હતા. તેઓએ પા કલાક સુધી રાહ જોયાં બાદ મધુરની ગાડી જેસબંધ આવી પહોંચી, અને મધુર પોતાની ગાડીમાંથી ઉતરીને ઉપર ગયો; તે પેલા બંને જણાઓએ બરાબર તાકી તાકીને જોયું. મોહનલાલની ખાત્રિ થઇ ગઇ, અને તે પણ નિઃશ્વાસ નાંખી બોલ્યો "અરેરે ! શેઠને પણ આ શું સુઝ્યું છે !" કહીને તે ત્યાંથી તરતજ વિક્ટોરિયામાં બેસીને મધુરીને ખબર કરવા ગયો, અને વંચરશંકર પણ તરતજ પ્રભાગવરી ની પાસે જઇ કહેવા લાગ્યો "બધું બરાબર થયું. મોહનલાલે પોતે મધુરને રાંડના બંગલામાં જતાં જોયા, અને તેની પૂરેપૂરી ખાત્રિ કરી આપી છે."

"પણ કંઇ શક જેવું તો રહ્યું નથીની?" પ્રભાગવરી બોલી "મધુરજ હતો, એમ મોહનલાલે મનમાનતી રીતે ખાત્રિ કરી લીધી કે કંઇ બાકી રહ્યું? જોજે તેમાં કંઇ ફરક પડવો નહીં જોઇએ જો!"

"બરાબર ખાત્રિ થઇ ચૂકયાં પછીજ મોહનલાલ ત્યાંથી ખસ્યો."

"બસ તો હવે કંઇ વાંધો નહીં આવે. તારે જવું હોય ત્યાં તું પણ હવે ખુશીથી જા."

વંચરશંકર તરતજ પોતાને ઘેર જવા બાહાર નીકળ્યો, તેવોજ ચંડાળશંકર તેને રસ્તામાં મળી ગયો, અને તેને પણ વંચરશંકરે તમામ વાતચીત કહી, જેથી તે પણ ખુશી થતો પોતાને ઘેર આવ્યો, અને અભાગવરીને કહેવા લાગ્યો "વાહલી, કામ તો બરાબર થઇ ગયું. વંચરશંકર હમણાંજ મને રસ્તામાં મળ્યો, અને તેણે મને બધી વાત કહી."

"હવે તો મધુરીની પણ ખાત્રિ બરાબર થઇ; કેમકે મોહનલાલ તેણીનો વિશ્વાસુ માણસ છે, ને તે તેણીને કહેશે કે પછી તેણીને પણ કંઇ શક રહેશે નહીં. હવે બાજી બરાબર ગોઠવાઇ તો ખરી."

"હવે તો કશી ખામીજ રહી નહીં." કહીને ચંડાળશંકર વળી પાછો બાહાર ગયો, અને પેલી નાયકણીના બંગલાની સામે જઇને ઉભો, અને ત્યાંથી મધુરની રાહ જોયા કરતો રહ્યો.

પેલી તરફ મોહનલાલે મધુરીની પાસે જતાં વાર કહ્યું "શેઠાણી, બસ વાત વંઠી! શેઠની બુધ્ધિ બગડી! બોલવામાં કંઇ સાર નહીં! શેઠને નબળી સંગત લાગી છે, અને ખરાબ રસ્તે તેઓ ચઢયા છે! માટે હવે ભવિષ્ય પણ ખરાબ સમજવું!"

"પણ મેહેતા, રાંડને ત્યાંજ તારા શેઠ બેઠા છે? તેં તેમને બરાબર જોયા?" મધુરીએ પૂછ્યું.

"જોયા બાઇ જોયા! શેઠને ગાડીમાંથી ઉતરી તે રાંડના બંગલામાં જતાં મેં પોતે બરાબર જોયા."

"પણ ત્યારે તારે પણ શેઠની પાછળજ ગુપચાપ જવું'તું ની?"

"નહીં. તેમાં શું શોભા? તે વખતે મને તેઓ ધુતકારી કાઢાડતે ને બે ચાર થાપડ લગાવી દેતે તો તેમાં મારૂં માન શું રેહેત? તેથી તો આમન્યા પણ તુટી જાય!"

"પણ તેં પૂરી ખાત્રિ કરી? તું હિમ્મતથી કહે છે કે તારા શેઠને તેં રાંડના ઘરમાં પેસતા જોયા?"

"હા, હા, ને હા! એમાં તો જરા પણ સંદેહ જેવું હવે રહ્યુંજ નથી શેઠાણી! એ તો મેં ચોક્કસ કરી લીધું!"

આ સાંભળતાંજ મધુરી અત્યંત આક્રંદ કરતી આંખો મીંચી જાણે નખાઇ ગયા જેવી થઇ ગઇ, અને માથે હાથ મૂકી મહા શોક કરવા લાગી! થોડી વાર સુધી તેણી એક પણ શબ્દોચ્ચાર કરી શકી નહીં, પણ પછી મેહેતા પ્રત્યે નિહાળીને તેણીએ કહ્યું "મહેતા, હવે શું કરવું? કંઇ ઇલાજ?"

"ઇલાજમાં એજ કે તમે શેઠને નમ્રતાથી એ વાત કહી સમજાવી એ રસ્તો છોડાવો તોજ સારૂં; નહીં તો એ ખુવાર થઇ જશે અને બધી દોલત રંડીબાજીમાં ઉડાવી દઇ પાયમાલ થઇ જશે! કહેવત છે કે 'રંડીકા યાર સદા ખુવાર!' એમાં તે વળી કોણ સુખી થયું છે કે એ થશે!"

"પણ શેઠને કહેવું કેવી રીતે? એક વાર મારે કાને વાત આવી ત્યારે મેં તેમને એ વાત કહી એટલે તેમણે મને ગમે તેમ ઉંધુ ચત્તું કહી સમજાવી દીધી, ને મેં ભોળવાઇને તેમનું કહેવું ખરૂં પણ માન્યું! પણ હવે તો મારી ખાત્રિ થઇ. તે છતાં હું તેમને કહેવા જઇશ એટલે તે તો નન્નોજ વાસશે! માટે શું કરવું?"

"હવે નન્નો શું વાસશે! હવે તો હું પોતે શાક્ષી પૂરીશ. પછી મારાપર જોઇએ તો ગુસ્સે થાય તો ભલે, પણ તેમનાં ભલાંને માટે મારે સાચું બોલવામાં અચકાવાનું કંઇજ કારણ નથી. તેમ છતાં શેઠ મને રજા આપશે તો મારી નિમકહલાલિનો બદલો મને ઇશ્વર આપશે! પણ જેનું નિમક મારા પેટમાં છે તેમું તો ભલું ચાહીશ, એ મારો નિશ્ચય છે."

"તો શેઠ આવે ત્યારે હું તેમને ધીમે ધીમે રહીને છેડીશ, અને પછી નામુક્કર જશે તો તને બોલાવીશ. કેમ?"

"મોહોટી ખુશીથી બોલાવજો બાઇ. હું હમણાં નીચેના રૂમમાં સુતો પડયો છું."

"વારૂં જા" મધુરીએ કહ્યું. અને તેપરથી મેહેતો તરતજ પોતાની જગા પર સુવા ચાલ્યો ગયો; પણ મધુરીના જીવને કંઇ ચેન પડે નહીં! તેણી સ્વતઃ શોક સંતાપ કરવા લાગી કે "આહા! મરદના જીવ પણ કેવા કૂતરા જેવા હોય છે! ઇશ્વરે તેમની મનોવૃત્તિમાં આટલી બધી નિર્દયતા કેમ મૂકી હશે! મારા પ્રાણનાથ ઉપરથી તો મારા પર કેટલી માયા ને મમતા રાખે છે, અને મારા પર પૂર્ણ પ્રીતિ પણ દાખવે છે, અને અંદરથી આવા પ્રપંચ પાથરે છે! પણ

મુંબઇમાં ઘણુંખરા મરદો રાંડોને ત્યાં રખડે નહીં ત્યાં સુધી જાણે તેમને ચેન પડે નહીં, એવા મૂર્ખના સરદાર છે! શેઠિયાઓના છોકરાઓ જો રાંડોને મળે નહીં તો તે રાંડોનું પૂરું કયાંથી થાય! પણ પારકી રાંડો માત્ર પઇસાનીજ સગી થાય છે, તેનું ભાન કામાન્ધ મરદો ભૂલી જાય છે, અને તેથીજ તેઓની ખરાબિ નીપજે છે તો! અરરરર! મારા પ્રાણ પ્યારાને માટે આમ હું સ્વપને પણ ધારતી નહોતી, અને તેમની નીતિને માટે મને કદી પણ શક નહોતો, પરંતુ હું ધારૂં છું કે મૂળ રસ્તો બતાવનાર ચંડાળશંકરજ હોવો જોઇએ. તે મૂઆ બામણાથીજ બધા બગાડો થયો છે, અને હવે તેને કંઇ વાંકું પડયું છે તેથીજ તે અંદરથી ફુટયો છે, અને હવે તે મારા કાન ખોલે છે. તોપણ તે ફુટયો છે તે એક રીતે સારૂંજ થયું છે, અને હવે મારા પતિને સુધારવાની મારે ફરજ બજાવવી પડશે! પણ ધીમે રહીને તે બામણાનો પગ કહાડવોજ જોઇશે; કેમકે તેનાંજ બધાં કર્મ છે. હમણાં તેની મારફતે મારે બધી વાત જાણવાની જરૂર છે, માટે હમણાં તેનું અપમાન કરવાની જરૂર નથી. પાછળથી તે હરામખોર લંપટને પણ બરાબર લાડવા ખવાડીશ ત્યારેજ હું જંપીને બેસીશ! પણ હવે મારા પતિને સુધારવાનો મારે શું રસ્તો લેવો? કંઇ કરવું જોઇએ! તોપણ એ આવે અને પછી મને વળી શું ખુલાશો કરે છે તે જાણ્યા પછી વખત તેવી વાત કરીશ." આ વગેરે અનેક વિચારોમાં મધુરી ઉદાસિત થઇ ગઇ.

પેલી તરફ મધુરને તો મઝા ચાલતી હતી! છબિલીનાં નખરાં નિહાળીને આ ભાઇ સાહેબ ખુરબાન થઇ ગયા હતા! ગાયન પર ગાયનની મોજ, અને ધીંગામસ્તીમાં પણ કંઇજ મણાં નહી!

"વારૂં ત્યારે પેલા ચંડાળશંકરે તમારી બાયડીને આપણી વાત ભેરવી હતી તેનું શું થયું ?" છબિલીએ પૂછ્યું.

"શું થાય વળી ? બાયડીને અસ્ટમ પુસ્ટમ સમજાવી દીધી !" મધુરે જણાવ્યું "બાયડીને સમજાવતાં શી વાર ?"

"તમારી બાયડીનાં મનમાં હવે તો કશો વહેમ નથીની ?"

"હવે તો જરા પણ વેહેમ નથી. તેણીનાં મનમાં મારે માટે ખરેખરી ખાત્રિ છે કે હું રાંડને ત્યાં જાઉંજ નહીં."

"પણ જોજો સંભાળજો ! ચંડાળશંકર બડો પ્રપંચી અને ખટપટી છે તેથી હજી તે કંઇ પણ ખટપટ કરશે ! હજી પણ તે આપણો પીછો છોડે તેમ નથી ! હું તેને ઓળખું છું કે તે બડો તરકટબાજ છે !"

"અરે તેનાં ગમે તેવાં તરકટને પણ હું ખીસામાં નાંખીને તેના ભુરકા કરૂં તેવો છું ! તે બામણાના ભાર શા વળી ! તેને તો લાડુ ખાતાં આવડે ! બીજી લાંબી પોહોંચ તેનામાં હોય નહીં તો !"

"તોપણ તેવા ન્હઠારા માણસથી ચેતીને ચાલવું વધારે સારૂં તો ખરૂંજ."

"તેની ત્તારે કંઇજ ચિંતા કરવી નહીં પ્યારી. તે બધું મને શિખવવું પડે તેમ નથી."

"તો ઘણું સારૂં." કહીને છબિલીએ લગાર આવભાવ કરી મધુરના ગળામાં હાથ નાંખી માંગણી કરી કે "વારૂં હવે તમે મારી એક માંગણી મંજુર નહીં રાખો મારા પ્યારા ?"

"બોલી જા. તું જે કહે તે મારે કબૂલ મંજુર છે, મારી માનીતી મોહિની !"

" મારે એક નવા ફૅશનની સાડી લેવા માટે ત્રણસો રૂપિયા જોઇએ છે તે આપશો ? "

" ઓ યસ. મોહ્ટી ખુશીથી." કહીને મધુરે તરતજ ખીસામાંથી નોટનું બંડલ કહાડી રૂપિયા ત્રણસોની નોટો કહાડી આપતાં કહ્યું " કેમ, હવે તો તું ખુશી થઇ ? "

" મારા વ્હાલાને જોઇને હું તો સદાએ ખુશીજ રહું છું. "

" હવે ત્યારે મને રજા છે ! હવે તો રાત ઘણી થઇ પ્યારી માટે જાઉં છું. "

" ભલે પધારો, પણ કાલે પાછા કયારે આવશો વારૂ ? "

" હંમેશને વખતેજ આવીશ, અને બનશે તો વેહેલો પણ આવીશ. "

" બહુ સારૂં. પણ બનતાં સુધી વ્હેલા પધારશો તો વધારે આનંદ થશે."

" ઠીક છે. " કહીને તરતજ મધુર ત્યાંથી નીચે ઉતરીને પોતાની ગાડીમાં ગોઠવાઇ પોતાને બંગલે ગયો.

બિચારી મધુરી—પવિત્ર મધુરી ! પોતાના બંગલામાં એકલી બેઠી અત્યંત ગિરફતારીમાં ગરકાવ થઇ ગઇ છે. તેણી મધુરની આવવાની પાણીની માફક રાહ જુએ છે. તેણીએ પોતાનો મિજાજ નહીં ઉકળાવતાં શાંતપણે પોતાના પતિને સમજાવવાનો વિચાર કીધો; અને મધુર જેવો આવ્યો કે તેવીજ મધુરી બોલી " પ્રાણનાથ, આજે પણ અગીઆર તો વાગી ગયા, હો ! આપને દરરોજ મોડુંજ થાય છે, તેનું શું કારણ ? "

"શું કરૂં! બજારમાંથી વેહેલાં છુટાતુંજ નથી!" કહીને મધુરે પોતાનાં કપડાં કહાડીને ઘાટીના હાથમાં આપ્યાં, અને થાકી ગયો હોય તેવો ઢોંગ કરીને 'ઇઝીચેર' પર પડતાં બોલ્યો "હાઆસ! આજે તો એટલો થાક લાગ્યો છે કે કંઇજ કસર નહીં! બસ, હવે તો જાણે એમજ થાય છે કે એ ઉઠવેઠ ને હાયઅફસોસનો વેપાર કરવોજ નહીં! થોડા કાળ જીવવું તેમાં કેટલી જંજાળ એકલા જીવે વેઠવાની! હવે તો ઇશ્વરે જે આપ્યું છે તેજ ખાઇ પી અમનચમન કરવું, એમ મને થઇ આવે છે! કેમકે વેપાર જેટલો વધારૂં તેટલી મારા જીવને જંજાળ પણ વધારેજ કરવી પડે!"

"મેં તો આપને તે દાહડેથી કહ્યું કે એવો મોહટો વેપાર ડોહોળવાનું છોડી દો, પણ આપ ક્યાં માનો છો!"

"હવે તો માનવુંજ પડશે; કેમકે હવે હું પોતેજ કંટાળી ગયો છું!"

"માનો તો મોહટી મેહેરબાની!" કહીને મધુરીએ પેલી બાબત ધીમે રહીને કહાડવા માટે પૂછ્યું "આજે આપ ઘરમાંથી આઠ વાગા પેહેલાં નીકળીને ગયા હતા તે છેક અત્યાર સુધી બજારમાંજ રોકાયા હતા?"

"હાસ્તો. બજારમાં નહીં તો બીજે ક્યાં? તેમાં તો થાકી ગયો છુંની!"

"ખરૂં છે! થાક તો લાગેસ્તો!" મધુરી કટાક્ષમાં બોલી "પણ બજારમાં ગંમત પડતી હશે તો! કેમકે મેં સાંભળ્યું છે કે બજારમાં ગાનતાન પણ ઘણું થાય છે!"

"ગાનતાન શાનું ને મઝા શાની ! એ તો મારવાડી દલાલીઆઓ નકામાં સાગડા તાણ્યા કરે, અને જંગલીની માફક બરાડા પાડયા કરે, તેમાં મઝા શાની, પથ્થરની ! નકામું ધાંધલ !"

"પણ મેં તો સાંભળ્યું છે કે બજારમાં કોઇ રાંડનું ગાનતાન થાય છે, અને તે રાંડનું નામ છબિલી છે !"

આ સાંભળતાંજ મધુર ચોંકયો, અને છબિલીનું નામ સાંભળીને તે વળી વધારે વિચારમાં પડી ગયો, તોપણ આસ્તે રહીને બોલ્યો "અરે ત્યાં તો કોઇ છબિલીએ નથી ગાતી ને છબિલોએ નથી ગાતો ! છબિલીનું નામ તેં વળી કયાં સાંભળ્યું ! એ રાંડ કઇ વળી ! મેં તો એ નામજ આજે સાંભળ્યું !"

"નામ નહીં સાંભળ્યું હોય, પણ તેણીનું ઘર તો કદાચ જોયું હશે !"

"છટ છટ ! તે રાંડ કોણ ને તે કયાં રહે છે તે મારી જાણે બલા ! મને તે જાણવાની મતલબ પણ શું હોય ?"

"અરે ભૂલી !" મધુરી હાવકું મો કરીને બોલી "તે રાંડનું ઘર પણ કદાચ આપે નહીં જોયું હોય, તોપણ તે રાંડના ઘરમાં આપ બેઠા તો હશોજ !"

"એ તું શું બોલે છે કે બકે છે !" મધુર લગાર રોપમાં બોલ્યો "પેલા પાપી ચંડાળશંકરે તારા મગજપર એવી ખરાબ વાતો ઠસાવી છે તે હજી તારાં મનમાં જેમ ને તેમ રહીજ ગયલી લાગે છે, અને તેથીજ તું ત્યારની મને આડા અવળા સ્વાલો પૂછે છે તે હું સારી પેઠે સમજું છું ! પણ એવા લુચ્ચાની વાત મગ-

જપર કદી ઠસાવવીજ નહીં, એ હું તને ખાસ ભલામણ કરૂં છું."

"આપની ભલામણ વાજબી છે કે 'એવા લુચ્ચાની વાત મગજપર કદી પણ ઠસાવવીજ નહીં' પણ કોઇ ભલા ને આપણા વિશ્વાસુ માણસની વાત તો મગજપર ઠસાવવીજ કની?"

"પણ ભલો ને આપણો વિશ્વાસુ માણસ કદી પણ એવી વાત કરેજ નહીં."

"અને જો કરેલી હરે તો પછી કેમ? તે માણસપર આપણે ભરોસો રાખવો કે નહીં?"

મધુર હવે ગુંચવાઇ ગયો, અને હવે તેણે અધર ઉડાવવાનો ડાવ ફાંધો: કેમકે તે પોતાનાં મનમાં તો સમજીજ ગયો કે "વાત કંઇ ફુટી છે!" તોપણ તેણે પોતાની સ્ત્રીને ઉલથાપ આપવાનાં ફાંફાં મારાં, અને તે બોલ્યો "તું પણ કેવી વિચિત્ર વાતો કરે છે! એવી વાતો કરતાં તને શરમ પણ નથી આવતી! હમણાં તો કંઇ ખુશી ખુશાલિની, રંગ રસની, મોજ મઝાહની, અમન ચમનની, અને આનંદ મુંગળની વાતો કરવી જોઇએ. તેને બદલે તું તો તરેહવાર વાતોનાં ટાહેલાં કરી નકામું મગજ ખાઇ જાય છે! છટ નૉનસન્સ! આલ હંબગ!"

"અરે હંબગ તે કેમ છે! આપ ભલે મને ઉડાવવાની તજવીજ કરો, પણ હવે તો મારા હાથમાં મજબૂત બાતમી મળી છે!" મધુરી પણ લબાર ડોળા ફેરવી બોલી "તમે અત્યારે કયાં બેઠા હતા, ને કોને ત્યાં આઠ વાગાના ગયા હતા, તેનો બરાબર રીપોર્ટ મારી પાસે આવી ચૂકેયો છે!"

"હવે એ બધા અક્કલ વગરના લવારા કરવા છોડી દે ને કંઇ ડાહી વાતો કર!"

"હું જે વાત કરૂં છું તે ડાહીજ છે, અને આપ જોશો કે મારી દરેક વાત મજબૂત સાબિતી સાથેનીજ છે. હું હાલ ખુલ્લે ખુલ્લું મારે મોંઢે નહીં કહેતાં માત્ર આપને મોંઢેજ જાણવા ઇચ્છું છું, અને આપની પરીક્ષા કરવા ચાહું છું કે આપ કેટલાક સત્યવાદી છો? અત્યારે આપની પરીક્ષા કરવાને મારી પાસે પુરાવો છે."

"આટલા દાહડા પરીક્ષા કરી નહીં કે આજેજ કંઇ નવી પરીક્ષા કરવી છે?"

"આટલા દાહડા તો પરીક્ષા કરવામાં ઠગાઇ, પણ આજે હું ઠગાઉં તેમ નથી તો!"

"આજે પણ ઠગાશે નહીં તેની શું ખાત્રિ વારૂં?"

"તેની ખાત્રિ એજ કે આજે મજબૂત પાયે પરીક્ષા કરવાને હું શકિતવાન થઇ છું."

"અને આજનો પાયો પણ લૂલો હોય તો પછી તું શું ગુન્હેગારી આપશે?"

"ગુન્હેગારીમાં આપનાં ખાસડાં ને મારૂં માથું! બોલો! બીજી શું વિશેષ ગુન્હેગારી જોઇશે?"

"એવી ગુન્હેગારીની મને જરૂર નથી, પણ હું તારી પાસે એટલીજ કબૂલાત માંગુ છું કે જો આજે તારી વાતનો પાયો લૂલો ઠરે તો હવે પછી તારે કદી પણ એવી વિચિત્ર વાત વદવીજ નહીં. બોલ, કબૂલ?"

"કબૂલ ! એક વાર નહીં, પણ સાત વાર કબૂલ ! બોલી જાઓ કે આજે આપ કોઇ રાંડને ત્યાં નથી ગયા ?"

"નહીં, બિલકૂલ નહીં." મધુર ટટાર થઇને બોલ્યો "અરે આજે તો શું પણ આખી જીંદગીમાં રાંડને ત્યાં મેં કદી પગ મૂક્યો નથી ને રાંડનું મકાન કેવું હોય તે પણ મેં જોયું નથી !"

"તો સબૂર કરો. હમણાં બધું ખુલ્લું થઇ જશે !" કહીને છબિલીએ પેલા મેહેતાને બૂમ પાડવાથી તે આવ્યો, અને તેને પૂછ્યું "આજે રાતના આઠ વાગાને સુમારે તારા શેઠને તેં ક્યાં બેઠેલા દીઠા હતા ?"

"એક રાંડને ત્યાં." મેહેતાએ હિમ્મતથી જણાવ્યું.

મધુરનું મગજ તાતું માતું બની ગયું ! તે તો ઉઠીને તેને મારવા ધસતો હતો, પણ મધુરીએ તેનો હાથ પકડી લીધો, અને તે બોલી "ખબરદાર ! પ્રાણનાથ, હવે આમ ગુસ્સે થવામાં કંઇ વળે નહીં ! એ ગરીબને મારવા જાઓ છો તેનાં કરતાં મનેજ મારો ! કસૂર એનો નથી, પણ મારો છે !"

"કસૂર તારો નથી, પણ આ નિમકહરામનોજ છે !" મધુરે જણાવ્યું "એણે તને ઉંધું ચત્તું ભંભેરી ભૂત બનાવી તેમાં કંઇ તારો વાંક નથી, પણ એ કાળોટિયાનોજ વાંક ગણાય !"

"પણ એણે આપને રાંડને ત્યાં જાતે ને પોતે જતાં જોયા, અને મારા કહેવાથીજ એ ત્યાં આવ્યો હતો, અને જે એણે પોતે જોયું તે મને કહ્યું તેમાં એનો શો કસૂર ?"

"તેં કેમ જાણ્યું ને માન્યું કે એણે તને ખરીજ વાત કહી છે ? એ તો લુચ્ચો માણસ છે !"

"એને ખોટું બોલવાનું કાંઇ કારણ ? અને આટલા દાહડા એ ભલો ને વિશ્વાસુ માણસ હતો તે આજેજ લુચ્ચો થયો કે ? વાહરે વાહ !"

"અરે એ નિમકહરામ તો પેલા મારા દુશ્મન ચંડાળશંકરનો મળતિયો, છે, અને તેની સાથેજ હમણાં રખડે છે !"

"સાહેબ, એ વાત તદ્દન ખોટી છે ! એમાં જરા પણ સચ્ચાઇ નથી !"

"બસ ચૂપ ! હરામખોર ! પાજી ! તારી બધી વાત મારે કાને આવી છે, અને તું જ્યારે ને ત્યારે પેલા ચંડાળશંકરને ત્યાં જ્યા કરે છે ને રાતના તેની સાથેજ રખડે છે, એ મને પાકે પાયે બાતમી મળી છે ! હવે તારા હાથમાં ત્રિજોરીની ચાવી એક ઘડી પણ સોંપાય તેમ નથી, અને તારી નોકરી મને હવે જોઇતી પણ નથી. હું તો આજે સહવારમાંજ તને પાણીશું પકડાવવાનો હતો, પણ સહવારે મને ફુરસદ નહોતી, અને અત્યારે તને કહેવાનો વિચાર કરતો હતો, એટલામાં તો આણે વળી તારા પ્રપંચની નવી વાત કહાડી ! હવે તો તને એક મિનિટ પણ મારા ઘરમાં નહીં રાખું ! તેં તારી મતલબને ખાતર મારા ઘરમાં કંકાસ કરાવ્યો કેમ !"

"અરે શેઠ સાહેબ, મારી મતલબ શું તે તો જણાવશો ?"

"તારી મતલબ હું બરાબર સમજુ છું. પેલા ચંડાળશંકરની સાથે મળી સમજીને તું મને ફસાવવાની વેતરણમાં છે, અને તેમાં તું ફાવે એટલે તને મારી પૂંજીમાંથી હજમ કરવાનું બની આવે ! એ તારી મતલબ ! પણ તારી એ બદનિષ્ટા કદી પાર પડનાર

નુથી ! અરે તને તો આ દુનીઆમાંથી પણ ઉખેડી નાંખીશ ! બસ જા ! નીકળ મારા ઘરમાંથી ! મારે તારૂં કામ નથી !" કહીને મધુરે તેને ધક્કો મારી કહાડી મૂકયો.

"પ્રાણનાથ, એ બાપડો ગરીબ માણસ હવે મારાપર નિસાસા મૂકશેની !"

"એવા કુકર્મિનાં નિસાસા લાગે તો પછી દુનીઆ ઉંધીજ વળે તો ! એને તો હું આજે સહવારનાજ કહાડી મૂકનાર હતોરે ! પણ સહવારે મેં વિચાર કીધો કે સાંજના કોઇ નવો માણસ મળ્યા પછી એને રજા આપવી. તેટલામાં તો એણે આવું ઉંધુંચત્તું કર્મ કીધું ! હવે એને આપણાં ઘરમાં કેમ રખાય ?"

"આપને કયાંથી ખબર મળી ? આપે જાતે જોયું કંઇ ?"

"અરે ગઇ કાલે મેં પોતે એને ચંડાળશંકરને ઘેરથી ઉતરતાં જોયો હતો, અને મારી ને એની નજર એક થઇ જવાથી એ શરમાઇ પણ ગયો ! તેજ વખતે એ સમજી ગયો હશે કે 'હવે શેઠ મને રજા આપશે !' તેથી એ હરામખોરે તને આમ ઉંધું ચત્તું સમજાવી તારી ને મારી વચ્ચે સળગાવવાનો રસ્તો લીધો ! એટલે જાણે આપણે બે લડીએ ને જૂદાં પડીએ તો વચમાં એનું કામ થઇ જાય ! આ મતલબ !"

"સમજી." મધુરી લગાર વાર વિચાર કરીને વળી પાછી બોલી "પણ મારી પાસે તો ચંડાળશંકરની બાયડી આવી હતી, અને તેણીએ મને વાત જણાવ્યાથી મેં તેણીને કહ્યું કે 'મારા પતિ રાંડને ત્યાં કદી જાયજ નહીં.' ત્યારે તેણીએ કહ્યું 'તમારા

એક વિશ્વાસુ માણસને મારે ત્યાં મોકલજો, હું તેને નજરો નજર બતાવીશ.' આ પરથી મેં આ મેહેતાને મોકલ્યો, અને એણે આવીને મને કહ્યું કે 'શેઠને રાંડનાં ઘરમાં મેં મારી નજરે જોયા!' આ ઉપરથી મેં તેની વાત ખરી માની!"

"જો ત્યારે જે બન્યું તે ચંડાળશંકરની મારફતે બન્યું કેની?"

"નહીં, ચંડાળશંકરની બાયડીની મારફતે આ બધું થયું છે."

"પણ ચંડાળશંકર ને ચંડાળશંકરની બાયડી કહેવાય તો એકના એક! અત્યારે હું તને કંઇ કહું તો તું માને કેની? તેમ ચંડાળશંકરે પોતાની બાયડીને કહેલું ને તેપરથી તેણી તારી પાસે આવી, અને આ બધો પ્રપંચ ચલાવ્યો! બધાં કર્મ ચંડાળશંકરનાંજ!"

"હવે સમજાયું!" મધુરી સ્તબ્ધ થઇને બોલી "મૂળ આપણો મેહેતોજ તેની સાથે મળતિયો, એટલે પછી શું કરવું! અને મને શું ખબર કે તે મેહેતો મૂઓ એવો નિમકહરામ નીકળશે! હાય, હાય! મૂઆએ પોતાની મતલબને ખાતર કેવું કામ કીધું, હે પ્રાણનાથ! હું તો ભોળપણામાં ભમી ગઇ!"

"મેં તને સત્તર વાર કહી રાખ્યું છે કે એવા ભલતાઓનાં ભમાવ્યાથી તારે ભમવું નહીં, પણ તું માનતીજ નથી! બોલ હવે ગુન્હેગારી ઠરાવી છે તે પ્રમાણે વચન આપ કે 'હવેથી કદી એવી વાત વદીશ નહીં.' કેમ, ખરૂં કેની?"

"ખરૂં વાહલા, ખરૂં!" મધુરી શરમાઇને બોલી "મારી મોહટી ભૂલ થઇ, અને તેને માટે હું માફી માંગું છું."

"ઑલરાઇટ." મધુર હસતાં હસતાં બોલ્યો "પણ યાદ રાખજે કે હવે જો કદી પણ એવી નાદાનીની ભરેલી વાત મારી બાબત તમાં તું બોલશે તો પછી મારો મિજાસ ફરી જશે!"

"આપનો મિજાસ કોનાપર ફરશે?" મધુરી પણ હસીનેજ બોલી "આ તમારી માનીતી અર્ધાંગના પર કેની? ઓહો! તેમાં શું થયું! આપનો મિજાજ ગમે તેટલો ગરમ થાય તોપણ તે સહન કરવાને હું લાયક છું, અને આપનો મિજાજ મારે સહન કરવો, એ મારી ફરજજ છે. આપ જોઇએ તો મને ખાસડું મારશો તોપણ તે હું ખમીશ; કેમકે આપ મારા સ્વામિ-ધણી-માલિક! સ્ત્રીને મન પતિ પણ પરમેશ્વર રૂપ છે, પ્રાણનાથ!"

"એમ કે લુચ્ચી કહુની!" કહીને મધુરે તેણીના ગુલાબિ ગાલપર વહાલનો નરમ તમાંચો માર્યો.

"આમ હલકો હાથ શું મારો છો! જોરથી એક બે તમાચા ખેંચી કહાડોની કે મને પણ યાદ રહે ને ફરીથી હું આવી ભૂલ કરૂંજ નહીં!"

"નારે મારી વાહલી! આ કોમળ ગુલાબિ ગાલ ચુંમનને લાયક કે તમાચો મારવાને લાયક? પ્રેમની પૂજન પાત્ર ગાલપર તમાચો મારતાં તારો વાહલાનો હાથ કેમ ઉપડે! સ્ત્રીઓપર હાથ ઉગામવો, એ તો અજ્ઞાન મરદનું કામ છે! હું તો એવું કામ કદી કરૂંજ નહીં"

"આપ ચાહો તેમ કરવાને આપને સત્તા છે નાથ." કહીને મધુરીએ હવે બીજી વાત કહાડી "ત્યારે પ્રાણનાથ, હાલ વેપારમાં આપને નફો છે કે નુકસાન છે?"

"અરે હાલમાં તો સારો નફો છે, અને ઇશ્વર કરશે તો આ-વર્ષે પાંચ દશ લાખ મારી લઇશ!"

"પરમેશ્વર કરે ને તમે કમાઓ! તોપણ હવે વધારે ડોહો-ળાને આપના જીવને પરિતાપ વેઠવો મૂકી દો વાહલા! રાત ને દાહડા બળી એ હાય અફસોસ! લોહી ને પાણી એક થઇ જાય છે!"

"વેપાર તો બંધ કરવાનું ઘણુંએ મન થાય છે, પણ લોભ મૂકાતો નથી! મનમાં એમ છે કે પાંચ દશ લાખનો કંઇ તડાકો પડી જાય તો વેપાર બંધ કરીને પછી બેહો મોજ કરીએ."

"વારૂં પણ તમે લાખો રૂપિયા કમાઓ તો પછી ચાર ઘોડાની ગાડી વસાવશોની?"

"અલબત. તેજ ઘડીએ. ચાર ઘોડાની ગાડીમાં શું મોહટી વાત! તે તો હમણાં પણ વસાવવાને શક્તિમાન છું. એમાં તે કંઇ લાખો રૂપિયા જોઇએ છે?"

"પણ એવી વસાવવી કે મુંબઇમાં કોઇની હોયજ નહીં!"

"ઓ યસ! અને કોચમેન પણ એવા રાખું કે જેનો જોટો મુંબઇમાં મળે નહીં."

"ત્યારે તો હું ઘણી રાજી થાઉં! મને પણ એવીજ હોંસ છે પ્રાણનાથ!"

"ઇશ્વર છે. સઉ રૂડાં વાના થશે. આગળ જતાં બધું સારૂંજ થશે."

"આપનાં મોંમાં શાકર! આપને સુખી હું સુખી."

"એમજ છે તો વળી." કહીને મધુરની આંખોમાં નિંદ્રા દેવીનું ઘેન આવવા લાગ્યું, અને મધુરીની આંખો પણ ઘેરાવા લાગી. તરતજ તેઓ ઉઠીને સયન કરી ગયાં.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### દોહરો.

બે બાજી બગડી ગઈ, ત્રિજી થઈ તઇયાર;
તે પણ વકરી પલકમાં, સમજો તેનો સાર.

### ત્રિજી બાજી—તે પણ લાજી!

બીજે દિવસે પ્રભાતમાં ઉઠતાંજ દાતણ પાણી કરી, અને ચાહ પીધાં પછી મધુર અને મધુરી સામસામાં બેસી કંઇ કંઇ વાતો ચલાવતાં મધુરી બોલી "પ્રાણનાથ, ત્યારે પેલા તમારી પાછળ દુસ્મન માફક મંડેલા ચંડાળશંકરનો કંઇ ઘાટ ઘડી નાંખોની! એ દુષ્ટ ખાઇ પીને તમારીજ પાછળ લાગ્યો છે, અને તમને ફજેત કરવાને જુઓની કેવાં કેવાં તરકટો રચે છે! એ જેમ ગમે તેમ મને વાત કરી ગયો, તેવીજ રીતે લોકોમાં બીજાઓને મોંઢે પણ ગમે તેવી નીચ વાત કરતો હશેની! માટે એને બોલતો બંધ કરવો જોઇએ."

"વાહલી! કહેવત છે કે 'પાપો પાપાને પાપે લેવાશે!' જે જેવાં કર્મ કરશે તેવાં ફળ તે ભોગવશે. તેમ છતાં હું હજી જોઉં છું કે એ કેટલાંક પાણીમાં છે? છેવટે તો મારે એને પોલીસ

કોર્ટમાં ઘસડવોજ પડશે ! તે વગર એ ચંડાળ નિરાંતે બેસશે નહીં તો ! એ તો મને હેરાન કરવાને, મને ફસાંવવાને અને મારી બદગોઇ કરવાને ગમે તેટલાં ફાંફાં મારશે તેમાં તો કંઇ શક નથી; પરંતુ આખરે સત્યનો બેલી શ્રી હરી છે ને છેજ !"

"તોપણ તે મૂઆ છોકટાને દબાવવો તો જોઇએજ. કોઇ ચોર લુચ્ચાઓને પાંચ પચાસ રૂપિયા આપીને તેનાં હાડકાં ભંગાવો તો નહીં બને ? તે રસ્તો લેશો તોજ તે ગભરાઇને મૂંગો રેહેશે."

"તેમ કરવામાં મોહટો ગુન્હો છે, અને ગુન્હો કરવો એ વાજબી નહીં; તોપણ કાયદાસર તેનાપર બદનકશીની ફરિયાદ માંડવા માટે સોલિસિટરની સલાહ હું લઇશ."

"જોઇએ તેમ કરો, પણ તેને આગળ વધતો અટકાવો તોજ સારૂં."

"પણ તેની બાયડી તો તારી દોસ્તારણ છે, અને તેણી પણ તેવીજ તરકટી બની ગઇ !"

"તે તો બાયડી ઘણી ભલી છે, પણ તેના પતિને લીધે તેણી પણ તરકટમાં ભળી હશે."

"પણ ત્યારે તું તેણીને ચેતાવ કે 'તારા ધણીની અક્કલે ચાલશે તો તારે પણ કોઇ વાર પોલીસ કોર્ટમાં ઉભા રહેવું પડશે ને તુરંગમાં જાશ !' આંમ જુલાબ આપશે તો તેણીં ગભરાઇ જશે, એટલુંજ નહીં પણ તેણી પોતાના પતિને પણ તે વાત કેહેશે એટલે તે પણ કંઇક ગભરાશે તો ખરોજ."

"આપની આજ્ઞા હોય તો આજેજ બોલાવીને હું તેણીને જુલાબ આપીશ ?"

"આ બસ. મોહટી ખુશાથી. પણ હું ઑફીસ જાઉં તે પછી તેણીને બોલાવવી."

"ત્યારે તો આપને ઑફીસમાં મૂકીને પાછી વળે તેજ ગાડીમાં તેણીને બોલાવું તો કેમ?"

"એ પણ ઠીક છે. હું ઘોડાવાળાને વરધી આપીશ કે પ્રભાગવરીને લેતો આવે."

"ભલે, એમજ કરજો. પ્રભાગવરીને તો હું બરાબર ઘઘડાવી નાખીશ! વળી તેણીને મારાપર સ્નેહ પણ સારો હોવાથી તેણી મારાં કહેવાને પણ માન્ય કરશે."

"પણ તેણીને એવી તો તદબીરથી સમજાવી દેજે કે તેણી પોતાના પતિને પણ રોકીજ નાંખે."

"તે બધું હું બરાબર કરીશ. હું દમથીજ વાત કરીશ!"

"હા. ખૂબ જબરો જુલાબ આપજે, અને લગાર પણ ખંચાતી નહીં."

"વારૂં પ્રાણનાથ." કહીને મધુરી રસોડામાં રસોઇની તજવીજ માટે ગઇ.

મધુરે વિચાર્યું કે "હવે બરાબર રંગ જામશે, અને પ્રભાગવરી પણ હવે ચંડાળશંકરની સાથે બરાબર અથડાશે! મારા ઘરમાં તે લુચ્ચો લડાઇ કરવા નીકળ્યો છે, પણ તે પેહેલાં તો ઇશ્વર કરીને તેનાંજ ઘરમાં સળગશે! એટલે પછી ચંડાળશંકર પણ સમજશે કે મધુરને છેડવામાં સાર નથી!"

થોડી વારમાં મધુરી પાછી આવી, અને પછી મધુરે સ્નાન વિધિ કીધાં બાદ ભોજન કીધું. બાદ મધુર ઑફીસમાં ગયો, અને તેણે

ઘોડાવાળાને ફરમાવ્યા મુજબ ઘોડાવાળો તેજ ગાડીમાં પ્રભાગવરીને ત્યાં લઇ આવ્યો.

"આવ બેહેન. તારૂં લગાર કામ પડયું છે તેથી તને બોલાવી છે." મધુરીએ જણાવ્યું "પહેલાં તો તને મારે ઠપકો આપવાનો છે કે તું પણ તારા ધણી જેવીજ તરકટી કયાંથી બની! જેની ગઇ કાલે તારા પતિની સાથે મળીને તું મને ગમે તેમ ભેરવી ગઇ કેની? અને તે પણ તદ્દન પાયા વગરનીજ વાત!"

"કેમ વારૂં? શું તારો વર રાંડના ઘરમાં નહોતો?"

"નહીં; કદી નહીં. એ બધું તારૂં ને તારા વરનું તરકટ છે!"

"પણ તારા મેહેતાએ પોતે જોયું તે પણ શું ખોટું કે?"

"એક વાર નહીં પણ સાત વાર ખોટું! હડહડતું જૂઠું! એ તો મેહેતો પણ તમારી સાથે મળી ગયો, અને તેથીજ તે પણ જૂઠું બોલ્યો! તેથી તો મેહેતાને રાતેજ રજા આપી છે."

"અરે પણ તું આ શું બોલે છે! મારો પતિ તો આપણી વાત જાણતો પણ નહોતો, અને મેહેતો પણ મારા પતિને કદી મળ્યો નથી! એ વાત બનેજ કેમ!"

"બને કે ન બને, પણ મેહેતો તમારી સાથે પ્રપંચમાં સામેલ છે તેમાં તો શકજ નથી. મારા પતિ કદી પણ રાંડને ત્યાં ગયા નથી, અને કાલે રાતના પણ તે તો બજારમાંજ હતા, તેમ છતાં તમે લોકો તે બિચારા પુરૂષને માથે જે ખોટું આળ ચઢાવો છો તેની મતલબ હવે હું સમજી ગઇ છું, અને હવે હું તને સાફ ચેતાવું છે કે જો હવે પછી એવું તરકટ રચશે તો તેજ વખતે

મારા પતિ તારાપર પોલીસ કોર્ટમાં બદનક્ષીની ફરિયાદ કરશે ને તારા વરનાં પાપમાં તારે પણ દુઃખ ભોગવવું પડશે! મારા પતિનો મિજાસ હવે ગરમ થઇ ગયો છે, અને હું તને ખાસ ચેતાવું છું કે હવે તે તમારાપર કંઇ નવું જૂનું જરૂર કરશે!"

"બ્હેન, આટલું બધું બોલવાનું કંઇજ કારણ નથી. તારા મ્હેતા સાથે તો મેં વળી તિરાહિત આદમીને મોકલ્યો હતો, અને તેણે પણ તારા વરને રાંડના ઘરમાં જતો જોયો, એમ તેણે મને તેજ વખતે આવીને કહ્યું."

"તે તિરાહિત માણસ પણ તમારોજ મળતિયો હશે!"

"નહીં, નહીં, નહીં. તેમ તો છેજ નહીં, અને આ બાબતમાં તરકટ પણ નથી."

"હજી તું તારી જીદ છોડતી નથી! હજી તું મને ચઢાવવાની તજવીજ કરે છે! શરમ છે તને!"

"બ્હેન, તારાં મનમાં ગમે તેમ હોય, તોપણ હું તો હિમ્મતથી કહું છું ને હજી પણ સાબિત કરવાને શકિતમાન છું કે તારો વર રાંડને ત્યાં જાય છે, ને જરૂર જાય છે!"

"બસ! તારી જુબાન બસ કર! તારા જેવી મને ચઢાવે તેને હવે હું કદી પણ પત કરૂંજ નહીં."

"તું મારી તરફ પણ આટલી બધી બદલાઇ ગઇ તેની મને સમજ પડતી નથી! તને તારા ધણીએ કંઇ ઉલ્ટાપ આપીને અધ્ધર ઉડાવેલી લાગે છે! તેં આ બાબતમાં તારા ધણીને કહ્યુંતું કે શું?"

" અલબત કહ્યું હતું, અને તે કહેવાની મારી ફરજ પણ હતી; કેમકે તે મારા માનીતા સ્વામિનાથ છે, અને તેમનાથી તો હું કંઇ પણ છાનું રાખુંજ નહીં."

" સમજી, સમજી, સમજી ! તેણે તને ગમે તેમ સમજાવીને તારાં મનને ઠંડું પાડી નાંખ્યું છે. બીજું શું તો વળી ? "

" નહીં. તે મારા વાહલાએ મને જે વાત કહી છે તે તમામ હું ખરી માનું છું. તે મને કદી ખોટું સમજાવેજ નહીં, એટલો તેમનાપર મને વિશ્વાસ છે."

" અને તે પોતે ખોટો ઠરે તો પછી કેમ ? ચાલ, બોલી જા."

" પણ તેની વાત તમામ ખરી, ને તારી વાત તમામ ખોટી. એ તો હવે મેં મારા કાળજામાં કોરી રાખ્યું છે! "

" વારૂં ભલા મારી વાત તું નહીં માનતી, પણ તારી પોતાની નજરે તે ખેલ બતાવું તો કેમ ? "

" અરે પણ મારી નજરે તું બતાવશે કયાંથી ? મૂળ વાતનોજ પાયો નહીં તો તું શું બતાવશે કપાળ ! "

" તું હમણાં જોઇએ તેમ બોલ, પરંતુ હું તો તને પોતાનેજ તે વાતનાં ખરાપણાંની ખાત્રિ કરી આપવા માંગું છું, અને તારો વર રાંડને ત્યાં બેઠો હોય તે તને પ્રત્યક્ષ બતાવવાને તઇયાર છું"! પછી તારે જોઇએ તેમ માનશે તેની મને દરકાર નથી, પણ હું ખરી છું, એજ સાબિત કરવાની મને દરકાર છે. તું તારાં મનમાં એમ નહીં સમજતી કે હું કંઇ પણ કાચે પાયે બોલું છું. હું ભાર મૂકીને, ખાત્રિથી, હિમ્મતથી, અને છાતી ઠોકીને કહું છું કે,

તારા વરને, હું પોતે અને તારી નજરે, રાંડને ત્યાં બેઠેલો બતાવી આપીશ."

મધુરી હવે વિચારમાં પડી, અને ગુંચવાઇ. તેણીનો આગલો ગુસ્સો નરમ પડયો. હવે તેણી શાંત થઇને બોલી "પણ તારી વાત મારે ગળે ઉતરતી નથી તેથી લાચાર છું."

"તું વધારે કટંકટ ન કર, અને હું પણ તને કશું વધારે કે ઓછું કહેવા માંગતીજ નથી, પણ સો વાતની એકજ વાત કહું છું કે, આજે રાતના તું મારે ઘેર આવ, અને ત્યાંથી હું, તું અને પેલો બીજો સખસ મળી ત્રણે રાંડનાં મકાન આગળ જઇએ, અને પછી તને બધાએ તમાસો બતાવું."

"વારૂં કબૂલ; પણ તે બીજા સખસને આપણી સાથે લેવાનો શો સબબ ?"

"સબબ એજ કે તે સખસ તે રાંડનું મકાન જાણે છે."

"ઠીક છે તો હું બરાબર સાડાઆઠે તારે ત્યાં ગાડી લઇને આવીશ."

"પણ હાલ તરત તારા વરને કંઇ કહેતી નહીં; કેમકે તેને તું જો ચેતાવશે તો તે આજે રાતના ત્યાં જવાનુંજ માંડી વાળશે! એક વાર તું તારી નજરે તેને ત્યાં જોયાં પછી તારા પતિને જોઇએ તેમ કહેજે, પણ હમણાંથી કહીને તેને છટકવાનો વખત આપતી નહી."

"તે તો હાલ તરત હું તેને કંઇ પણ કહેનારજ નથી."

"ત્યારે રાતના આઠ વાગે તું જરૂર આવશે તો ખરીની ?"

"ચોક્કસ આવીશ. અગર જો મારાં માન્યામાં તો તારી વાત જરા પણ આવતીજ નથી, તોપણ તું જ્યારે મને પોતાને ત્યાં

લઇ જઇ ખાત્રિ કરી આપવા માંગે છે, ત્યારે એટલી છેલ્લી કોશિષ પણ કરી તો જોઉં કે તારી વાત સાચી કે મારા પતિની વાત સાચી, તેની ખબર તો પડે!"

"અરે બરાબર ખબર તો પડશે." કહીને પ્રભાગવરી રજા લઇને પોતાને ઘેર ગઇ.

એજ દિવસે સાંજે મધુરે ઑફીસથી આવતાંજ પૂછ્યું "કેમ વાહલી, પછી પ્રભાગવરી આવીતી કે?" "હા. આવીતી તો ખરી, પણ તે કંઇ વધારે બોલી નહીં."

"પણ તેં તેણીને મારાં કહેવા પ્રમાણેનો દમ તો આપ્યો છેની?"

"હા પ્રાણનાથ. મેં તેને સખત જુલાબ આપ્યો છે, અને તેથી તે ગભરાઇ પણ ગઇ છે." મધુરીએ પણ હવે પકાઇ ચલાવી "હવે તેણી ચંડાળશંકરને જઇને તમામ વાત કહેશે તો."

"તેજ વખતે ચંડાળશંકર ગભરાઇ જશે ને પછી મને છેડવાનુંજ ભૂલી જશે!"

"મને પણ એમજ લાગે છે સ્વામિનાથ! તોપણ તમે તે બામણાને કોઇ બીજે રસ્તે ખરાબ કરો તોજ સારૂં. તમારો આટલો બધો લાગવગ છે તે શું કામનો?"

"તે વખત આવે ત્યારે થશે. હમણાં તેમ કરવામાં સાર નહીં."

"જેમ તમારી મરજી પ્રાણનાથ." કહીને હવે મધુરી તે વાત ફેરવી નાંખીને બોલી "વારૂં ત્યારે આજે હવે ફરવા જવાનો વિચાર છે કે નથી?"

"ઉહું. આજે તો મારે લગાર ઘરમાંથી વેહેલા જમી ખાઇને જવાનું છે."

# માનવંત ગ્રાહકોએ

અમારા મીઠાઈના બાકા ફુંકવાની આશા રાખવા કરતાં નીચેના સદ્‌ગ્રહસ્થોનાં જે સંગીન સરટીફીકેટો અમારી પાસે છે તે ઉપરથીજ ખાત્રી કરી લેવી :-

સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ સ્કુલની જુબીલી પ્રસંગની, સર દીનશાહ માણેકજી પીટીટ, સર હરકીસનદાસ નરોતમદાસ, આ૦ મી૦ વીઠલદાસ દામોદર ઠાકરસી, શેઠ બેહેરામજી જીજીભાઈ સી૦ આઈ૦ ઈ૦. ડા૦ ડી. એન. પારખ આઈ. એમ. એસ., ડા૦ ઇસ્માઈલ જાનમહમદ, શેઠ જગમોહનદાસ સામળદાસ, શેઠ આર. ઈ. કાંગા, સીટી માજીસ્ટ્રેટ ભરૂચ. શેઠ ત્રીભોવનદાસ મંગળદાસ નથુભાઈ, લંડનથી શેઠ બસનજી એદલજી કાશીનાથ, શેઠ કલ્યાણદાસ કેશવદાસ, ચીનથી શેઠ ખરશેદજી ભીખાજી, વાટસન હોટેલના માલેક સરદાર મેનશ સે, શેઠ સી. ડી. બંબાના. જી૦ આઈ૦ પી૦ રેલવેના એનજીનીયરીંગ ખાતાં તરફથી, મી૦ એચ. એમ. હેલર જી૦ આઈ૦ પી૦ રેલવેવાળા. મી૦ જેમ્સ મેકડાનલ્ડ, પ્રોફેસર ટી. કે. ગજર, પારલામેંટના મેમ્બર સર મનચેરજી મેરવાનજી ભાવનગરી, વગેરે વગેરે.

ઉપર શીવાય નામદાર ગવરનરની પારટીઓ, ફેન્સી ફેરમાં, મુંબઈમાં ભરાયલા છેલ્લા મહાભારત એકઝીબીશનમાં, છેલ્લી નેશનલ કોનગ્રેસમાં, નામદાર ગાયકવાડને અપાયલી પારટીમાં, સર જેમ્સ માન્ટીથને અપાયલી છેલ્લી પારટીમાં, તેમજ ઘણા ઘણા પ્રસંગોમાં અમારી મીઠાઈ વપરાય છે ને વખણાય છે.

**હરીદાસ વાલજી મીઠાઈવાળા,**

ચીરા બજાર—મુંબઈ.



"રસોઈ વેહેલી થાય તેમ કરજો." (પાનું ૧૨૯.)

" ત્યારે રસોઇની તજવીજ તાકીદે કરાવુંની પ્રાણનાથ ? "

" હાસ્તો. રોજ કરતાં એક કલાક રસોઇ વેહેલી થાય તેમ કરજે."

" ઠીક છે. " કહીને મધુરી રસોડામાં ગઇ.

બાદ વખત થતાંજ તે પતિ પત્નિએ સંગે ભોજન લીધું, અને મધુર તરતજ ઘરમાંથી નીકળીને છબિલીને ત્યાં ગયો, અને થોડી વાર પછી મધુરી પણ ગાડી જોડાવીને પ્રભાગવરીને ત્યાં ગઇ.

પ્રભાગવરીએ પેલા વંચરશંકરને પોતાને ઘેરજ બોલાવી રાખ્યો હતો, અને ચંડાળશંકરને પણ તેણીએ મધુરી સાથે થયલી તમામ વાત દરશાવી હતી.

સાડાઆઠને સુમારે મધુરીએ પ્રભાગવરીનાં મકાન આગળ જઇને ઘોડાવાળા પાસે ઘાંટો પડાવતાંજ તેણી તથા વચંરશંકર તાબડતોબ નીચે આવ્યાં, અને ગાડીમાં બેસી તેઓ સરવે છબિલીના બંગલા પાસે પોહોંચ્યાં. ગાડી એક બાજુપર ઉભી રાખી.

" કેમ, હવે તમારે બંગલાની અંદર જવાનો વિચાર છે કે શા રીતે ?" વંચરશંકરે પૂછ્યું.

" પ્રથમ ખબર કહાડવી જોઇએ કે મધુર અંદર છે કે નથી ?" પ્રભાગવરીએ જણાવ્યું.

" હાં. પહેલાં તે વાત જાણવાની જરૂર છે." મધુરી બોલી ઉઠી " આ મહારાજ અંદર જોવા જઇ શકશે ?"

" જોઉં છું. તજવીજ કરૂં છું." વંચરશંકરે કહ્યું " બાહારથી નિઘા ફેરવી જોઉં છું. અંદર તો કોઇને પણ જવાનો હુકમ નહી હશે. " કહીને વંચરશંકર ગાડી આગળથી ખશીને છબિલીના બંગલાનાં

બારણામાંથી જોવા લાગ્યો. આ વખતે છબિલી ને મધુર બંગલાની ગેલેરીમાંજ બેસી મોજ કરતાં હતાં. તેમને દૂરથી જોતાંજ વંચરશંકર ઝડપમાં ગાડી આગળ દોડી જઇને બોલ્યો "ચાલો, ચાલો! મધુર અને તે રાંડ ગેલેરીમાંજ ઉભાં છે. આવો તમને બતાવું."

તરતજ પ્રભાગવરી તથા મધુરી ઉતાવળી ચાલે વંચરશંકરની પાછળ જતાં વારજ બારણાની ફાટમાંથી તેણીઓને પેલો દેખાવ બતાવ્યો, અને તે જોતાંજ મધુરીની ખાત્રિ થઇ. મધુરીનો મિજાજ ઉકળી આવ્યો, અને તેણી ઉપર જઇ પોતાના પતિનો હાથ પકડવાને ઉશ્કેરાઇ ગઇ, પરંતુ પ્રભાગવરીએ તેણીને તેમ કરતી અટકાવી, અને તેણીને સમજાવી પટાવી વંચરશંકર સાથે સરવે પાછાં ગાડી પાસે આવીને ગાડીમાં બેઠાં.

"અરે પણ આ ગાડીમાં તો એ આવ્યા છે, માટે તે અમારી બીજી ગાડી કયાં ઉભી રાખી હશે?" મધુરી બોલી "તે ગાડી પણ આટલામાંજ કંઇ ઉભેલી હશે. જુઓની મહારાજ, આટલામાં હોય તો ખબર કહાડોની."

વંચરશંકરે આ ઉપરથી આમ તેમ નજર ફેરવતાં થોડેક દૂર મધુરની ગાડી દેખાતાંજ તે બોલ્યો "આ પેલી રહી. મધુર શેઠની ગાડી સામે છેક દૂર ઉભેલી છે."

"તે ગાડીને અહીં લઇ આવ." મધુરીએ ફરમાવ્યું "મહારાજ ઘોડાવાળાને મારૂં નામ દેશો એટલે તરત તે ગાડી અહીં લઇ આવશે એટલું કામ હવે કરો."

"આ ચાલ્યો." કહીને વંચરશંકર દોડી જઇને તે ગાડી પણ અહીં લઇ આવ્યો.

" એઇ ઘોડીવાળા, શેઠ ક્યાં છે ? " મધુરીએ પેલી ગાડીના ઘોડાવાળાને પૂછ્યું.

" હાંભે બંગલામાં ગયલા સે. " ઘોડાવાળાએ જણાવ્યું.

" ફીકર નહીં; તું અમારી પાછળ ગાડી લઇને આવ. અહીં કંઇ ગાડીની જરૂર નથી."

" પણ છેટે અહીં ઉભો રાખવા કહેલું સે તે પછી છેટ ઘુછ થહે તો ? "

" તો મારૂં નામ દેજે એટલે શેઠ કંઇ તને ઠપકો આપશે નહીં."

" વારૂંજી. " કહીને ઘોડાવાળો પોતાની ગાડી મધુરીની ગાડી પાછળ હંકારતો ગયો, અને બંને ગાડી સાથેજ બંગલામાં ગઇ.

ગાડીમાંથી ઉતરીને ત્રણે જણાં ઓટલાપરનીજ ખુરસીઓપર બેઠાં પછી પ્રભાગવરી બોલી " કેમ બેહેન, હવે તો તારી પૂરેપૂરી ખાત્રિ થઇ કે હજી પણ બાકી છે ? "

" હવે શું બાકી ! બસ, હવે મારે જીવવુંજ કામનું નથી ! " મધુરી નિઃશ્વાસ નાંખતી બોલી " જેનાપર મેં સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો, અને જેની નીતિને માટે મને જરા પણ શક નહીં તેજ આટલા બધા વંઠ્યા ! "

" બેહેન, એ તો સારૂં થયું કે મેં તારી ખાત્રિ કરી આપી; નહીં તો વચમાં મારૂં નામ વગોવાતે ને હું તારાં મનમાં તો તદ્દન ખોટા બોલી ને લોકડાં લડાઉ લેખેજ ગણાતે કેની ? " પ્રભાગવરીએ જણાવ્યું " જો મારા પતિએ મને કહ્યું હોત તો તેનાં બોલવાપર મને વિશ્વાસ આવત નહીં, પરંતુ આ પંચરશંકરે મને કહ્યું ત્યારેજ

મને એની વાત ખરી મનાઇ, અને ત્યારેજ મેં પણ તને કહ્યું."

"પણ બ્હેન, મને એમણે ઉંધુચત્તું સમજાવીને ભોળવી નાંખી તેથી મેં એમનું કહ્યું માન્યું! હું શું જાણું કે એ આટલું બધું કોત્તક કરશે! એમણે એવી તો હિકમત વાપરી કે જાણે એમનું કહેવું તદ્દન ખરૂંજ મનાયું! બ્હેન; શું કહું એમની વાત કરવાની સફાઇ! આહા! શું એમની ચતૂરાઇ! બસ, કંઇ ખામીજ નહીં!"

"એ તો પોતાનું પાપ છુપાવવાને દરેક મરદ કરામત કરે. પણ આપણે તેનો તોલ કરવો કની?" પ્રભાગવરીએ કહ્યું "જોને મારા પતિ પણ મને એવી એવી જુગતિથી ઉડાવે છે કે મારી જગાપર કોઇ બીજી હોય તો સમજેજ નહીં! એ તો હુંજ સમજું!"

"પણ મને મારા વરપર વિશ્વાસ હતો તેથીજ હું એમની કરામત પારખી શકી નહીં. હવે તે હું ઠગાઉં કે?"

"હજી પણ એ તને છેતરવાની તદબીર કરશે, માટે ખૂબ સંભાળજે!"

"અરે હવે તો જરા પણ છેતરાઉં નહીં. હવે એમની તદબીરને હું પત કરૂં તેમ નથી."

"તો ઠીક." કહીને પ્રભાગવરી તથા વંચરશંકર ત્યાંથી મધુરીનીજ ગાડીમાં પાછાં પોતાને મકાને ગયાં.

હવે મધુરી એકલી પડી, અને હવે તો તેણી એવાજ ઠરાવપર આવી કે "એ આવે તેવાજ એમને લઇ બેસું ને ખૂબ ધધડાવીને વાત કરૂં, અને રાતના ઘરમાંથી કોઇ દાહડો પણ બાહાર જવા નહીં દઉં તોજ હું ખરી!" આમ વિચાર કરતી બેઠી.

પેલી તરફ મધુર નાયકણીને ત્યાંથી બરાબર સાડા દશ વાગામાં છુટયો, અને નીચે આવી પોતાની ગાડીને માટે આમ તેમ ફાંફાં મારવા લાગ્યો, પણ ગાડી નહીં મળવાથી તે ઘણો ચીડવાયો, અને લગભગ પાએક કલાક સુધી ફાંફાં મારીને છેવટ કંટાળીને એક ભાડુતી વિકટોરિયામાં બેસી પોતાને બંગલે ગયો. બંગલામાં તેનાં દર્શન થતાં મધુરીએ જાણી જોઇને પોતાની ગિરફતારી છુપાવવાને ખાતર અને તદબીરથી મધુરને બોલવામાં બાંધી લેવાને ખાતર પોતાનુ મુખારવિંદ લગાર પ્રફુલ્લિત કીધું, અને હસીને બોલી "ઓહો! આજે તો મારા વાહલા કંઇ ભાડુતી ગાડીમાં આવ્યા! તમારી ગાડી તો ખાલી આવી હતી!"

"હરામખોર ઘોડાવાળો મને પૂછ્યા વગરજ ગાડી લઇ આવ્યો! એ ઘોડાવાળાને દંડ કરીશ, અગર નહીં તો અત્યારે ને અત્યારે એને કહાડી મૂકીશ. એવા નોકરનું મારે કામ નથી."

"બરાબર છે; પણ હવે અત્યારે તો એ બાબતપર મગજ તપાવવાનું મકી દો. સહવારે વાત." કહીને મધુરીએ તે વાત ઉડાવતાં પોતાના મુદ્દાની વાત આસ્તે રહીને છેડી "પણ પ્રાણનાથ આજે આપ બજારમાં કમાઇને આવ્યા કે ખોઇને? સાચું બોલજો! તમને મારાં સમ છે!

"અરે આજે તો કમમાં કમ એક લાખનો તડાકો પડયો છે! બસ, આજથી ચઢતી ચાલવાની! બે ચાર દાવ સવળા પડયા કે પાંચ દસ લાખનો ઢગલો ઘરમાં થઇ જશે! તું જાણે છે વાહલી? બજારમાં મારા નામથી બીજા વેપારીઓ ધ્રુજી જાય છે! જેમ નોટના બજારમાં **પ્રેમચંદ રાયચંદ**ની બોલબાલા બોલાય છે, અને સોના

ચાંદીના બજારમાં ભગતની બોલબાલા બોલાય છે, તેમજ રૂના બજારમાં આ તારા માનીતા મી૦ મધુરની બોલબાલા બોલાય છે!"

"તે તો મેં પણ સાંભળ્યું છે, અને તેમાં પણ રોજ રાતના બજારમાં તો આપની વધારે ને વધારેજ બોલબાલા બોલાય છે! કેમકે રાતનો બજાર પણ વધારે ભરાતો હશેની? કમમાં કમ સો કે પચાસ દલાલો ને વેપારીઓ તો આવતાંજ હશે કેની?"

"અરે વધારે! ઓછામાં ઓછા પાંચસો માણસોની ઠઠ જામે છે!"

"ઓહોહોહો! એ તો જબરૂં કામ! એટલા બધા માણસો! અને તે બધા અત્યાર સુધી રહે છે કે?"

"હાસ્તો. આઠ વાગાના બધા આવે તે છેક અગીઆર વાગા સુધી ઉભા ને ઉભા રહે!

"એમ છે! તેમાંજ આપ પણ આટલી બધી રાત સુધી થોભતા હશો! હવે સમજી! પણ છેક આઠ વાગાથી અત્યાર સુધી આપ બજારમાં શું કરતા હશો પ્રાણનાથ?"

"વેપારની વાતો. હઝારો ગાંસડીઓના સોદા થાય! જોત જોતામાં લાખોની ઉથલપાથલ!"

"એ બજાર ગીરગામમમાં ભરાય છે કે બીજે કંઇ?"

"ગીરગામમમાં શાનો? એ તો મારવાડી બજારમાં ભરાય છે."

"ત્યારે મારવાડી બજારમાંજ આપ રોકાઇ રહેતા હશોની"?

"અલબત ત્યાંજ. જ્યાં બજાર ભરાય ત્યાંજ મારે રોકાવાનું. વળી ગીરગામ તને કયાંથી સાંભર્યું!'.

" અમથું ! ભુલમાં નામ દેવાઇ ગયું પ્રાણનાથ !" મધુરીએ હવે ખરી વાત પૂછી " આપ બજારમાં જાઓ છો ત્યારે આપની ગાડી ક્યાં ઉભી રાખો છો ? જાહેર રસ્તા પર તો ગાડીને આટલી બધી વાર ઉભી રાખવાની પંચાતી પડે ! તો શું ગાડી છેક ગીરગામમાં થોભાવો છો વાહલા ?"

" અરે ! આજે તારાં મોંમાં વારે ને વારે ગીરગામ ક્યાંથી નીકળ્યાં કરે છે ! નવાઇની વાત ! મારવાડી બજારમાં હમારો બજાર ભરાય, અને ગાડી ગીરગામમાં ક્યાં રાખું !"

" ઘોડાવાળો તો એમ કહેતો હતો કે ગીરગામમાં ગાડી રાખી હતી !"

આ મોહોકાણના સમાચાર સાંભળતાંજ મધુર ચમક્યો ! તે વિચારમાં પડી ગયો, પરંતુ પોતાની પ્રિયાને યુક્તિથી સમજાવી દેવાનો રસ્તો તેણે લીધો, અને બોલ્યો " હા, સમજી ગયો ! બજારમાંથીજ કોઇએ મશ્કરી કરવાને ગીરગામમાં ગાડી મોકલી દીધી હશે ! તેમાંજ બજારમાં ગાડીનો પત્તો મને લાગ્યો નહીં ! કોઇ દોસ્તદારેજ એવી મશ્કરી કરી હશે ! સમજી ગયો !"

" વારૂં કદાચ ગાડીની કોઇએ મશ્કરી કરી હશે, પણ તમને પોતાને પણ ગીરગામ મોકલી આપવાની તો કોઇએ મશ્કરી કરી નહીં હોયની ?"

" અરે પણ આજે વળી તને થયું છે શું ! વારમવાર ગીરગામનુંજ નામ તારા મોંમાંથી નીકળવાનો કંઇ સબબ ? અને મને સ્વાલ પણ કેવો ગાંડો ઘેલો પૂછે છે ! મને પોતાને પણ ગીરગામમાં

મોકલી આપવાની મશ્કરી વળી કેવી રીતે થઇ શકે! હું શું બજા-રમાં ઉંઘતો હતો?"

"ત્યારે તમારૂં એવું કહેવું છે કે ગીરગામમાં તમે અત્યારે નહોતાજ?"

"કદી નહીં. એ વળી તને કંઇ વેહેમ ભરાયો છે કે શું બલા!"

"અને જો મેં પોતે મારી નજરો નજર ગીરગામમાં એક રાંડના મકાનમાં તમને પોતાને જોયા હોય તો તે વાત સાચી માનો કે નહીં માનો?"

"નૉનસન્સ! હું પોતે ત્યાં ગયોજ નથી તો એ વાત સાચી માનુંજ કેમ!"

"તો હવે આપને સાચે સાચું ને સીધે સીધું કહી દઉં છું કે તમને પોતાને એક રાંડના મકાનમાં બરાબર આઠ-સાડા આઠ વાગતે મેં પોતે જોયા છે, અને ત્યાં બાજુમાં આપની ગાડી ઉભી હતી તે હું પોતે અહીં લઇ આવી છું. બોલો, હવે શું જુવાબ દો છો?"

મધુરનાં મોતિયાં મૂવાં! તે તો ગભરાટમાં પડી ગયો! મનમાં ને મનમાંજ ગલ્લાં તલ્લાં ગોઠવવા લાગ્યો! હવે મધુરીને કયે રસ્તે ઉડાવવી તેનો ખ્યાલ કરતાં છેવટે તદબીર શોધી કહાડી, અને રોપ-માંજ બોલ્યો "તારી વાત પરથી મારી ખાત્રિ થાય છે કે પેલા મારી પાછળ ખાઇ પીને મંડેલા મારા કટ્ટા દુશ્મન ચંગાળશંકરે વળી કંઇ આ બાબતમાં તરકટ કીધું છે, તેમાં તો શકજ નથી. તે કૂકર-મીએ આપણી વચ્ચે સળગાવવાનું હજી જારીજ રાખેલું દિસે છે!

પણ તું બિચારી ભોળી છે ! ને હજી તે હરામખોરની લુચ્ચાઇની સમજણ તને નથી ! તોપણ ફીકર નહીં ! હું સાચો છું તો આખરે મારી સાચને આંચ આવનારજ નથી. હવે જો ! ખરી વાત જે પણ બની હોય તે તમામ મારી આગળ ખુલાસા સાથે દર્શાવશે તો હું તરતજ તે દુષ્ટ બામણાનું તરકટ પકડી કહાડીશ, અને તેણે જે પણ તરકટ કર્યું હશે તેનો તમામ સાર તને સમજાવી શકીશ. માટે બોલી જા વાહલી કે બધું શું બન્યું ?"

મધુરીએ ભોળપણમાં બનેલી તમામ વાત પોતાના પતિને કહી સંભળાવી, જે ઉપરથી મધુરે પોતાની હિકમતની બાજી તત્કાળ ગોઠવી કહાડી, અને તે બોલ્યો "બસ, સમજી ગયો ! એ બધું કારસ્તાન તેજ હરામખોરનું છે ને તેણેજ આ નવો પ્રપંચ રચ્યો છે !"

"ત્યારે શું તમે રાંડના ઘરમાં બેઠાં નહોતા પ્રાણનાથ ?"

"કદી નહીં. તદ્દન ખોટી વાત છે ! ખચીતજ તારી ને મારી વચ્ચે ઝઘડા કરાવવાને પાપી ચંડાળશંકરે અને તેની કમજાત બાયડીએ આ વળી નવું તરકટ ઉભું કીધું છે !"

"પણ મેં પોતે આપને ત્યાં બેઠેલા દીઠા એટલે હવે મને કંઇ બીજા પુરાવાની જરૂરજ નથી."

"તેં પોતે મને દીઠો તેમાંજ ભેદ છે તો ! બધાં તરકટનું મૂળ તો તેમાંજ બન્યું છેની !"

"તે કેવી રીતે ? એમાં તરકટ ચાલે પણ કેમ પ્રાણનાથ ?"

"એ તું નહીં સમજી શકી તેમાંજ આટલો ઘોટાળો વળ્યો છે તો !"

" પણ શાનો ઘોટાળો, તે મને આપ સમજાવશોની ? "

" ઘણી ખુશીથી સમજાવીશ, અને પછી તુંજ કબૂલ કરશે કે ખરેખરૂં તરકટ હોવું જોઇએ ! સબૂર કર. ધીરજ ધર. આખરે સત્યની સાહ્યતામાં પરમેશ્વર છેજ. "

મધુરી બડા વિચારમાં પડી ગઇ, અને બોલી " આ તો નવાઇ ! મેં પોતે આપને ત્યાં જોયા, અને આપના પાડો છો ! એ વાત મને મનાયજ કેમ ! તોપણ આપનો ખુલાસો તો હવે જાણવો જોઇએ; માટે બોલો વાહલા, હવે ઢીલ નહીં કરો. મારૂં મન આપની વાત સાંભળવાને તલપી રહ્યું છે ! "

" જો સાંભળ. " મધુરે જણાવ્યું " તું મને વારમવાર કહેતી આવી છે કેની કે ' જ્યારે પણ હું કોઇ પર પુરૂષને જોઉં છું, ત્યારે પણ મારી નજર આગળ તો આપનીજ છબિ રજુ રાખું છું, કે જેથી આપની છબિનો વિયોગ થાય નહીં. ' આ તારૂં હરદમ કહેવું છે, અને એ તો હું માનું છું કે તારૂં ધ્યાન અહોનિશ મારામાંજ રહે છે, અને તું જ્યાં પણ જાય છે ત્યાં મારી છબિ તારી નજર આગળથી પળ વાર પણ ખસેડતી નથી, એ પણ મારી ખાત્રિ છે, તો તેજ પ્રમાણે ચંડાળશંકરની સ્ત્રી પ્રભાગવરી તને લઇ ગીરગામમાં ગઇ તે વખતે પણ તારૂં ચિત્ત મારામાંજ હોય, અને તારી આંખો આગળ મારીજ છબિ રમી રહી હોય, અને તેવી મનોવૃત્તિમાંજ તેં તે રાંડના ઘરમાં બેઠેલા કોઇ પણ પુરૂષને દેખવામાં મારી છબિની હાઝરી તારી નજર આગળ રહેવાથી તે વખતે તેં મનેજ જોયો, એવા વિચારમાં તું આવી ગઇ, એમાં તો કંઇજ શક નથી. કેમ, એ બનવા જોગ છે કે નહીં ? "

"પણ પ્રભાગવરી મને ત્યાં લઇ ગઇ તો તેણી શું જાણતી હતી કે કોઇ તિરાહિત પુરૂષ ત્યાં એઠો હશે, તોપણ હું તમનેજ બેઠેલા માની લઇશ ? તેણીએ મને ત્યાં લઇ જવાની હિમ્મત કેવી રીતે કરી ?"

"તેનો પણ ખુલાસો છે. તેણી તેમજ ચંડાળશંકર સારી રીતે જાણે છે કે તારી વૃત્તિ માત્ર મારી છબિમાંજ મચેલી રહે છે, અને તું જ્યાં ને ત્યાં મનેજ દેખ્યાં કરે છે! આવી વાત મારે તેમની સાથે અનેક વાર કંઇ કંઇ વાતોના પ્રસંગમાં આગળ થઇ ચૂકી છે, અને તે તેઓએ યાદ રાખીનેજ આમ તદબીર રચીને તને ભમાવી છે.". બીજું કશું નથી! માત્ર તે લુચ્ચાંઓનો પ્રપંચ છે!"

"પણ ત્યારે ઘોડાવાળાએ પણ મને એમ કેમ કહ્યું કે શેઠ સામેના બંગલામાં છે ?"

"તેમાં પણ તે બામણાનુંજ તરકટ છે. ગાડી ગીરગામમાં કોઇએ મશ્કરીમાં મોકલી હશે, એમ મેં તો ધાર્યું હતું; પણ તું જ્યારે બધી વાતનો ખુલાસો કરે છે ત્યારે હવે મને પણ ચોક્કસ મનાય છે કે ચંડાળશંકરેજ ઘોડાવાળાને કંઇ લાલચ આપીને યા દારૂ પાઇને હાથપર લીધેલો, અને ગાડીને ગીરગામ મોકલેલી! બરાબર તરકટ તો કીધું! એક તરફથી ઘોડાવાળાને આમ ફોડયો, અને તેને ભમાવ્યો, અને બીજી તરફથી પ્રભાગવરી મારફતે તને ભોળવી! એટલે ગાડી ગીરગામમાં રખાવી ને તેજ વખતે તને ત્યાં હાઝર કરી, કે જેથી બંધ બેસ્તો તાગડો બરાબર થયો ને તેમાંજ

તું-પણ પૂરેપૂરી વેહેમાઇ ને બધું ખરૂંજ માની લીધું ! એમાં તારો પણ દોષ નથી; કેમકે સ્ત્રી જાતિ છેતરાય તેમાં નવાઇ નહીં. અરે ચંડાળશંકર એવો લુચ્ચાનો સરદાર છે કે ભલ ભલા મરદોને પણ ભોળવી નાંખે છે તો તને ભોળવવામાં તેને મનને સેહેલ જેવું !' વાહલી, કોઇના ભમાવ્યાથી ભમીએ નહીં, અને મગજ અચળ રાખીએ. એવા ભામટાઓ તો પોતાનાં બદકર્મની બાજી રમ્યા કરે, પણ તેમને તેમાં ફાવવા નહીં દેવા માટે એકજ ઉપાય છે, અને તે એજ કે આપણાં મગજની લગામ આપણે સદા હાથમાં મજબૂત રાખવી જોઇએ, કે જેથી તરકટીઓ ને દુશ્મનો ફાવી જાય નહીં. એ તો તેં મને સઘળી વાત કહી તો સારૂં થયું કે ખુલાસો કરવાની તક પણ મને મળી; 'અને નહીં તો તારાં મનમાં' કેટલો બધો ખટકો ભરાઇ જાત '

"અરે પ્રાણનાથ, તે વખતે તો મને એમજ થયું કે જાણે ઝેર ખાઇને મરૂં !"

"વાહરે તારી અક્કલ વાહ ! એવું સાહસ કરવામાં બગડે કોનું ? તારૂં ને મારૂં ! અને તે હરામખોર બામણો તો એવોજ લાગ તાકયા કરે છે ! મેં તને અનેક વારં કહ્યું છે કે તે મારી પાછળ દુશ્મન થઇને વળગ્યો છે ! તોપણ તું હજી તેની વાત માને છે ! કેવું મુરખાઇ !"

"પ્રાણનાથ, તે મૂવાને તો હું ઉભો પણ નહીં રાખું, પણ અભાગવરીએ જયારે ચોકડાબંધ વાત કહી, અને મારી નજરે બતાવવાની ખાત્રિ આપી ત્યારેજ મેં તે વાત માની ને હું ગીરગામ

સુધી રાતની વખતે ગઇ! હવે તો તે રાંડનું કહ્યું પણ હું કદી નહીંજ માનું."

"ખચ્ચીત? હવે તારૂં મન દઢ રહી શકશે? ખાત્રિથી કહે છે?"

"હા, પ્રાણનાથ, ખાત્રિથી કહું છું કે હવે તેણીની તો શું પણ કોઇની પણ વાત નહીં માનું."

"તોજ આપણા સંપમાં સડો પેંસશે નહીં ને આપણી પ્રીતિમાં પંચાતી જાગશે નહીં."

"ખરૂં છે પ્રાણનાથ. દુશ્મનો પણ કેવાં કેવાં તરકટો રચે છે, હેં!"

"એ તો તેમના ધંધાજ છે! પણ તેમાં શું વળે! આખરે સાચને આંચ નહીં. અંતે તો દુશ્મનોનાં મોંજ કાળાં થાય છેની? સત્યનો જય, એ વાતનો આજ પ્રત્યક્ષ પુરાવો!"

"તદ્દન વાજબી વાત! લો, ચાલો, હવે તો નિરાંતે નિંદ્રા લઇએ."

તરતજ તેઓ સયન સ્થળે સંચર્યાં. હવે મધુર મનમાં ને મનમાં મલકાયો કે "ચાલો! આ વખતે પણ મધુરીને ગમે તેમ સમજાવી તો દીધી! હવે એ મારે માટે કદી પણ શક નહીં ખાય, તેવી આજી મેં પણ બરાબર રચી છે! હરામખોર ચંડાળશંકર શેર છે તો હું તેને માથે સવાશેર છું! હું પણ કયાં તેને ફાવવા દઉં તેવો છું! અરે તે ઝાડની ડાળી પર રમત રમશે તો હું ડાળીને પાંદડે રમત રમીશ! બચ્ચા બામણા, તારા તે મોહટા ભાર શા!" આમ સ્વતઃ ગુમાન ગુંથતો મધુર છેક મોડી રાતના નિંદ્રા પામ્યો.

# પ્રકરણ ૧૧ મું.

## દોહરો.

ચંડાળશંકર ચેતિયો, રસ્તો લીધો અન્ય;
ફાવ્યો તેમાં ફાંસિયો, માન્યું મનમાં ધન્ય !

## ફાવ્યોરે ફાવ્યો !

ચંડાળશંકર અને તેની સ્ત્રી આનંદમાં બેસી વિચાર કરે છે, અને આગલી રાતના મધુરની ચોરી મધુરીને ખુલ્લી રીતે ને નજરોનજર પકડી બતાવ્યાથી તેઓ મનમાં સંતોષાનંદ માને છે.

" પણ પછી રાતના મધુર બંગલે ગયો હશે ત્યારે મધુરીએ તેને તતડાવ્યો તો હશેજ; માટે તેનો તમાસો શું થયો ને શું સંસ્કાર બન્યા તે કોઇ પણ રીતે જણાય તો ઠીક." ચંડાળશંકરે પોતાની સ્ત્રીને જણાવ્યું " મધુરનો બડો ફારસ. થયો હશે જો ! કેમ, તું શું ધારે છે ? "

" અરે મધુરીએ તેને ધૂળથી ભૂંડો કીધા હશે ! એ તો આજે બપોરના હું વળી ત્યાં જઇશ ત્યારે બધા ફેસ્તો જણાશે. આ જો પાછી હું જવાની છું તો."

" જરૂર જજે વાહલી. મધુર બાર વાગા પછી ઑફીસ જાય છે, માટે તે વખત પછી તું જજે."

" હું એક બે વાગાને સુમારે જઇશ એટલે ઠીક કેની ? "

"બરાબર બે વાગે ત્યાં પોહોંચાય તેમ અહીંથી નીકળજે."

"વારૂં. દોહોડ વાગે નીકળીશ એટલે બે વાગે ત્યાં પોહોંચી શકીશ."

"એમજ. પણ બધી બાતમી બરાબર લાવજે."

"તેમાં મને કંઇ કહેવું પડશે નહીં પ્રાણનાથ."

બાદ બરાબર દોહોડ વાગે પ્રભાગવરી ઘરમાંથી નીકળીને ભાડુતી ગાડીમાં બેશી મધુરીને બંગલે બે વાગાને સુમારે પોહોંચી. તેણીને જોતાંજ મધુરીએ ગરમ બનીને કહ્યું "કેમ પ્રપંચી પાપિણી! વળી તું આવી કે! અરે ચંડાળ ચાલાકી ચલાવનારી ચતૂરી! ચાલ નીકળ મારા બંગલામાંથી! અહીં તારૂં શું કામ છે કે તું વગર બોલાવે આવી છું! તારાં પાપી પગલાં મારા બંગલામાં જોઇતાં નથી! મને તારી મુલાકાતની પણ જરૂર નથી! તું તારૂં કાળું કર્મ કરવાને મારી પાસે હરદમ આવે છે તે હું સારીપેઠ સમજું છું, અને હવે વારમવાર હું તારાથી ઠગાઉં તેમ નથી! માણસ એક વાર ઠગાય, બે વાર ઠગાય, પણ વારમવાર ઠગાયજ નહીં! હું તારો પ્રપંચ સમજી ગઇ છું, અને તારી મતલબ માત્ર મારા ઘરમાં કંકાશ કરાવવાની છે તે હવે મને બરાબર સમજાયું છે, માટે હવે તને તારી બૂરી મતલબમાં કદી પણ ફાવવા દેનાર નથી! તું મારી સ્નેહી નથી, પણ શત્રુ છે! તારૂં મોં જોવું પણ મુનાસબ નથી! હવે એક પણ શબ્દ બોલ્યા વગર એકદમ બાહાર જા, નહીં તો સીપાઇ પાસે ધક્કા મરાવીને બાહાર ફેંકાવી દઇશ! સમજી?"

"મધુરી! મધુરી!" પ્રભાગવરી હબકીને બોલી "આ શું! તારાં મોંમાં આવાં હલકાં વેણ! અને તે પણ વળી મારે માટે! છી છી છી! ઘણીજ નવાઇની વાત! તને આમ બોલવું છાજે નહીં!"

"તારા જેવી લુચ્ચી, કપટી, દગલબાજ અને પ્રપંચીને માટે ગમે તેટલાં હલકાં વેણ વદું તોપણ તેને તું મનમાનતી લાયક છે! અરે લફંગી દગલબાજ! તેં મને બીજી વખત ઠગી, અને મારા પતિની સાથે ટંટો કરાવવાની નીચ ને શરમ ભરેલી કોશિષ કરી! અરે ઓ નિર્લજ નાગણ! તને તો રૂંએ રૂંએ કીડા પડશે ને તારૂં સત્યાનાશ જશે! જા, તું તારૂં કાળું કર! મને તારૂં કાળું મોં જોવું નથી! આજ પછી તારો ઓળો પણ મને બતાવતી નહીં! હડે ધુત, કૂતરી! તું માણસ નથી પણ તદ્દન કૂતરી કુલટા છે!"

"અરે પણ બહેન, તું જરા ધીરી થા, ને શાંતપણે મને સમજાવ તો ખરી કે તને આમ ગુસ્સે થવાનું કંઇ કારણ?"

"જા, જા, જા! તને અનેક વાર કહ્યું કે જા! તું નફફટ છે કે નકટી છે! બેશરમ! તારી સાથે હું ભાષણ કરવાને પણ માંગતી નથી! નીકળ અહીંથી! થુ તારી જુનિયાતી પર!" કહીને મધુરી બંગલામાં ચાલી ગઇ, અને પછી પ્રભાગવૅરી પણ વીલે મોંઢે ત્યાંથી પાછી ફરી. તેણી સમજી ગઇ કે "મધુરે પોતાની ચોરી છુપાવવાને વળી કંઇ નવાં પાટિયાં ગોઠવ્યા હશે, અને તેથીજ મધુરી આટલી બધી ફરી ગઇ છે!" આમ વિચાર કરતી તેણી પુનઃ પોતાને મકાને સંચરી, અને ચંડાળશંકરને ઉપલી તમામ બિના કહેતાંજ તે મહા વિક્રાળ થઇ ગયો, અને મધુર તેમજ મધુરી ને ગમે તેમ ગાળો ભાંડતાં બોલ્યો "અરે બચ્ચા મધુર! હવે તું પણ જાણશે કે તારો પ્રાણ લઇશ! હમણાં ને હમણાં તેની સામે જઇને તેને છરીથી ઠાર કરૂં!"



" થુ તારી કુનિયાતી પર!" (પાનું ૧૪૪.)

"અરે પ્રાણનાથ! આવું સહાસ કરશો તો તમે પણ ફાંસીએ લટકશો! માટે તેમાં કંઇ સારૂં નહીં! એ તો જે કરવું તે કંઇ વિચારીને અને તદબીરથી કરવું જોઇએ, કે જેથી તેનું બસબ કરતાં આપણું ખરાબ થાય નહીં. તમે આવા સ્યાણા થઇને અવળું સહાસ કરવાને કેમ તલપો છો! ધીરા પડો, અને કોઇ નવોજ ડહાપણ ભરેલો રસ્તો લો. હમણાં ને હુમણાં નહીં ને ચાર દાહડા રહીને કંઇ તદબીર કરજો."

"ઠીક છે. તેમજ કરીશ. હાલ તરત તો ગમ ખાવાની તારી સલાહ મારાં ધ્યાનમાં હવે મનાય છે; તોપણ તું યાદ રાખજે કે એ હરામખોરને જીંદગીમાંથી ઉખેડી નાંખીશ ત્યારેજ જંપીશ!"

"તમારે ગમે તેમ કરજો, પણ જે કરો તેમાં તમારૂં પોતાનુ અંગ સાચવીને કરજો વાહલા!"

"અલબત. તેમજ કરીશ." કહીને ચંડાળશંકર થોડી વાર પછી કપડાં પેહેરીને બાંહાર ફરવા નીકળ્યો, અને પોતાના એક બીજા મિત્ર—પોતાનાં કૂકર્મના સંગિ વરણશંકર પાસે ગયો, અને બોલ્યો "ભાઇ હવે કેમ કરવું? પેલો મધુર તો ફાટયો છે! તેને સપડાવવાને મેં ઘણાએ રસ્તાઓ લીધા, પણ ફોગટ! તે હાથમાં આવતો નથી! માટે હવે શું ઉપાય કરવો? બોલી જા."

"ઉપાય સેહેલો ને સુતરો!" વરણશંકરે હિમ્મતથી જણાવ્યું "તું કહેતો હોય તો તેના બંગલામાં જઇને તેનાપર ઘા કરૂં? બોલ, છે મરજી?"

"નહીં ભાઇ. તેમ કરવું નથી; પણ તેને પેલી રાંડ છબિલીનાં મકાનમાં કોઇ પણ રીતે સપડાવવો જોઇએ. ત્યાં કંઇ નવું જુનું થાય તો વાંધો નહીં; કેમકે તે રાંડ પણ ગભરાય તો ખરી!"

"તો તેમ કરીએ. લેની આજેજ રાતના વાત. કેમ છે વિચાર?"

"પણ મારાથી ત્યાં અવાશે નહીં; કેમકે તે રાંડે મારૂં અપમાન કીધું હતું તેથી હું તો તેણીનાં મકાનમાં પગ મૂકું નહીં. માટે તું કોઇ બીજાને લઇને જજે."

"અરે આપણા પેલા તિસમારખાંને સાથે લઇ જજે. તે ઠીક થઇ પડશે."

"તેને લઇને જઇશ. પણ તું બાહાર રસ્તામાં તો ઉભા રેહેશેની?"

"તેમાં શું શક? હું તે રાંડનાં મકાનની સામેજં થોભાશ."

"વારૂં તો આજે રાતના વાત. આઠેક વાગાનો વખત ઠીક પડશેની?"

"તેનાં કરતાં નવ વાગાને સુમારે વધારે સાનુકૂળ થશે, કે જે વખતે મધુર પણ ત્યાં એહાજ હશે, અને તને ફેરો ફોગટ નહીં પડશે."

"તો નવ વાગે. તું તેણીના બંગલાની સામે થોભજે, અને હું તથા તિસમારખાં ત્યાં વખતસર આવી પોહોંચીશું."

"પણ તું શું કરવા ધારે છે?"

"તે કંઇ હમણાં કહી શકાય નહીં. ત્યાં જેવો વખત તેવી વાત. બડી તદબીરથી કામ કરવું પડશે."

"ભલે. જેમ તને યોગ્ય લાગે તેમ કરવું." વગેરે વાતો કરી ચંડાળશંકર પાછો પોતાને ઘેર ગયો.

રાતના મધુર પોતાના હંમેશના વખતે છબીલીને મકાને ગયો, અને આગલી રાતનો તમામ હેવાલ તેણીને કહેતાંજ તેણી બોલી "હજી ચંડાળશંકર તમારો પીછો છોડતો નથી?"

"અરે તે તો મને ખરાબ કરવાને ઘણું મથન કરે છે, અને તેણે મારી બાયડીને ચઢાવવામાં પણ કશર કરી નથી, પણ મેં મારી બાયડીને ગમે તેમ હિકમત વાપરીને સમજાવી દીધી!"

"પણ તમારી બાયડીની સાથે મને દોસ્તી કરાવોની કે બધીએ પંચાત મટે! તેણીને તમે મારે. માટે એમજ સમજાવજો કે એ ગૃહસ્થી સ્ત્રી છે. એટલે પછી વાંધો નહીં આવે."

"ઉંહું. એવી વાત સમજાવાય નહીં; કેમકે છેવટે પણ પોકળ પકડાઇ જાય તો મારા ઘરમાં કલેશ જાગે!"

"ત્યારે બીજો શું ઉપાય કરશો? કદાચ ધારો કે તમારી બાયડીને બરાબર બાતમી મળી તો પછી તમે મને છોડશો કે તમારી બાયડીને છોડશો?"

"તને તો છોડુંજ નહીં, તેમજ મારી બાયડીને પણ કેમ છોડાય? કેમકે દુનીઆમાં ખોટું કહેવાયની!"

"તમે તો ઘેલા છો; નાયકાણીનો સંગ કીધો તેને પછી દુની-આનો ડર શાનો? છટ, છટ!"

"હવે હમણાં તો એ પંચાત જવા દે. પછી કંઇ જુદોજ વિચાર કરીશું."

"વારૂ જી." કહીને નાયકણીએ સ્વતઃ વિચાર કીધો કે "હવે આ શેઠ કદાચ મને છોડશે, એમ લાગે છે; માટે હવે તો એને બનાવી લેવામાં ચૂંકવું નહીં જોઇએ." આમ વિચારતાં તેણી બોલી "વારૂં શેઠજી, એ તો જાણે ઠીક, પરંતુ તમારી સાથે આટલા દાહડાની મોહોબતમાં તમે મને એવી એક પણ યાદગારી કરી આપી નથી કે જેથી 'જીવતાં સુધી મને આપનું નામ ભૂલાય નહીં! જુઓની પેલી મેના નાયકણીના શેઠે તેણીના નામનો એક લાખનો બંગલો લઇ આપ્યો, અને તમે મને તેવું સાધન કરી આપો તો જીવતાં સુધી આપનું નામ થશે."

"પણ તેવો કોઇ લાયક બંગલો જોવો તો જોઇએ? તે કોઇ છે વેચાઉ?"

"હાજી. આ બંગલો પણ વેચવાનો છે, અને એ દોહોડેક લાખમાં પતે તેમ છે."

"વારૂં ઠીક છે. આ બંગલોજ લઇ આપું તો પછી તું રાજી થશેની?"

"રાજી! અરે રાજી તો શું પણ જીંદગી સુધી આપનું હેશાન ભૂલું નહીં શેઠજી! આપ મને શું સમજો છો? હું નેક નાયકણી-છું, અને ઇમાનદાર છું, પણ બીજીઓના જેવી હું બેઇમાન નથી."

"ઑલરાઇટ. તારી માંગણી મંજૂર! બોલ, બીજું કંઇ જોઇએ છે? તું જે કહે તે હાજર!"

"બીજું વધારે કહું તો વળી તમે કહશો કે આ તો લોભિયણ છે!"

"કંઇ નહીં; અત્યારે તું જે પણ માંગણી કરે તે મારે મંજૂર છે! બસ, બોલી જા!"

"તો દોહોડ લાખનો બંગલો ને પચાસ હજારનું જરિયાન, એટલી મહેરબાની કરો."

"કબૂલ. બસ! હવે તારાં મનની મુરાદ પાર પડી?"

"હજી પાર પડેલી કેમ કહેવાય? હજી તો મોંની વાતો થાય છે!"

"અરે! મારો વિશ્વાસ તને નથી? હું ફરી જઇશ? જો એમજ હોય તો લે, હમણાંજ એ લાખ રૂપીઆનો ચેક લખી આપું છું." કહીને મધુરે પોતાના ખીસામાંથી ચેક બુક કહાડીને તરતજ બે લાખનો એક ચેક લખી આપ્યો, અને બોલ્યો "હજી પણ રાજી થઇ કે નહીં?"

"હવે શું બાકી? મારા વાહલાએ મારાં મનની ઉમેદ સંપૂર્ણ પાર પાડી એટલે હું રાજી થાઉં તેમાં શું નવાઇ! આપનો અત્યંત ઉપકાર થયો, અને આપનો ગૂણ મરતાં સુધી ભૂલીશ નહીં!"

"જયાં મોહબત થઇ ત્યાં ઉપકારનો સ્વાલજ નથી, પણ મારી ફરજ બજાવું છું."

"ઘણીજ મેહેરબાની! આહ! શેઠ મળો તો આપના જેવાજ ઉદાર, ગુણી ને કદરદાન મળજો! આપનાં વખાણ જેટલાં કરૂં તેટલાં ઓછાં છે!" કહીને પેલો ચેક તેણીએ ઉઠીને કબાટમાં મૂકયો અને પાછી મધુરની પાસે બેસીને બોલી "પણ ત્યારે તમે આવા શક્તિવાળા છતાં ચંડાળશંકર જેવા એક ભિખારડા બામણને જેર કેમ કરતા નથી? પાંચ હજાર ખરચ થાય તો ખેર, પણ એનો કંઇ રસ્તો કરો તો ઠીક કે જંપીને બેસાય."

" ફરૂં છું. થાય છે. કંઇ લાગ આવે તો વાત. રસ્તો તો એવો કરીશ કે એને તોબા પોકરાવીશ."

" તેવું કરો ત્યારે તો હું ઘણીજ રાજી થાઉં !" મને એનાપર ઘણોજ ડાહ છે શેઠજી!"

" અરે મનપર લઇશ તો ચોવીસ કલાકમાં એની ચટણી કરી નાંખીશ!"

" પણ તે કરો. ઝટ કરો. ઢીલ કરવાની જરૂર નથી. એને તો જેમ બને તેમ જલદી ઠાર કરો!"

" ઠીક છે. હવે તેજ વિચારમાં રહીશ. એક બે દિવસમાંજ તું કંઇ નવું જૂનું સાંભળશે!"

" તેજ ઘડીએ હું પણ સત્યનારાયણની પૂંજા કરાવીશ."

બાદ છબિલીએ ગાનતાનની શરૂઆત કરી, અને મધુરને ગુલતાન બનાવવા ગાંડયો. મધુર પણ આ વખતે છબિલીનો આવભાવ જોઇ છક થવા મંડયો ને બડી લેહેરમાં લપટાયો! તે બોલ્યો! " પ્યારી છબિલી, આજે તો બસ તારૂં ગાયન સાંભળીને હું દંગ થઇ ગયો છું, અને આજે જાણે આખી રાત સાંભળ્યાજ કરૂં એવું મન થાય છે! પણ ઘર આગળ બાયડીની બલા છેની! તે રાંડ મરે તો તનેજ મારા બંગલામાં લઇ જઇને રાખું!"

" અને હમણાં મને તમારા બંગલામાં લઇ જાઓ તો શું તમારી બયરી તમને મારે કે?"

" મારે તો નહીં, પણ લગાર ડર તો રાખવોજ જોઇએ! નહીં તો તે રાંડ ફજેતી કરેની!"

"કૂજેતીથી ડરો છો ! નાયકણીનો સંગ થયા પછી કૂજેતીને તો ફેંકી દેવાની શેઠજી ! પણ એમ ક્હોની કે, મારા કરતાં તમારી બાયડી તમને વધારે વાહલી છે !"

"તું પણ કેવું કાહેલું બોલે છે જા ! હું તારે માટે આટલો બધો પ્રાણ પાથરૂં છું ને તું મને આમ બોલે છે ! ત્યારે તો આપણી આટલી બધી પ્રીતિમાં ધૂળ પડી !"

"ના, ના ! વાહલા, ગુસ્સે નહીં થાઓ ! એ તો મને લગાર મશ્કરી કરવાની ટેવ છે !"

"મશ્કરી ! આહા ! ત્યારે ભલે વધારે મશ્કરી કર !, મને હવે તારી મશ્કરી પણ વાહલી લાગશે !"

"તેને માટે તો મશ્કરી કરી તમને ખુશ કરૂં છું મારા વાહલા !"

"અરે મારી મનહરણી માનુંની ! તું મને વાહલા કહે છે એટલે મારો વાહાલ પણ પ્રફુલ્લિત થાય છે ! મારી બાયડી મને વાહલો, પ્રાણનાથ, પિયુજી, સ્વામિનાથ, પ્રાણપતિ, વગેરે વેણોથી બોલાવે છે, પણ તેમાં કંઇ મિઠાશ નહીં તો ! પણ તારાં મોંમાં મિઠાશ છે ! તારી જીભમાં જશનો ઝળકાટ છે ! તારી આંખોમાં આનંદનો સૂર્ય પ્રકાશે છે, અને તે સૂર્યની આસપાસ જે પાંપણ છે તે સૂર્યનાં કીરણો સમાન તેજ આપે છે ! આહા ! શું તારી મધુર વાણી ને શું તારાં નખરાં ! જાણે ઇશવરી અપ્સરા ! છબિલી ! તું માનતી હોય તો માનજે, પણ હું તો ખરૂં કહું છું કે મારે ઘેર જાઉં છું તોપણ તારી છબિ મારી આંખો આગળજ રમી રહે

છે! હું તો અહોનિશ તને ને તનેજ જોયાં કરૂં છું, અને તારી પાછળ જાણે દિવાનો ને બાવરો બની ગયો છું! અરે! વખતે તો મારા બંગલામાં જાણે તુંજ મારી સામે ઉભી હોય તેમ ધારીને ભેટવા જાઉં છું! પણ પ્રત્યક્ષ ભેટવાનો લાભ તું હોય તો મળેની! તેમ છતાં તારૂં ચિંતવન કરીને થાંભલા સાથે પણ ભૂલમાં ભેટી પડું છું, અને તેમ કરતાં થાંભલો માથાંને લાગે છે ત્યારે ભાન આવે છે, અને પછી નિરાશ થઇને ખુરસીપર પડું છું! આટલી હદ સુધી તારા પ્યારે મને દિવાનો બનાવી દીધો છે!"

"તેમાં તો કહું છું કે મને તમારા બંગલામાં લઇ જઇને રાખો વાહલા!"

"તે પણ વખત આવશે! મારી બાયડી મરે તો બધુંએ મન ગમ્યું થાય!"

"પણ તમારી બાયડી તમારા પહેલાં નહીં મરે, અને કદાચ તમેજ પેહેલાં મરો તો પછી તમારાં મનની ઉમેદ તો મનમાંજ રહી જાયની! માટે કયાં તો બાયડીને ઝેર દઇને મારી નાંખો, અને તેમ નહીં તો તેણીની દરકાર રાખ્યા વગર, મને બંગલે લઇ જાઓ."

"જોઉં છું. કંઇ પણ કાળું ધોળું કીધા વગર મન માને તેમ નથી! હવે એ વાત પડતી નાંખ; કેમકે મારા જીવને એવી વાતોથી ઓર ઉદાસિ થાય છે! હવે તો એકાદ નવીજ ચીજ સંભળાવે તો મને પણ નવો આનંદ ઉપજે."

"સાંભળો મારા વાહલા, સાંભળો." કહીને છબિલીએ નવુંજ બાયન લલકારવા માંડયું, અને મધુરને વધારે ને વધારે મોહ માયામાં

લપટાવવા લાગી ! મધુર પણ ખુશાલિમાં ખીલવા લાગ્યો ! અચ્છો રંગ ઝામ્યો !

પેલી તરફ વરણુશંકર, તિસમારખાં ને ચંડાળશંકર આવીને નીચે ગુસપુસ કરે છે, અને કેટલીક મસલત કરવા પછી વરણુશંકર અને તિસમારખાં છાતી કહાડીને એકદમ છબિલીના ઉપર ગયા, અને બારણું બંધ હતું તે જોરમાં અફાળ્યું કે તરતજ છબિલીએ બારણાંની સાંકળ ઉઘાડીને લગાર અદખોલું કીધું, એટલે પેલા બંને બારણાંને ધક્કો મારીને અંદર ઘુસ્યા ! તેમને જોતાંજ મધુરનું તો પોતિયું પણ છુટી ગયું ને તે ગભરાયો ! છબિલીએ તેમને ઘણાએ રોક્યા, અને બાહાર કહાડવાની કોશિષ કરી, પણ તેઓ તો મધુરની પાસે જઇને ચોંટયા, અને છબિલી દમમાં બોલી "છાનામાના બાહાર જાઓ છો કે પોલીસને બોલાવું ?"

"પોલીસને બોલાવવાનું કંઇ કારણ ? શું ચોરી કરી છે ? તારે ત્યાં આવવાને સઉને હક છે." વરણશંકરે જણાવ્યું "નાયકણીનાં બારણાં તો સઉને માટે ઉઘાડાં હોય !"

"પણ આં મારા શેઠ છે, અને તેથી તમે હમણાં પાછા ચાલ્યા જાઓ. તમને બેસવાને બિલકૂલ હક નથી."

"હમને બેસવાને પૂરો હક છે. જો તું ખાનગી ગ્રહસ્થની સ્ત્રી હોત તો અમે અહીં આવત પણ નહીં."

"હવે ટકટક કરતાં છાનામાંના બાહાર નીકળો છો કે બોલાવું પોલીસને ?"

"કયા ! પોલીસ તુંમનેભી દેખી હય કયા !" તિસમારખાં બોલી ઉઠયો "અબે રંડી ! એક થાપડ લગાઉંગા તો શીરભી ફોડ-

અલુંગા!" કહેતાંજ તિસમારખાં ઉઠીને એક લગાવવા જતો હતો તેને મધુરે ભાઇ, બાપા ને આજીજી કરીને શાંત કીધો; કેમકે તેનાં પેટમાં ધાસ્કો પેંઠો કે "રખે પોલીસ આવે તો મારી પણ ફજેતી થાય!"

છબિલીએ મધુરને જણાવ્યું "આ લોકોથી શું તમે ડરો છો?"

"હવે તું મૂંગી રહે. એ બધા મારા ભાઇઓ જેવા છે. ભલે બેઠા છે, એમને બેસવા દે. ભલે આવ્યા. એમનું અપમાન કરવાથી શું લાભ?" કહીને મધુરે તકરાર ટુંકી કરવાનું કીધું.

પણ પેલા લોકોને તો તકરાર વધારવાનીજ મતલબ હતી તેથી વરણુશંકર રોપમાં બોલ્યો "અરે પણ એક નાયકણી જાત મારૂં અપમાન કરે! એને તો જાનથી મારી નાંખું!"

"અરે તુમ કહો તો અભી ઇસકી ચટની બના દઉં!" તિસમારખાંએ જણાવ્યું "એ ઇસકે મનમે કુછ બોહોત ગુમાન રખતી હય કયા!"

"નારે મીંઆ સાહેબ, એ તો મૂર્ખ છે. મને માફ કરો! તમેને આપણે સઉ ભાઇઓ છીએ." મધુરે નમ્રતાઇથી કહ્યું "એનાં બોલવા સામે તમે નહીં જુઓ મારા મહેરબાન!"

"નહીં બસ. એ રંડીકું હમ જાનસે મારેગા! ચઇએ તો પોલીસકું ભલે બોલાવે! ફાંસીકી બી હમ પરવાહ નહીં કરતે! મગર એક દફે તો ઇસકું માર ડાલેગે! અબી હમ કબી નહી છોરને વાલે!"

"અરે એ રાંડનો રોટલો બનાવી નાંખીશું! એ એનાં મનમાં શું સમજે છે!" વરણુશંકરે જણાવ્યું "એ રાંડ વેશિયા અમારૂં આટલું બધું અપમાન કરનારી કોણ?"

"પણ મારા મહેરબાન, એ તો એક ઓરત જાત છે. એમાં તે અક્કલ ક્યાંની હોય! એની તરફથી હું તમારી પાસે માફી માગું છું. ભાઈઓ, હવે તમે બોલશો નહીં."

"મધુર શેઠજી, તુંમબી ક્યા અયસી હલકટ ઓર બનાનેવાલી હરામજાદીકી સંગત કરતે હો! એ બડી શેહેતાન હય! ઓર સોનેરી ટોળાવલી હય! મેરી પીછાનવાલી હય! મેરેકું ઈસ રંડીને દો લાખ રૂપ્યા બના લીયાથા! ઓર અબ મેરેકું ઘરમેંસેં નીકાલનેકુ મંગતી હય! દેખો ઇસકી બુનિયાતી! કેસી બેઇમાન રંડી! યાદ રખના.! આપકા બી એસાઇ હાલ કોઇ બખત કરેગી! ઇસકી જાલમેં મત ફસાના!"

"હેં! એ શું તમારી ઓળખાણ વાળી છે મીંઆ સાહેબ! અને તમને એક લાખ રૂપીઆ બનાવી લીધા!" મધુરે પૂછ્યું "એ તમે ક્યારની વાત કરો છો?"

"અરે અગલે સાલકી બાત!" તિસમારખાંએ તોપ મારી "બડી જબરી બનાનેવાલી હય શેઠજી!"

"અરે શેઠ સાહેબ, આ રાંડનો ભરોસો કરશો તો ખોળામાં બેસાડીને માથું કાપશે!" વરણુશંકરે પણ રંગ જમાવ્યો "જુઓની મારૂં પણ કેટલું અપમાન કરે છે! બડી હરામખોર છે! તદ્દન નિમકહરામ!"

મધુર ચમક્યો! તેણે પોતે આજેજ ડોહોડ લાખ રૂપીઆનો ચેક લખી આપ્યો હતો તેનું ભાન આવ્યું, અને તેના વિચારમાં તે પડી ગયો!

છબિલી આ ગુલબાન સાંભળીને ડોળા ફેરવી બોલી " અરે મુઆ લુચ્ચાઓ ! તમે મને રૂપીઆ ક્યારે આપ્યા હતા, અને આ બધા શું તોપ મારો છો ? મારે ને તમારે ઓળખાણુજ ક્યાં છે ? "

" અબ ક્યકું પીછાને ! " તિસમારખાંએ જણાવ્યું " ઓર રૂપ્યા દેવે તો અબી પીછાને ! "

" હવે તો રૂપીઆને બદલે મારા પગમાં એ ખાસડાં છે ! " વરણુશંકર બોલ્યો " રાંડ કમજાત, આટલા બધા અમારા રૂપીઆ ખાઇ ગઇ તોપણ હજી બીજા રૂપીઆ ઓકાવવા હશે કેમ ! પણ હવે તો તારાં કપાળમાં ધગધગતા ડહામ દઇશું ! હવે કંઇ રૂપીઆ રસ્તામાં પડયા નથી તો ! "

મધુરનાં મગજમાં પેલા બે જણાઓની વાત તદ્દન ખરીજ મનાઇ ! તેણે વિચાર કીધો કે " આ બંને જણાને જરૂર આ રાંડે ફસાવ્યા હશે; કેમકે તેમ નહીં હોત તો એ લોકો તદ્દનજ ગળે પડવાનું શા માટે બોલે ! બિચારાઓનાં પેટમાં-હોળી સળગી હશે તેથીજ જીવપર આવ્યા છે ! એ રાંડે મારી પાંસે જેમ આજે દોહોડ લાખનો ચેક લખાવી લીધો છે, તેવીજ રીતે આ બાપડાઓને પણ એણે ચીર્યા હશે તેમાં તો શકજ નહીં ! પણ જેવા આ બંનેના હાલ એ રાંડ કરે છે તેવાજ હાલ મારા પણ એ રાંડ કરશે, તેમાં પણ વાંધો નહીં ! માટે હવે આ મકાનમાં ફરી પગ મૂકવો મુનાસબ નથી ! " આમ વિચારી પેલા ચેકને માટે તેણે મનસુબો લગાવ્યો કે " પણ મેં જે ચેક એને આપ્યો છે તે પાછો લેવાની તદબીર હમણાં ને હમણાં કરવી જોઇએ. જો આજની રાત જાય તો પછી એ રાંડ કાલે દશ વાગામાં બેંકમાં જઇને ચેકનાં નાણાં વટાવી લાવશે. "

આમ વિચાર કરી મધુરે તરતજ વરણુશંકરને આંખ કરીને એક બાજુપર લઇ જઇ ચેકની વાત તેને સમજાવી, અને તે પાછો કઢાવવાની તેને ભલામણ કરી. બાદ તેઓ બંને પાછા ત્યાં બેઠા, અને વરણુશંકરે તેણીને કહ્યું "અરે ઓ જીવતી ડાકણ! આ બિચારા ભલા માણસને પણ તેં બનાવ્યો છે કેમ! દોઢ લાખ રૂપીઆનો ચેક તેં એની પાસે અત્યારેજ લખાવી લીધો છેની? એ ચેક એને પાછો આપ, નહીં તો તારા બાર વગાડી નાંખીશું ને તને પોલીસના હાથમાં સોંપીશું!"

"પણ એ તો મારા શેઠ છે." છબિલી બોલી "તેમાં તમારે ડહાપણ કરવાનું શું કામ છે? એ છે ને હું છું. તમે શા માટે વચમાં માથું મારો છો?"

"અરે ઓ સોનેરી ટોળીની શેઠાણી!" કહીને વરણુશંકરે તેણીને એક તમાચો લગાવી દીધો "ચેક પાછો આપે છે કે નથી આપતી? તું શું એ ચેકનાં નાણાં લેશે કે? ગટરમાં મોં ધોઇને આવજે! કાલે સહવારમાં એ શેઠ બેંકને ખબર આપશે તો તને નાણાં કયાંથી મળશે? છાનીમાની ચેક પાછો આપ, નહીં તો કૂતરીની માફક મરી જશે ને જેલ જાત્રા કરવા જવું પડશે!"

છબિલીએ જાણ્યું કે "મધુર પણ ફરી ગયો છે!" તેણીએ મધુરનો હાથ પકડી કહ્યું "તમે જરા અંદર આવો. મારે તમને કંઇ વાત કરવી છે."

"છોડ દે!" તિસમારખાંએ વચ્ચે માથું મારી છબિલીનો હાથ છટકાવી નાંખ્યો "હાથ કાયકું પકડતી હય! મૂંસે બાત કર.. નહીં તો લાત ખાયગી!"

"પણ ચેક એ માગે કે તમે ?" છબિલી બોલી "એ તો કંઇ બોલતાંએ નથી તો હું કેમ આપું ?"

"અરે હું કહું છું કે મને મારો ચેક આપી દે." મધુર હવે હિમ્મતથી બોલી ઉઠયો "તારા જેવી ધુતારડીનું મારે કંઇજ કામ નથી ! તું જો ચેક નહીં આપશે તો હું બેંકના મેનેજરને નોટીસ મોકલીશ એટલે પછી ચેકને ધોઇને પીજે ! માટે છાનીમાની પાછો આપી દે કે તારી ને મારી શોભા રહે."

"બસ ! બદલાઇ ગયા કે ! આટલુંજ તમારૂં પાણી કે ! વાણિયાભાઇ પોચા તે પોચા !" છબિલીએ કહ્યું.

"હવે છાનીમાની આપે છે કે અત્યારેજ નવું જૂનું જોવું છે ?" વરણુશંકરે કહ્યું "યાદ રાખજે કે તું ખરાબ થશે, અને હવે તારૂં આવીજ બનેલું જાણજે !"

છબિલીએ હવે મધુરની આશા મૂકી, તેમજ ચેકની પણ આશા છોડી ! તેણીએ તરતજ મિજાસમાં ઉઠીને પેલો ચેક કબાટમાંથી પાછો કહાડીને મધુરના હાથમાં આપ્યો, જે વરણુશંકરે લઇને પોતાના ખીસામાં મૂકયો, અને પછી બોલ્યો "શેઠ સાહેબ, તમારા જેવા સારા માણસે આવી નીચ ને લુચ્ચી નાયકણીનાં મકાનમાં કદી પણ પગ મૂકવોજ નહીં જોઇએ ! એ તો તમને બાવા બનાવશે ! લો, ચાલો, ઉઠો. અહીં હવે બેસવાની શું જરૂર છે ? એ રાંડને ત્યાં પાછા આવશો તો યાદ રાખજો કે દુનીઆમાંથી ઉખડી જશો !"

તરતજ બધા ત્યાંથી ઉઠીને નીચે ઉતરી પડ્યા, અને રસ્તામાં એક મિનિટ સુધી માંહોમાંહે ગુસપુસ કીધાં પછી મધુરે તેને

પોતાને બંગલે બીજે દિવસે જરૂર મળવાનો આગ્રહ કીધો, જે વરણુશંકરે કબુલ પણ રાખ્યો. છેવટે ત્રણે જણાઓ પરસ્પર 'શેકહેંડ' કરીને છુટા પડયા. મધુર પોતાની ગાડીમાં બેસીને પોતાને બંગલે ગયો, અને પેલાઓ ચંડાળશંકર પાસે ગયા, કે જે એક ખુણામાં ત્યાંજ ચુપચાપ ઉભો હતો. તિસમારખાં તો ત્યાંથીજ વરણુશંકરને સલામ કરી ચાલતો થયો, અને વરણુશંકરે પછી ચંડાળશંકરને ઉપર બનેલી તમામ વાત કહી સંભળાવી, જે સાંભળીને ચંડાળ-શંકર પણ ઘણોજ હરખાયો, અને તેણે વરણુશંકરનો ઉપકાર માનતાં કહ્યું કે "તું કહે છે કે મધુરે તને પોતાને બંગલે આવતી કાલે બોલાવ્યો છે તો જરૂર જજે, અને તું તેની સાથે દોસ્તી કરી નાંખી એની બાયડીનાં મગજપર આ બધાં ભોપાળાંની વાત ઠસા-વજે, કે જેથી તેનાં ઘરમાં પણ સળગે! જોઇએ તેમ કરીને પણ એટલું કામ તો હવે જરૂર કરજે. ચેક પણ તારી પાસે છે, એમ તેં મને કહ્યું છે તો તને આખરે મધુરની બાયડીને સમજાવતાં વળી વાર પણ નહીં લાગે. ચેકનો આધાર મજબૂત છે, અને તેની સાથેજ તું બીજી તમામ વાતો લગાર રસ ચ્યઢાવીને તેણીને કહેશે તો તેણી તરત સમજી જશે, અને પછી તેણી મધુરને તતડાવશે; પણ છેવટે તે પાછો મને બોલાવતો આવે તેવો રસ્તો પણ ક-રજે ખરો."

"ફીકર નહીં. હવે તો બધું ઠીક કરીશ. તારે માટે આ માથું પણ હાજર છે તો!"

"તેં મને ખાત્રિ છે ત્યારે તો તને આ કામ સોંપ્યું છે મારાં દોસ્ત!"

આ પ્રમાણે તેઓ બંને વાતો કરતાં એક વિકટોરિયામાં બેઠા, અને પોત પોતાને ઘેર ગયા. ચંડાળશંકરે ઉપર બનેલી તમામ બિના પોતાની પત્નિ પાસે જતાં વારંજ કહી સંભળાવતાં તેણી પણ ઘણી હરખાઇ, અને તેણીએ મધુરીને ચેતાવેલી વાતને આથી ટેકો મળેલો માની મનમાં પોતાની સરસાઇ થયલી તેણી સમજી.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### દોહરો.

રંગ જમાવ્યો ઝળકતો, પાપ થયું પુરવાર;
મધુરી મન સમજી ગઇ, મધુરને ધિઃકાર.

### પાપ બોલી ઉઠયું !

આખી રાત્રિ મધુરે વિચારમાં પસાર કીધા પછી પ્રભાત થતાંજ તેણે પોતાની પ્રિયાને કહ્યું "વાહલી, આજથી રૂનો તમામ વેપાર બંધ કીધો છે, કેમકે પરમેશ્વરે થોડું ઘણું મને મેળવી આપ્યું છે તેટલાથીજ સંતોષ માનું છું. રૂના વેપારમાં પણ હવે કંઇ માલ લાગતો નથી. વેપારીઓ ને શરાફો ઉપરાચાપરી ભાંગે છે, અને 'લેવા તેના દેવા નહીં' એવો ધંધો થઇ પડયો છે. તેમાં પણ શું સાર? નફો દેખીએ, પણ તે ઘરમાં આવે ત્યારે! અને નુકસાન તો ઝટ આપવુંજ પડે! આમાં તો ઓર ઘરનાંજ ગુમાવવા જેવું બને અને એમ કરતાં ભિખારી બની જવાય! માટે બસ, આજથી એ ધંધો બંધ! એ વેપલો નહીં પાલવે!"



" ત્યારે તો હું રાજી થઈ. હાશ ! " ( પાનું ૧૬૧. )

"ત્યારે તો પ્રાણનાથ, આપ હવે રાતના પણ બાહાર નહીં જશોની ?" મધુરીએ હરખાઇને પૂછ્યું "આપે વેપાર બંધ કીધો; એટલે બાહાર જવા આવવાની અને મોડી રાત સુધી ઉજાગરા કરવાની પિડા પણ પતી ગઇની ?"

"હાસ્તો વળી. હવે સાંજના ફરીને ઘરમાં આવ્યા કે બસ ઘરમાંજ. પછી બાહાર જવાનું પ્રયોજન પણ શું હોય ?"

"ત્યારે તો હું રાજી થઇ. હાશ ! ઇશ્વરે મારાં મનની ઉમેદ પાર પાડી ! અને તમે વેપાર બંધ કીધો તેથી પણ હું રાજી થઇ. કેમકે સટ્ટામાં કોણ તર્યું છે કે તમે તરશો ? આખરે એમાં પાયમાલીજ થાય ! માટે હવે તો ઇશ્વરે તમને જે આપ્યું છે તેટલામાંજ સંતોષ માની આનંદ કરો ને નિરાંત વાપરી ભોગવી સુખચેનમાં દાહડા ગુજારો કે બસ ! સંસારમાં ઉપાધિ તો ઘણીએ છે, પણ જેને પરમેશ્વરે સુખનાં સાધનો આપ્યાં છે તે જો સુખ નહીં ભોગવે તો શું કામનું ? માટે આપનો ઠરાવ હું પસંદ કરૂં છું પ્રાણનાથ. આજના વખતમાં જે વાપર્યું ભોગવ્યું તે ખરૂં. આજે જીંદગીનો કંઇ ભરોસો નથી ! ઘડીકમાં છીએ ને ઘડીકમાં નથી. એવો વખત વર્તે છે ! તેવા વખતમાં ખાઇ પીને આનંદ માનવામાંજ મઝા છે."

"તારી વાત વાજબી છે વાહલી." મધુરે લગાર ખંચાઇને જણાવ્યું "આજે મારો એક મિત્ર આવનાર છે, માટે તે આવે તે વખતે તેની આગતાસ્વાગતા કરવાને ચાહ ટુટ વગેરેની તજવીજ કરજે."

"વારૂં પ્રાણનાથ. પણ તે મિત્ર વળી કોણ છે ? પેલા ચંડાળશંકર જેવો કોઇ લુચ્ચો ને ડામીજ તો નથીની ?"

"નહીં રે, આ તો બિચારો ઘણો ભલો માણુસ છે, અને મારો તનબદન સ્નેહી છે."

"ત્યારે તો ઘણું સારૂં. દોસ્તી કરવી તો એવાજ માણુસની કરવી કે જેથી સારી બુદ્ધી મળે. કહેવત છે કે "સંગ તેવો રંગ" જેવી સોબત તેવી અસર આવે. ખરૂં કેની પ્રાણનાથ?"

"હાસ્તો. તેમાં શું શક છે? અને તેથી તો મેં હવે સારાની જ સોબત કરવાનો ઠરાવ કીધો છે. જે માણુસ આવનાર છે તે તો ઘણો આબરૂદાર ને લાયકીવાળો છે, અને તેની સાથે નીતિવાન ને ભગવદી પણ છે."

"એવાજ માણુસની મિત્રતા લાજમ ગણાય." કહીને મધુરી સ્નાનાદિક ક્રિયા કરવા સંચરી.

મધુર સ્વતઃ વિચાર કરવા લાગ્યો કે "બાયડીને સમજાવી દેવાનાં પાટિયાં તો ઠીક ગોઠવી દીધાં! હવે વરણુશંકરની મિત્રતા થશે તો તે મને ઘણો ઉપયોગી થઇ પડશે. ચંડાળશંકર મારી પાછળ દુસ્મન થઇને લાગ્યો છે તેથી તેના પર દાબ રાખવાને વરણુશંકરની મદદ મને જરૂરની છે. વળી મારી બાયડી આગળ મારૂં ભોપાળું ઉઘાડું પડે નહીં તેને માટે પણ વરણુશંકરને મારે ચેતાવી રાખવો પડશેજ, અને ઉપરાંત તે મારી બાયડીને મારે માટે મારી ગેરહાજરીમાં સારો મત બેસાડે તેવી હિકમત તેને કહેવી પડશે. બીજી બધી બાબતથી ડરતો નથી, પણ મારી બાયડીથી ડરૂં છું; કેમકે તેને જો મારી ચાલ માટે શક જાય તો તેની આગળ મારો અવતાર છુટી પડે, ને વળી ઘરમાં કંકાસના કાંટા ખુંચે તેમાં પણ મણાં નહીં! હવે તો વરણુશંકર

આવે તો ઠીક થાય." એમ વિચારી મધુર પણ પોતાનાં કામકાજોથી પરવારવાને મંડી પડયો, અને ભોજન કીધાં પછી તેણે પોતાની પ્રિયાને કહ્યું, "વાહલી, હું હમણાં ઑફીસમાં કામકાજ આટોપીનો આવું છું, માટે પેલો મારો મિત્ર, જેનું નામ વરણશંકર છે, તે આવે તો તેને આદરમાન આપીને બેસાડજે. હું બે વાગ્યાની અંદર અહીં પાછો આવી પોહોંચીશ."

"વારૂં પ્રાણનાથ, આપ ભલે પધારો." તરતજ મધુર ગાડીમાં ગોઠવાઇ બંગલેથી ઑફીસ જવાને ઉપડયો, અને આણી તરફ મધુરીએ પોતાના પતિના મિત્રના સત્કારને માટે પાન, સોપારી, ચાહે, ફુટ, વગેરેની તઇયારી કરી રાખી. બરાબર બાર વાગ્યાને સુમારે વરણશંકરની સ્વારી આવી પોહોંચતાંજ મધુરીએ તેને પુછયું "આપનું નામ શું છે ભાઇ?"

"મારૂં નામ વરણશંકર છે, અને મધુર શેઠ આજ મને અત્રે બોલાવ્યો છે. શેઠ કયાં છે? મારે તેમને મળવું છે."

"શેઠ ઑફીસમાં ગયા છે, અને થોડી વારમાં આવવાનું કહી ગયા છે, તેમજ આપને બેસાડવાનું પણ મને સૂચવી ગયા છે. માટે આપ આ ખુરશી પર બિરાજો. મકાન આપનુંજ સમજજો. ભાઇ પાઘડી આ ટેબલ પર મૂકો, અને ખુશીથી આપ બેસો. કોઇ વાતે મનમાં સંકોચાશો નહીં." કહીને મધુરીએ તેને માટે પીવાનું પાણી મંગાવી આપ્યું, અને સન્મૂખ પાન સોપારીની રકાબિ મૂકી. અને પોતે પણ સામેની ખુરસી પર બેઠી, અને વરણશંકરને વખત કહાડવાને તેણી વાતચીત કરવા લાગી. "આપને માટે મારા પ્રાણનાથ

ઘણાં વખાણ કરતા હતા, અને આપના જેવા સુજ્ઞ પુરૂષ સાથે મારા સ્વામિનાથનો સ્નેહ સંબંધ બંધાયલો જોઇ મને પણ સંતોષ થયો છે. ભાઇ! આપના જેવા સતસંગિથી એમની બુધ્ધિમાં પણ વૃધ્ધિ થશે. કહેવત છે કે 'સોબત તેવી અસર' માટે આપની સારી સોબતની અસર એમને પણ સારીજ થશે, તેમાં તો કંઇ શકજ નહીં."

"અલબત." વરણુશંકરે જણાવ્યું "પણ સારી સોબતથી સાર સમજે ત્યારેની! સંગ તેવો રંગ લાગે એ વાત તો ખરી છે, પણ તે કોને માટે? નબળા સંગનો નબળો રંગ લાગતાં વાર લાગતી નથી, પણ સારા સંગનો સારો રંગ લાગતાં વાર લાગે છે, એમ તમે નથી જાણતાં?"

"ભાઇ, એ તમારૂં કહેવું ખરૂં છે, તોપણ તમારા જેવાનો સંગ થવાથી તમારા સારા સંગનો સારોજ રંગ એમને લાગશે; કેમકે તમે પોતે બુધ્ધિશાલી ને ચતુર છો, તેમજ તમારે માટે મારા પ્રાણનાથને ઘણો સારો વિચાર છે, અને તેથી તમારો બોધ એમને અવશ્ય અસરકારક થઇ પડશે, એમાં તો શક નથી."

"હું તો એમને સારો બોધ આપતો રહીશ, પણ તે પહેલા હું જાણવા માંગુ છું કે એમને કોઇ નબળાની સોબત છે અથવા કોઇ નબળે રસ્તે એ દોરાયલા છે?"

"ના, તેવું તો કશું નથી." મધુરી સ્પષ્ટ કહેતાં જરા ખંચાઇ, અને બોલી "અત્યાર સુધીમાં તો એમનાં કંઇ પણ અવળાં કે અધમ આચરણોની મને સાબિતી મળી નથી, એટલે એમને માટે મારાથી કંઇ ખોટી વાત વદાય પણ કેમ?"

"તમારાં બોલવાની મતલબ હું સમજી શકતો નથી તમને સાબિતી મળી નહીં હોય તો શું તમને તમારા પતિ માટે કંઇ વેહેમ છે?"

"વેહેમ હોય તેમાં શું? વેહેમ તે વેહેમ! વહેમનો પાયો મજબૂત જોઇએની?"

"તે કેવી રીતે?"

"એટલે જે પણ વેહેમ હોય તેનો પુરાવો મેળવવો ક્યાંથી?"

"પણ તમને શું વેહેમ છે તે મને સમજાવો તો મારાથી કંઇ પણ વધુ બોલી શકાય."

"ત્યારે શું તમને એમના સંબંધી કંઇ વાતની ખબર છે?"

"પણ શું વાત ને શું વિચાર? વાતની મતલબ પણ તમે મને જરા જણાવો તો તે ઉપર મારૂં મગજ કામ કરી શકેની!"

મધુરી હવે અચકાઇ. વરણશંકર તેણીને મોંઢે બોલાવવા માંગે છે, એમ તેણી સમજી ગઇ, પણ એક અજાણ્યા માણસ પાસે પોતાના પતિનું પોકળ જણાવવાની તેણીની હિમ્મત ચાલી નહીં, અને તેથી તેણીએ વિચાર કીધો કે "આની પાસે હમણાં ને હમણાં વધારે ખુલાસો કરવો, એ તો કામનું નહીં; પરંતુ મારા પ્રાણનાથ આવ્યા પછી, અને એક બે દિવસ ઉપર વિત્યા બાદ એ માણસના સ્વભાવનો વધુ અનુભવ મેળવીને એને કંઇ પણ કહેવું મુનાસબ ગુણાશે." આમ વિચારતાં તેણી લગાર શાંત બની બોલી "માફ કરજો ભાઇ, હું તમારાથી કંઇ પણ જાણવા માંગતી હતી, પરંતુ તમે બોલો છો તેપરથી તો તમે મારા પતિના સંબંધમાં કંઇ જાણતા હો એમ લાગતું નથી."

"પણ તમે વેહેમ જેવું કંઇ જણાવતાં હતાં તે શું?" વરણશંકરે ચોપા ચાંપીને પૂછયું "તમારા પતિને માટે તમારા મનમાં કંઇ વેહેમ છે?"

"ના, કંઇ પણ નહીં. વેહેમ શાનો વળી? તે તો બિચારા ચોખ્ખા ને ભલા માણસ છે, અને તેથી તેમને માટે મને વેહેમ હોય પણ ક્યાંથી?"

આ સાંભળતાંજ વરણશંકર પણ સમજી ગયો કે "આ બાયડીએ વાત ઉડાવી!" આમ છતાં તેણે વળી મૂળ વાત લંબાવવાનોજ રસ્તો ચાલુ રાખતાં જણાવ્યું "બેહેન, તમે મારાથી ખંચાઇ ગયાં છો, એ હું સારીપેઠે સમજી ગયો છું; પણ ખંચાવાની જરૂર નથી. તમે મારાં બેહેન જેવાં છો, અને હું તમારો ભાઇ સમાન છું, માટે તમો મારાથી જરા પણ અચકાશો નહીં. વળી તમારા પતિ પણ મારા તન બદન મિત્ર છે, અને તેમની સાથે મારે જરા પણ જૂદાઇ નથી, માટે હું તમને આગ્રહ સાથે સૂચના કરૂં છું કે તમારાં દિલમાં જે હોય તે ખુશીથી દર્શાવો."

"પણ મારા દિલમાં તો કશુંએ નથી ભાઇ. તમે ખાલી વેહેમાયા છો."

"ના, ના, ના! એ વાત હું માનું નહીં. તમે મારી સાથે કંઇક ખંચાઇને બોલો છો, અને તેથી હું તમને ફરી ફરીને કહું છું કે તમે જરા પણ ખંચાશો નહીં, પણ ખુલ્લાં અંતઃકરણથી જે તમારાં મનમાં હોય તે જણાવો, કે જે જાણવાને હું તત્પર છું."

"ભાઇ, મારા મનમાં તો બીજો કંઇ વેહેમ નથી, પણ—" કહેતાંજ મધુરી વળી શરમાઇ ગઇ, અને તેણીએ નીચું ઘાલ્યું

"વાહરે વાહ!" વરણશંકરે વળી પાછું સમજાવ્યું "હવે હું તમને ખરેખરૂં કહું ? જો તમે તમારાં મનની વાત મને ખુલ્લાં દિલથી જણાવશો તો હું પણ ખુલ્લાં દિલથી તમારી સાથે વાત કરીશ. તમે જાણો છો કે તમારા પતિ મારા માનવંત મિત્ર થાય છે, અને એક મિત્ર તરીકે તેમની કંઇ પણ વાત મારાથી છાની હોય, એમ તો બનેજ નહીં. હવે હું પણ ચોખ્ખી રીતે કહું છું કે હું તેમની અનેક વાતો જાણું છું; પણ જ્યારે તમે કોઈ પણ વાતનો પરદો મારી પાસે ખોલતાં અચકાઓ છો તો હું પણ તમારી આગળ મારાં મનની વાત જાહેર કરતાં અચકાઉ છું. જો તમે ખુલ્લાં દિલથી વાત કરશો તો હું પણ તેવીજ વાત કરીશ. માટે બોલી જાઓ કે તમારાં મનમાં તેમને માટે શું વેહેમ છે? જોજો! વળી અચકાઇને કે શરમાઇને વાત કરશો તો કામ નહીં આવે! તમે ખાત્રિથી માનજો કે, હું પેટનો છાલકો નથી; પણ ઉંડો છું અને તેથી તમે જે પણ વાત કરશો તે તમામ મારી પાસેથી બાહાર જનારજ નથી."

"પણ મારા પ્રાણનાથ જાણે તો તે મારા તરફ ગુસ્સો કરે! અગરજો તેમનાથી કંઇ પણ વાત છાની રાખવાને હું ચાહતી નથી, તોપણ તેમનાજ સંબંધમાં કંઇ તેવી વાત હોય તો તે હું તમને એકદમ કહેતાં ખંચાઉં છું; પણ તમે તો મારા પતિના પૂરા મિત્ર છો તેથી તમે તેમને તત્કાળ કહી દો તો તેમાં મારા પર તે ગુસ્સે થાય તે ઠીક નહીં."

"તે વાતે તમે ચિંતા કરશો નહીં. તમારા પતિ મારા ગમે તેટલા જાની મિત્ર છે, તોપણ તેમને જે કહેવા લાયક હોય તેજ

કહું. તેમાં પણ તમારી કહેલી વાત તો હું તેમને તમારી પરવાનગી સિવાય કહુંજ નહીં; કેમકે હું જાણું છું કે તેમ કરવાથી તમો પતિ પત્નિના સંબંધમાં નકામો ક્લેશ થાય, માટે તેની પણ તમે ફીકર નહીં રાખતાં જે કહેવું હોય તે બેધડક જણાવો, અને પછી હું પણ જે જાણતો હોઇશ તેનો ખુલાસો કરીશ. બોલો શું વાતનો તમને વેહેમ છે ?"

"પણ જોજો ભાઇ, હું તમને જે વાત કહું તે તમે મનમાંજ રાખજો."

"મેં તમને કહી દીધું છે કે મારા પેટમાંથી કંઇ પણ વાત બાહાર નહીં જાય; માટે તમારે નિડરપણે મારી આગળ તમારાં મનની વાત કહેવામાં કંઇ પણ અચકાવું નહીં."

"વાત એમ છે કે, મને પોતાને મારા સ્વામિનાથ માટે ઘણો ઉંચો મત છે, પરંતુ તેમની નીતિની બાબતમાં મારે કાને કેટલીક વાર તરેહવાર વાતો આવતી હતી, અને તે બાબતમાં મેં તજવીજો પણ ચલાવી હતી, અને તેની સાથે હું મારા પ્રાણનાથને ખુલ્લાં દિલથી કંઇક પૂછતી પણ હતી, પરંતુ મારી વાત તેઓ પાયા વગરની ઠરાવતા હતા, અને એ પ્રમાણે તો વારમવાર–ત્રણ–ચાર વખત બન્યું, અને તેથી તેમની ચાલને માટે મારાં મનનો વેહેમ હજી જોકે ગયો નથી, તોપણ હું કંઇ પણ મજબૂત પુરાવા વગર તેમને કશું કહી શકતી નથી ! માટે જો તે બાબતનો પુરાવો મારા હાથમાં આવી જાય તો પછી હું તેમને સીધા દોર કરી મુકવામાં પાછી પાની કરૂં નહીં ! હું તેમને નમાવવા માંગતી નથી કે તેમની આબરૂ ઉઘાડી પાડવાને પણ ચાહતી નથી, પરંતુ તેમની ખરાબ ચાલ તેજ

સાબિત થાય તો તેમાંથી તેમને ઉગારવાનીજ તજવીજ કરૂં છું; પણ મૂળ વાત એટલીજ છે કે તેને માટે મજબૂત સાબિતી જોઇએ. તમો તેવી કંઇ સાબિતી આપી શકશો ભાઇ ?"

"તેવી સાબિતી આપવા છતાં પણ તેઓ તમને આડું અવળું સમજાવીને ઉડાવી દેશે તો પછી વચમાં મારી આબરૂ જાય ! વળી તે ઉપરાંત અમારી દોસ્તીમાં ખલલ પડે ! તમે તો આખર ધણી ને ધણીઆણી એકનાં એક, અને વચમાં હું જૂદો પડું ! અગરજો એક મિત્ર તરીકે હું પણ તેમને ઉઘાડા પાડી તેમની આબરૂપર હુમલો કરવા ચાહતો નથી, તોપણ તેમની ખરાબ ચાલ સુધારવાને તો ચાહું છું; પણ તમે જો છેવટ સુધી મજબૂત રહો ને મારી અક્કલે ચાલો તોજ હું પણ વચમાં આવું, અને તેની સાથે તમારે મને વચન આપવું જોઇએ કે તમારા ધણી અગરજો મારા પર ગુસ્સે થાય, તોપણ તમે છેવટ સુધી મારી ભલામણ મુજબજ ચાલશો. આવું વચન તમે આપો છો ? બોલો મજબૂત મન રાખી શકશો ?"

"હા ભાઇ. ખરાં અંતઃકરણથી હું છેવટ સુધી અચળ રહીશ: પણ આપણી વાતનો પાયો પાકો જોઇશે, અને છેવટ સુધી આપણી વાતમાં જરાં પણ કચાશ આવે નહીં તેમ કરવું જોઇશે; કેમકે તમે જાણતા તો હશોજ કે મારા સ્વામિનાથ બડા ઉસ્તાદ છે, અને કોઇના દાવ પેંચમાં કદી સપડાય તેવા નથી ! તેથી જે કરવું તે ઘણાજ મજબૂત પાયાથી કરવું કે પાછળથી આપણને પણ નીચું ઘાલવું પડે નહીં. કેમ ભાઇ, ખરૂં કે ખોટું ? મારી વાત તમારાં મગજમાં ઉતરી તો ખરીની ?"

"સમજ્યો. તમારે તે વાતની જરા પણ ચિંતા કરવી નહીં. મારી પાસે ઘણો પાકો પુરાવો છે."

"બોલો ત્યારે તે શું છે? મને જણાવશો ભાઇ?"

"અલબત, મોહટી ખુશીથી જણાવીશ, પણ મને ઘણો ભય લાગે છે કે તમારા પતિ તે બાબતમાં પણ કંઇ ગરબડ કરીને તમને વળી ભોળવી નાખી ઉંધુંચત્તું સમજાવી દે તો વચમાં હું જૂઠો પડું! માટે તમે જો અંતઃકરણથી એમજ ચાહતાં હો કે, તમારા વેહેમનો તમને પાકો પુરાવોજ જોઇએ છે ને તે બાબતમાં તમારા પતિ તમને ગમે તેટલા ઉંધાચત્તા પાટા ગોઠવે, તોપણ તમે તે નહીંજ પત કરો, ને તમારી વાતને વળગીજ રહેશો, તોજ મારૂં વચ્ચે પડયાનું સાર્થક. તમારા ધણી ઘણા કળાબાજ છે ને વાક ચતુરાઇમાં પણ કાચા નથી, તેથી વળી કંઇ એવી તદબીરથી તમને સમજાવી દેશે કે તેથી તમે ભોળવાઇને બદલાઇ જશો! માટે તમારા વચનપર મને વિશ્વાસ આવતો નથી બેહેન!"

"ભાઇ! તમે જે સાબિતી આપશો તે ખરી ને મજબૂત હશે તો પછી મારા ધણીની તદબીર મારી પાસે શું ચાલનાર છે? સાચને આંચ આવેજ નહીં, એ શું તમે ભૂલી ગયા?"

"તો ભલે! તેમ છતાં હું છેવટે પણ એટલીજ વાત ભાર મૂકી મૂકીને જણાવું છું કે તમે છેવટ સુધી તમારી વાતને વળગી રેહેશો તો છેવટ સત્યજ બાહાર પડશે."

"તેમાં શું શક છે? અને મારા હાથમાં પાકા પુરાવો આવતાં હું મારા ધણીની ગમે તેવી સમજાવટને પણ પત નહીંજ કરીશ, એ પણ તમે નિશ્ચય માનજો."

"તો સાંભળો. છબિલી નામની એક વેશિયા છે તેને ત્યાં તમારા પતિ જાય છે, અને દરરોજ રાતના, તે રાંડને ત્યાંજ તેમની પધરામણી થાય છે! આ વાતમાં જરા પણ શક સમજશો નહીં."

"તે બાબતમાં તો ચંડાળશંકર અને તેની સ્ત્રી—તે બંનેએ મને ઘણી ઘણી વાતો કહી હતી, પણ તેમાં તેઓ ખોટાં પડયાં હતાં. ચંડાળશંકર, મારા પતિએ તેની ખરાબ ચાલને લીધે તેનો ત્યાગ કરવાથી તે મારા પતિનો દુશ્મન થયો, અને તેણે પોતાની દુશ્મનાઇ કેળવવા ખાતર મારા પતિનું વગોણું કરવાને તેમજ અમો પતિ પત્નિની વચ્ચે કંકાશ જગાડવાને ઘણાંએ ફાંફાં માર્યાં હતાં, પણ તે ફાંફાં તે ફાંફાં! તેમની વાત તદ્દન નાપાયાદાર જણાઇ હતી, અને તેમાં જેમ તેઓને ખાસડાં પડયાં હતાં, તેમજ મને પણ પસ્તાવું પડયું હતું! માટે તે બાબતમાં તો હું કશો દમ જોતી નથી. તમે પણ કદાચ તે દુષ્ટ ચંડાળશંકરના ભમાવ્યાથી તો નથી ભમ્યા?"

"નહીં, નહીં, નહીં. તેની સાથે મારે કંઇ લેવા દેવા નથી. ચંડાળશંકર કોણ છે તેને હું ઓળખતો પણ નથી, ને તેની સાથે મારે કંઇ નિસ્બત પણ નથી. હું તો માત્ર મારી પાસેના મુદ્દાની વાત જાણું. મેં ગઇ કાલે રાતના જે નજરોનજર જોયું છે, અને જેને લગતો તમારા પતિનો હાથ દસ્તાવેજી પુરાવો મેં મારા ખીસામાં રાખ્યો છે, તે ઉપર હું મુસ્તકીમ છું, અને તે પુરાવો એવો મજબૂત છે કે તમે તો શું પણ તમારા પતિ પણ ના પાડી શકેજ નહીં!"

"તે પુરાવો શું છે તે મેહેરબાની કરીને મને બતાવશે ભાઇ?"

" બતાવવાને માટે વાંધો નથી, પણ તમારી સાથે એટલી સરત કરૂં છું કે જે ચીજ હું તમને અત્યારે બતાવું તે તમે જોઇને મને પાછી આપશો તોજ તે મારા ખીસામાંથી કહાડું ? "

" હા ભાઇ, માત્ર મારે તે જોવી છે. જોયાં પછી મારે તે રાખવી નથી. જોઇને તરતજ પાછી તમારે હવાલે કરીશ."

" તો સબૂર કરો, તમને તે બતાવું છું. " કહીને વરણશંકરે પેલો ચેક ખીસામાંથી કહાડયો ને મધુરીના હાથમાં મુકીને કહ્યું " જૂઓ આ બે લાખ રૂપીઆનો ચેક ! તમને, હું ધારૂં છું કે થોડું ઘણું ઇંગ્લિશ વાંચતાં તો આવડે છે, માટે તમે તમારા પતિની સહી પારખી તો શકશોજ. જૂઓ કે આ સહી તમારા પતિની છે કે નથી ? અને ચેકમાં કોનું નામ ભરેલું છે ? "

" સહી તો મારા પતિનીજ છે, અને તેમાં છબિલીનું નામ લખેલું છે !" કહેતાંજ મધુરી ઘણી ચકિત થઇ ગઇ, અને થોડી વાર સ્તબ્ધ બન્યા પછી આસ્તે રહીને બોલી " પણ ભાઇ, આ ચેક તમારા હાથમાં કેવી રીતે આવ્યો ? મને તેની બિના મેહેરબાની કરીને જણાવશો તો તમારો મોહટો ઉપકાર થશે. "

" વાત એવી બની કે ગઇ કાલે રાતના મારા મિત્ર મધુરભાઇ છબિલી નાયકણીનાં ઘરમાં બેઠા હતા, અને તે વખતે હું તે રસ્તેથી પસાર થતો હતો, એટલામાં મારી નજર તેની બારી તરફ જતાંજ મધુરભાઇને મેં બેઠેલા જોયા, અને તેથી મને લાગ્યું કે એ રાંડ મધુરભાઇને જરૂર બનાવીને કંઇ રકમ ચીરશે ! કેમકે તે રાંડ સોનેરી ટોળીમાંની છે, એમ તો મને ખબરજ હતી ! આ ઉપરથી મને

લાગ્યું કે મધુરભાઇ તે રાંડના પંજામાં ફસાય નહીં તેને ખાતર મારે પણ ઉપર જઇને તેમને ચેતાવવા તો જોઇએજ. તેથી હું પણ એકદમ ઉપર ચઢી ગયો, અને મધુરભાઇની પાસે બેસીને મેં તેમને ચેતાવ્યા કે 'જોજો ! આ રાંડથી ખુબ સંભાળજો ! એ તો સોનેરી ટોળાં માંહેલી છે, માટે તે તમને બનાવી લેશે !' આ પ્રમાણે મારાં વચનો સાંભળતાંજ મધુરભાઇ ચમકયા, ને તેમણે મને આ ચેકની વાત કહી, જે પરથી મેં દમ કશીને તે રાંડ પાસેથી ચેક પાછો કઢાવ્યો, અને તે મેં મારા ખીસામાં મૂકયો, જે તમારા હાથમાં મુકયો છે. એ તો સારૂં થયું કે હું ત્યાં જઇ ચઢયો તેથી રૂપિયા બે લાખનું પાણી થતું બચ્યું ! બોલો બેહેન, આનાં કરતાં વધારે સાબિતી બીજી તમારે શું જોઇએ છે? આ સાબિતીમાં પુરાવાની કાંઇ પણ ખામી છે?"

"બિલકુલ નહીં ! પ્રત્યક્ષ પુરાવો ! પાકો પુરાવો ! હવે તો મારા હાથમાં પૂરેપૂરી સાબિતી મળી ચૂકી છે, અને હવે હું મારા પતિને બરાબર પાંસડા પાડીને કહીશ ને તેમને મોંઢેજ તેમની ભૂલ કબુલ કરાવીશ.' હવે એ મારા હાથમાં બરાબર આવ્યા છે, અને હવે તો હું એમને નીચું ઘલાવીશ ! ભાઇ, તમારો ઘણોજ ઉપકાર માનું છું, અને મારી માત્ર એટલીજ અરજ છે કે આ ચેક મારા પતિને બતાવતાં સુધી મારી પાસે રહેવા દેશો !"

" તે તો માફ કરો ! એ ચેક આપતાં પહેલાં મેં તમને કહ્યું હતું કે જોઇને મને તરત પાછો આપવો, માટે હવે તમારે ચેક તો મારે સ્વાધિન કરવોજ જોઇએ."

" તેને માટે હું ના પાડતી નથી, પણ માત્ર મારા ધણીને તેમની ચોરી બતાવવાને ખાતરજ મારે આ ચેકની જરૂર છે. તેમને બતાવ્યા પછી તો હું તમારે સ્વાધિન કરી દઇશ."

" તેમ નહીં બને. તેમ છતાં તમારા ધણીને ચેક બતાવવાને હું તઇયાર છું, અને તમારી નજર આગળ હું આ ચેક તેમને બતાવીશ ને તમારી સમક્ષ તેમનું તમામ પાપ ઉઘાડું પાડીશ. પછી તો બસ કેની ? "

"તો ભલે તેમ કરજો. " કહીને મધુરીએ પેલો ચેક વરણુશંકરના હાથમાં પાછો આપ્યો, જે તેણે લઇને પોતાના ખીસામાં પાછો મુકયો, જે બાદ મધુરી બોલી " ત્યારે હવે મારા પતિ આવે કે તરતજ તમે આ વાત બોલશો કે હું મારે મોંઢેથી આ બધી પંચાત ઉકલીશ, અને તમામ ભોપાળું તમારી નજર આગળ ફોડી દઇશ એટલે પછી તમે મારી વાતને વળગી પડજો ને તમારા પતિની બરાબર ઝાટકણી કહાડજો ! પછી જરા પણ ખંચાશો નહીં ! હું તમારી વાતને ટેકો આપતો રહીશ. "

" પણ એમ કરવા કરતાં મારાં મત પ્રમાણે તમે આ બાજુના ઓરડામાં ભરાઇ રહેજો, અને મારા પતિ આવશે એટલે હુંજ યુકિતથી વાત કહાડીશ, અને તેમાં તે નન્નો વાસશે કે તરતજ તમને બોલાવીશ ને તમે પછી સાક્ષી તરીકે રજૂ કરી બતાવજો એટલે તેઓ મૂંગે મોંઢે પોતાનો ગુન્હો કબૂલ કરશેજ. પછી તો સકંજામાં સપડાશે એટલે કબૂલ કરવા વગર છૂટકોજ થશે નહીં ! "

" તેમ કરવામાં પણ મને કશો વાંધો નથી. " વરણુશંકરે જણાવ્યું " મને તો તમે જેમ કહેશો, તેમાં વાંધોજ નથી ! કેમકે

મધુરભાઇને ઠેકાણે લાવવાની અને તેમ કરી તેમનું ભલું ચાહવાનીજ મારી મુખ્ય મતલબ છે."

"તેને માટે તમારો અંતઃકરણથી હું ઉપકાર માનું છું ભાઇ. તમારો ગુણ કદી પણ ભૂલનાર નથી!"

આ પ્રમાણે તેઓ બંને વાતો કરે છે, એટલામાં મધુરની ગાડી આવી પોહોંચતાંજ મધુરીએ ગભરાઇને વરણશંકરને બાજુના ઓરડામાં સંતાડી દીધો, અને પોતે પછી ડાવકું મોં કરીને ઇઝીચેરપર બેસી ગઇ. મધુર ગાડીમાંથી ઉતરતાંજ તેણીની પાસેની ખુરસીપર બેઠો, અને માથેથી પાઘડી ઉતારી ટેબલપર મૂકીને ખીસામાંથી રૂમાલ કહાડી કપાળ અને માથાનો પરસેવો લૂછી નાંખ્યો, અને પછી ધીમે રહીને બોલ્યો "કેમ વાહલી, આજે તો તું કંઇ નિરાંતે બેઠી છે?"

"હા પ્રાણનાથ. આપનીજ રાહ જોતી હતી કે આપ હવે પધારશો."

"વારૂં પેલો મારો મિત્ર આવનાર હતો તે આવ્યો હતો કે?"

"અહીં તો આપનાં ગયાં પછી કોઇ આવ્યુંએ નથી ને ગયુંએ નથી."

"ઠીક. વારૂં ત્યારે બીજું કંઇ નવા જૂનાં? બીજી શી ખબર છે?"

"પ્રાણનાથ! હાલ તો કંઇ જાણવા જોગ નથી."

"પણ મારો મિત્ર આવનાર હતો તે કેમ આવ્યો નથી વારૂ?"

"તે તો તેને ખબર અહીં તો કોઇ આવ્યુંએ નથી ને ગયુંએ નથી!"

"હશે, કંઇ રોકાઇ ગયો હશે. મોડા વેહેલો પણ આવશે તો ખરોજ; કેમકે તેણે મને વચન આપ્યું છે, પછી કદાચ કોઇ

અગત્યનાં કામકાજમાં રોકાઇ ગયો હોય તો આજે નહીં ને કાલે આવશે."

"હા પ્રાણનાથ, કદાચ કાલે પણ આવે. તેમ છતાં જોઇએ તો કોઇ માણસ મોકલી તેને ઘેર ખબર કહડાવો."

"તેમ કરવાની કંઇ જરૂર નથી. એ તો પોતાની મેળે ઘણોએ આવશે."

હવે મધુરીએ હિકમતથી પેલી પંચાત ઉકેલવાની તજવીજ કરી, અને તેણી બોલી "પ્રાણનાથ. આપણા પઇસા બેંકમાં પડી રહ્યા છે તેનું વ્યાજ કંઇ બરાબર ઉપજતું નથી, માટે કોઇ બીજા કામમાં રોકયા હોય તો તેનું વ્યાજ સારૂં ઉપજે કેની? તેવી કંઇ તજવીજ કરોની વાહલા."

"તેના વિચારમાંજ હું છું. જોઇશ. વળી કંઇ તેવું મારગજી કામ આવે ત્યારે વાત."

"બેંકમાં આપના ચાર લાખ રૂપિયા છે તો તેનું વ્યાજ કેટલું બધું આવે જો!"

"હા. તે તો આવે."

"પણ ચાર લાખ પુરા છે કે કંઇ ઓછા વધતા છે?"

"કંઇ બરાબર ધ્યાનમાં નથી. હમણા મેં ચેક બુકનો હિસાબ કંઇ ધ્યાનમાં રાખ્યો નથી."

"પણ હમણાં તમે બેંકમાંથી નાણાં ઉપાડયાં પણ નથીનો?"

"નાણાં ઉપાડવાની શી જરૂર? પરચુરણ ખરચ જેટલી તે પરચુરણ આવક કરી રાખી છે. તેમ છતાં જો કોઇને મોહટી રકમ આપવાની હોય છે તોજ બેંકમાંથી નાણાં ઉપાડવાં પડે છે."

"પણ આજકાલ કોઇ મોહટી રકમનો ચેક લખ્યો તો નથીની?"

આ સ્વાલ થતાંજ મધુર વિચારમાં પડી ગયો, તેમજ કોઇ દાહડો નહીં ને આજેજ બેંકના પઇસા બાબત તેણી આટલી બધી કુથલી કરે છે તે માટે પણ મધુરને વેહેમ ગયો, ને તે મનમાં બોલ્યો "રખે વળી પેલા ચંડાળશંકરને કાને છબિલીના ચેકની વાત ગઇ હોય, અને રખે તેણે વળી આને કાને સંદેસો પોહોંચાડયો હોય! માટે હવે આને તો ઉડાવવાનાજ ઉત્તર આપવા વધારે સારા." આમ વિચારી તેણે લગાર ગુસ્સામાં જણાવ્યું કે "પઇસાની ખટપટો કરવાનું કામ મરદોનું છે, પણ બાયડીઓનું નથી."

"તે આપનું કહેવું ખરૂં છે પ્રાણનાથ, પણ આપે તો મને પ્રથમથીંજ એ પંચાતમાં ભેળી છે, અને મારી આગળ એ વિષે આપ પોતેજ વારમવાર વાત કરો છો ને મારી સલાહ પણ લો છો તો મારે એમાં માથું રાખવું જોઇએ."

"તે બધી વાત ખરી, પણ હું તને પૂછું ને તારી સલાહ લઉં ત્યારે બોલજે. હમણાં તને કંઇ પૂછતો નથી, માટે હમણાં તારે બોલવાની જરૂર પણ નથી. સમજી? બઇરાંઓ જેટલાં વધારે ઉંડાણ પંચાતમાં ઉતરે તેટલાં વધારે મૂર્ખ બને! તને તો જ્યારે ને ત્યારે પઇસા–પઇસા–પઇસાની પંચાત! એ શું ખરાબ સ્વભાવ! છટ! મને તારો આ સ્વભાવ બિલકૂલ પસંદ નથી! ચાલ, હવે બીજી વાત કહાડ."

"પ્રાણનાથ, આપ ગુસ્સે થાઓ છો, પણ હું જે પણ પૂછું છું તે પ્રયોજન વગરનું નથી."

"પ્રયોજન શાનું તારા કપાળનું?" કરી મધુરને હવે સજ્જડ વેહેમ ભરાયો કે "જરૂર પેલા ચેકની વાત આને કાને આવી હશે..! એજ પ્રયોજન! પણ તે એના મોંમાંથી કઢાવીને તેનો અષ્ટમપષ્ટમ ખુલાસો કરીને એને સમજાવી દેવી જોઇએ. એનાં મનમાં ને મનમાં તે વાત ભરાઇ રહેશે તો વળી ઘરમાં કંકાસ ચાલુ રહેશે ને એનાં પેટમાં તે વાત ગુંગળાયા કરશે તો એનો દાથરો પણ ચઢેલો રહેશે! માટે હવે તો તે વાત ઉકેલાવી તેનો ગમે તેવો ખુલાસો કરીને પણ એનાં મનનું સમાધાન કરેલુંજ બેહેતર!" આમ વિચારી મધુરે પૂછ્યું "વારૂં શું પ્રયોજન છે? પ્રયોજન હોય તે મનમાં ને મનમાં રાખવા કરતાં ખુલ્લુંજ કરી દેની કે પિડા પતે!"

"પ્રયોજન? અરે વાહલા! પ્રયોજન તો મજબૂત છે ને પાકા પાયાદાર છે! પણ પહેલાં હું આપને પૂછું છું કે આપે આજકાલમાં કોઇને પણ મોહટી રકમનો ચેક લખી આપ્યો છે?"

"કોઇને તે કોને? તેનું કંઇ નામ નિશાન?"

"નામ નિશાન મને પૂછો છો તો શું આપ પોતે નહીં જાણતા હો? ચેક લખ્યો હોય તો આપેજ લખ્યો હોયની? બીજાને તો કોઇને પણ આપનાં નામનો ચેક લખવાની સત્તા છેજ નહીં; માટે જેને પણ મોહોટી રકમનો ચેક આપે લખી આપ્યો હોય તેનું નામ આપ પોતેજ બોલોની તો."

"અરે પણ મારે તો ધંધાને અંગે ગમે તેટલા ચેક લખવા પડે તેમાં હું કોનું નામ દઉં? મને શું ખબર કે તારે કોનું નામ જાણવાની જરૂર છે? તું જે વાતો કરે છે તે ઉપરથી તો મને એમજ

લાગે છે કે તું પોતે કંઇ નામ જાણે છે, પણ તે મારી આગળ છુપાવીને ટાહેલાં કરે છે! જ્યારે વાતજ કરવી છે તો ખુલ્લી રીતે વાત કરતાં શું કરવા અચકાય છે? ચોખ્ખી વાત કહેવામાં શું શરમ લાગે છે કે? "

"શરમ નથી લાગતી સ્વામિનાથ, પણ પાછળથી તમે વળી તેનાં પાટિયાં ગોઠવીને મને ભોઠી પાડો નહીં તેને માટે તમારેજ મોંઢે સ્પષ્ટ કહેવરાવવા માંગું છું."

"એટલે ! તું તો વળી બારિસ્ટર બની ગઇ કે! હેં ! વળી કંઇ નવો ગપાટો તારાં મગજપર ઠસેલો લાગે છે! સમજ્યો! કોઇ દુશ્મને વળી મારી સામે કંઇ નવુંજ તરકટ રચ્યું છે તો તે પણ મારે પકડી પાડવું જોઇએ, અને તેને માટે તારાં ભોળાપણાં માટે અગરજો મને ગુસ્સો તો ઘણો આવે છે, તોપણ તારા ભેજામાં ભરાયલા ભરમનો ભેદ જાણ્યા પછી, અને તને તારો દોષ બરાબર સમજાવ્યા પછીજ તને ઠપકો આપવો વાજબી ગણાશે; માટે બોલી જા કે તારાં મગજમાં શું વાત ભરાઇ બેઠી છે? ચેક કેવો ને વાત કેવી તે મને ખુલ્લી રીતે સમજાવશે? જો હરકત નહીં હોય તો મને સમજાવ? પછી તો જેમ તારી મરજી!"

"મારી મરજી બીજી કશી નથી, પણ માત્ર આપને સુધારવાનીજ છે. હું આપની દુશ્મન નથી, પણ આપનું ભલું ચાહનારી ને આપના સુખ દુઃખની ભાગિયણ–અર્ધાંગના છું. મારે કાને અગાઉ આપને માટે જે જે વાતો આવી હતી તેને માટે તો આપે ગમે તેવો ખુલાસો કરવાથી મારાં મગજમાં ભરાયલા વેહેમ જો કે પૂરેપૂરા નીકળા

ગયા તો નહોતાજ, તોપણ મારી પાસે પાકા પુરાવા નહીં હોવાથી મારા બોલ મારે પાછા ખેંચી લેવા પડયા હતા, અને મારી ભૂલ મારે કબૂલ કરવી પડી હતી. પણ પ્રાણનાથ, હાલમાં જે મુદ્દો મારી પાસે આવ્યો છે તે એવો મજબૂત ને સંગીન છે કે તેને માટે આપનામાં તાકાત નથી કે મને કંઇ પણ આડું અવળું સમજાવીને મારાં મનનું સમાધાન કરી શકશો! તેમ છતાં તમે તમારી ચતુરાઇ ગમે તેટલી પણ ચલાવવા જશો, તોપણ તે ચાલનાર નથી. એવો પાકો ને ખાત્રિ ભરેલો પુરાવો મને મળ્યો છે! અરે તે જોતાંજ તમે અંજાઇ જશો, આંખો ફૂટશો ને નીચી મૂંડી ઘાલશો!"

"હવે તારા એ બધાં ભાષણને પડતું નાંખ, અને જે મજબૂત ને પાકો પુરાવો તારી પાસે ભરેલો છે તે ખાલી કરની કે જરા હું પણ તનેજ નીચું ઘલાવું! પણ જોજે! લાકડું ઘાલતાં માકડું વળગે નહીં તેને માટે ખૂબ સાવચેતી રાખજે! દરેક વખતે તેં એવી બાબતમાં ખત્તા ખાધી છે, અને હાલની પંચાતીમાં પણ તુંજ ખાસડાં ખાશે, એમ હું હિમ્મતથી કહી શકું છું. તેમ છતાં હાલ મારે વધારે બોલવાની જરૂર નથી. એ તો વખતનાં ગીત વખતેજ ગાઇશ, અને તારી ગુમાયલી શુધ્ધ બુધ્ધ ઠેકાણે લાવીશ. તું જે ભોળી ભટાક છે તેનોજ લાભ મારા દુશ્મનો તરફથી લેવામાં આવે છે! પણ હરકત નહીં. તે દુશ્મનોનાં ગમે તેવાં પણ બળવાન તીર ખમવાને મારો વાંસો મજબૂત છે. તેઓ જૂઠાં છે, અને હુંજ સાચો છું, એવી મારાં મનમાં ખાત્રિ છે તેથીજ આટલી હિમ્મતથી હું બોલી શકું છું. 'સાચને આંચ નથી' તો પછી મારે બીહવાનું

કંઇજ કારણુ નથી—માત્ર બીહવાનું તારેજ છે; કેમકે તું પારકાની અક્કલે ચાલે છે. તોપણ હું હમણાં ને હમણાં તનેજ ભોંઠી પાડવાને હું પૂરો શક્તિવાન છું. બોલ શું છે?"

"પ્રાણનાથ! બસ, હવે માફ કરો! હવે મેહેરબાની કરીને તમારા સત્યવાદીપણાનો ફાંકો છોડી દો! હું આપની આગળ ભોંઠી પડી ને પડીશ અથવા આપની આગળ મેં નીચી મુંડી ઘાલી હોય અથવા હવે પછી પણ હું નીચું જોઉં તેમાં મને કશો ગુસ્સો નથી; કેમકે હું તો આપની સમક્ષ નમવાનેજ લાયક છું, પણ આપ નમવાને લાયક નથી; માટે હવે વધારે પંચાત કરવા કરતાં આપ પોતેજ આપનાં અપલક્ષણ દર્શાવશો, અને મારી પાસે તો નહીંજ પરંતુ શ્રી પરમાત્મા પાસે આપના દોષનો પશ્ચાતાપ કરશો તો તે જગત્નિયંતા હજી પણ આપનો ગુનોહ ક્ષમા કરશે. હું તો ફરીને ફરીને કહી શકું છું કે મારી પાસે આવેલા પ્રબળ પુરાવાને આધારે આપ દોષને પાત્ર ઠરી ચૂકયા છો તેમાં જરા પણ શક નથી!"

"અહેહેહે! આ મોહટું ઇનુસાફ કરનારનું પૂંછડું! ઇનસાફ કોનું નામ? બંને પક્ષની બિના સાંભળ્યા પછી ખરો ચુકાદો કરવો તેનું નામજ ઇનસાફ. તારી પાસે ગમે તેટલો મજબૂત પુરાવો આવ્યો હોય, પણ મારો ખરો ને ખાત્રિ ભરેલો ખુલાશો તે પુરાવાને ટક્કર મારવાને સમર્થ થાય તો પછી કેમ?"

"ત્યારે શું આપ તે બાબત ખુલ્લીજ કરાવવા ચાહો છો પ્રાણનાથ?"

"અલબત. તેં જયારે વાત ઉકેલી છે, અને તે વાતનો તારા મનમાં સખત વેહેમ ભરાયો છે, ત્યારે તો મારે હવે તે વાત ખુલ્લી

કરાવવીજ જોઇએ, કે જેથી એક બીજાનાં મનનું સમાધાન થાય, અને મનના મેલ મટે.

"પણ તેમ કરતાં વળી આપ મારા પર કીનો રાખશો તો ?"

"તું ખુલ્લા દિલથી વાત પ્રગટ કરશે તેનાં કરતાં તારાં મનમાં તે રાખી મૂકશે તો તેથીજ મારો કીનો વધશે; માટે જો તું પણ ખરી હોય તો તમામ વાત પ્રગટ કરવાને જરા પણ અચકાતી નહીં."

"એમજ છે તો સાંભળો સ્વામિનાથ ! તમે પેલી છબિલી રાંડને રૂપિયા બે લાખનો ચેક લખી આપ્યો છે એ વાત ખરી કે ખોટી ? જુઓ આ રહ્યો તે ચેક !" કહીને મધુરીએ પેલો ચેક કહાડીને બતાવ્યો.

"આહાહાહાહા ! વાહરે ચેક વાહ ! તેં પણ ખૂબ કરી !" કહીને મધુર એકદમ કપાળપર હાથ મૂકીને હસવા લાગ્યો, અને બોલ્યો "આજ પુરાવો છે કે હજી બીજો બાકી છે ? બાકી હોય તો તે પણ કહાડજે ! વળી તારાં મનની ઉમેદ રહી જશે તો ઠીક નહીં ! બોલી જા ! બીજો કંઇ મજબૂત ને પાકો પુરાવો બાકી સીલકમાં છે ?"

મધુરને આ પ્રમાણે હસતો જોતાંજ મધુરી જાણે ચકિત થઇ ખીસિયાણી પડી ગઇ, અને થોડાક મિનિટ સુધી કંઇ પણ બોલી શકી નહીં, ને તેણીની જીભે જાણે બંધ પડવા જેવો દેખાવ થઇ રહ્યો ! તોપણ તેણી આસ્તે રહીને અચકાતાં અચકાતાં બોલી "કેમ પ્રાણનાથ, હસો છો કેમ ? આ ચેક તમારી સહીનો નથી શું ?"

"તે વાત પછી. પહેલાં હું પૂછું તેનો જુવાબ આપ કે, આ ઉપરાંત બીજો કંઇ પણ પુરાવો તારી પાસે છે ?"

" ના, નથી. આજ પુરાવો છે." મધુરીએ વળી પાછું પૂછ્યું " પણ આ ચેક તમારો લખેલો છે કે નથી ?"

" હા. એ મારો લખેલો છે ને એનાપર સહી મારી છે, એમાં તો જરા પણ વાંધો નથી."

" ત્યારે પછી વાંધો બીજો કયો બળ્યો છે ? એ છબિલી કોઇ રાંડ છે, તે પણ ખરી વાત કેની ?"

" બરાબર. તેમાં પણ કંઇ ખોટું નથી. તે રાંડ છે—નાયકણી છે–વેશિયા છે, અને મતલબમાં અનીતિનો ધંધો કરનારી કુલટા છે. બોલ, હજી પણ તારે કંઇ પૂછવું છે ?"

"ત્યારે તેવી એક રાંડને આટલાબધા બે લાખ રૂપિયા આપી દેવાનું કંઇ કારણ ?"

" તેનો ખુલાસો પણ હું તને બરાબર કરીશ, પણ આ ઉપરાંત બીજા કંઇ સ્વાલ તારે કરવા છે ?"

" ના. મૂળ મુદ્દાની વાત તમને કહી દીધી, અને હવે તમે શું ખુલાસો કરો છો તે હું સાંભળવા ચાહું છું."

" પણ તે પહેલાં હું તને પૂછું કે એ ચેક તને કોણે આપ્યો ? તારી પાસે એ કેવી રીતે આવ્યો ?"

" વેલાં તમારા મિત્ર તરફથી મને મળ્યો, કે જે મિત્રને માટે તમે મંને કહી ગયા હતા કે તે આપણા બંગલામાં આજે આવનાર છે, તેણેજ મને આ ચેક આપ્યો છે."

" તે શું આપણા બંગલામાં આજે આવ્યો હતો ?"

" હા. તેણેજ આવીને મને આ ચેક આપ્યો છે, અને મને તમામ બાતમી પણ જણાવી છે."

" ત્યારે તો જે મિત્રને માટે હું કહી ગયો હતો તે એ નહીંજ, પણ કોઇ બીજો તરકટી માણસ હશે, અને તે ચંડાળશંકરનો કોઇ ખરેખરો મળતિયો હશે ! તે વગર આવું તરકટ બીજો કોઇ રચેજ નહીં ! "

" અરે પણ તે માણસને મેં આ બાજુના ઓરડામાં રાખ્યો છે તેને તમે ઓળખી કહાડોની તો. "

આ સાંભળતાંજ વરણુશંકર અંદરથી બાહાર આવ્યો, અને તેને જોતાંજ મધુર પ્રથમ તો ચમકયો, પણ પછી લગાર ટટાર થઇને તેની સામે ડોળા ઘુરકાવીને ખૂબ જુસ્સામાં બોલ્યો " કમરે ઓ લુચ્ચા ! તું અહીં કોની રજાથી આવ્યો ? પરાયા બંગલામાં પરવાનગી વગર પેસતાં શરમ નથી આવતી ? બેશરમ ચંડાળ ! ચાલ, મારા બંગલામાંથી નીકળ, નહીં તો ઘર પ્રવેશનું તોહોમત મૂકી પોલીસમાં ઘસડીશ ! હું જાણું છું કે તને મારા પેલા દુશ્મન ચંડાળશંકરેજ આવું તરકટ રચવાની ભલામણ કરી છે, પણ તું તો શું પણ તારા જેવા સત્તર બીજા બનાઉ કૂળ આવે, તોપણ તેમનું અહીં કંઇજ વળે નહીં ! તારી અને તે પાજી ચંડાળશંકરની ખબર હવે તો હું બરાબર લઇશ." કહીને મધુરે રામોશીને બોલાવીને તેની પાસે ધક્કો મરાવીને પેલા વરણુશંકરને તરતજ બાહાર કહડાવ્યો. તે વખતે વરણુશંકર કંઇ બોલવા જતો હતો, પરંતુ રામોશીએ તેનું મોં બંધ કરીને એકદમ ઉપરાચાપરી હડસેલા મારીને તેને બંગલામાંથી બાહાર હાંકી કહાડયો. તે પછી મધુરે લગાર પોતાનો જુસ્સો શાંત પાડયો, અને હવે પોતાની પ્રિયાની સમક્ષ ચેકના સંબંધમાં ચોકઠાં

ગોઠવવાનું શરૂ કરતાં તે બોલ્યો "વાહલી! મેં તને જ્યારે ને ત્યારે ટોકી ટોકીને કહ્યું છે કે, ચંડાળશંકર મારી પાછળ દુશ્મન થઇને લાગ્યો છે, અને બીજે કોઇ પણ પ્રકારે તેનું ફાવતું નથી ત્યારે તે દુષ્ટ બામણો આપણા ઘરમાં લડાઇ સળગાવવાની તજવીજ કરે છે! આવી અગમચેતી તને વારમવાર આપવા છતાં તું હજી પણ ભૂંડાઓનાં ભમાવ્યાથી ભોળવાઇને વેહેમના વિપરિત વમળમાં વીંટળાયાંજ કરે છે, એ જોઇ મને મહા ખેદ થાય છે! આ ચેક મારો ખરો, તેના પર મારી સહી ખરી, તેમાં બે લાખ રૂપિયાની રકમ છે તે ખરી, અને છબિલીનાં નામનો આ એક ચેક છે તે પણ ખરૂં. આ સઘળી બાબતો ખરી છે તો તેને ખરી કહેવામાં હું જરા પણ અચકાતો નથી; પરંતુ આ ચેકનાં કારણ તરીકે જે વેહેમ તારાં મગજમાં દાખલ થયો છે અથવા કોઇ કૂકર્મિએ દાખલ કીધો છે તે તદૃન નાપાયાદાર ને માત્ર બનાવટી છે. એ બધો પ્રપંચ છે, અને તે ચંડાળશંકરેજ તક જોઇને જાણે બંધબેસ્તો કીધો છે!"

"પણ ચંડાળશંકર એ વાતમાં છેજ નહીં! મને તો પેલાં માણસને આપે કહાડી મૂકયો તેણેજ આ ચેક આપ્યો હતો!"

"ત્યાંજ મોહકાંણ છે તો! એ માણસ ચંડાળશંકરનો મિત્ર છે, અને ચંડાળશંકરેજ એને તારી પાસે મોકલ્યો હતો, એમાં જરા પણ શક સમજતી નહીં."

"જો એ માણસ ચંડાળશંકરનો મિત્રજ હોય તો એ ચંડાળશંકરનીજ મસલતથી અહીં આવ્યો હોય, એ તો હું માનું છું. વારૂ એ જાણે, આપનું કહેવું તમામ કબૂલ રાખું છું, પણ છબિ-

લીમે આપે ચેક લખી આપ્યો, એમાં તો કંઇ શક નથીની? અને તે રાંડને આપ આટલી મોહોટી રકમનો ચેક લખી આપ્યો તેનો સબબ શું? શામાટે તમે તેને આટલી મહાભારત રકમ આપવા નીકળ્યા?"

"હા. હવે મુદ્દાની વાત પર તું આવી! હવે જે પૂછે છે તે વાજબી છે. એ તારો સ્વાલ સત્તર આનાનો છે વાહલી!" ફરીને મધુર લગાર વધારે હરખાતો બોલ્યો! "વાત એમ બની કે, વાલકેશ્વરમાં એક બંગલો છે, તે છબિલીએ મારગેજ (ગીરવી) રાખ્યો છે, અને તે બંગલા પર તેણીએ બે લાખ રૂપિયા ધીર્યા છે. તે બંગલાનો માલિક મારી પાસે આવ્યો, અને મને કેહેવા લાગ્યો કે "તે રાંડ મારી પાસેથી દોહડ ટકાનું વ્યાજ લે છે, જે મને ઘણું ભારી પડે છે, માટે તમે જો મને રૂપિયા ધીરો તો હું તમને તે બંગલો મારગેજ કરી આપું; પણ વ્યાજમાં ફાયદો કરી આપો તો." આ ઉપરથી અમારી વચ્ચે કેટલીક રકઝક ચાલવા પછી છેવટે એક ટકાનું વ્યાજ નક્કી કીધું, અને એક સોલિસિટર મારફતે તેનું લખત કરાવવાનું ઠરાવ્યું તે લખત પણ થયું, અને તે ઉપરથી મેં આ ચેક લખી આપ્યો. બાદ—"

"પણ ચેક બંગલાના માલિકના નામનો નહીં ને છબિલીનાં નામનો લખી આપ્યો છે તેનું શું કારણ?"

"છબિલી પાસે તે બંગલો કબજાગીરો છેની. એટલે તેનાંજ નામનો ચેક લખવો જોઇએ, એવી સલાહ આપણા સોલિસિટરે પણ આપી હતી."

"તો ઠીક; પણ આ ચેક આ માણસ પાસે ક્યાંથી આવ્યો?"

"એમાંજ ચંડાળશંકરનો પ્રપંચ છે તો! તે રાંડ સાથે ચંડાળશંકરને મોહોબત છે, અને તેથી તે રાંડે ચંડાળશંકરને ચેક આપ્યો હશે, જે ચંડાળશંકરે પેલા માણસ મારફતે તને બતાવવા મોકલ્યો, અને એટલામાં તો મેં આવીને આ બધું ભોપાળું ફોડી નાંખ્યું! હવે તું સમજી કેની વાહલી?"

"સમજી." મધુરીનાં મગજમાં વાત ઉતરી, તોપણ તેણીએ વળી સંદેહ લાવી સ્વાલ કીધો કે "ત્યારે આ ચેક તો આપણી પાસે રહ્યો તેથી તે રાંડ રહી રહી કેની?"

"એમાં તે રાંડને કશું રડવા જેવું રહ્યું નથી; કેમકે એ ચેકના નાણાં તેણીને મળે તેવું નથી, અને તેથીજ તે રાંડે ચંડાળશંકરના હાથમાં ચેક આપ્યો તો! જો ચેકનાં નાણાં વસૂલ થાય તેમ હોત તો ચંડાળશંકરના હાથમાં ચેક તેણી આપેજ શાની ને ચંડાળશંકરનો ભરોસો તેણી કરે પણ શાની! એ તો બધું ખોટે ખોટું!"

"કેમ વારૂ? તમે શું ખોટો ચેક આપ્યો હતો કે નાણાં નહી મળે!"

"ચેક ખરો આપેલો, પણ ચેક લખી આપ્યા પછી, આપણા સૉલિસિટરને લખતમાં કંઇ વાંધો લાગ્યો, જેથી તેજ વખતે તે સોલિસિટરે બેંકમાં ખબર આપી કે, આ ચેકનાં નાણાં પગાર કરવાં નહીં, તેમજ તે રાંડને પણ નોટીસ મોકલાવી કે, તેણીએ પણ આ ચેક વટાવવો નહીં. એટલે પછી આ ચેક રદ જેવોજ થયોની!"

"પણ લખત થયા પછી આમ વાંધો લેવો ચાલે ખરો કે?"

"તે ચાલે કે નહીં, ચાલે એ બીજો સ્વાલ છે, પણ હાલ તરત વાંધામાં તો વાત પડી! હવે તે રાંડ કે બંગલાનો માલિક કોર્ટમાં જાય ત્યારની વાત ત્યારે! તેમાં રાંડ તો કંઇ ફરિયાદ માંડવા જશેજ નહીં; કેમકે તેણીને દોહોડ ટકાનું વ્યાજ ઉપજે છે તે શું કરવા કડવું લાગે? તેણી તો આમ થવામાં રાજીજ છે; અને બંગલાનો માલિક કદાચ કોર્ટમાં જાય, પણ તેની પાસે કજીઓ લડવાને માટે પઇસાના વાંધા છે! એટલે એ બધીએ વાત જેમની તેમ સૂઇ જવાની! આ ખુલાસો! હવે તો તારો વેહેમ ગયો કે હજી તારા મગજમાં કંઇ ભૂંસું ભરાયલું છે?"

આ સઘળું સાંભળતાંજ મધુરી ઘણા ઉંડા વિચારમાં પડી ગઇ, અને થોડીક મિનિટ સુધી સ્તબ્ધ બની ગયા પછી તેણી વળી આસ્તેથી બોલી "પ્રાણનાથ! આપનો તમામ ખુલાસો અગરજે ચતુરાઇ ભરેલો ને ચોકડાબંધ છે, અને આપની હિકમત અને ચાલાકીને માટે હું આપને ધન્યવાદ આપું છું, તોપણ મારે કહ્યા વગર ચાલતું નથી કે, આપે તેમાં માત્ર વાક્યાતૂરી ચલાવીને ફતેહ મેળવી છે, તોપણ મારાં મનમાં જે કુદરતી વેહેમ ઠસી ગયો છે તે નીકળતો નથી!" આમ કહી મધુરીએ સ્વતઃ મનમાંજ વિચાર કીધો કે "હવે એમને કંઇ જૂદીજ હિકમતથી મનાવવા પડશે! ધામધુમથી એ કંઇ માને તેમ નથી, માટે નરમાશથી મનાવવા જોઇએ." આમ વિચારી વળી તે બોલી "સ્વામિનાથ! આપની સાથે વાદલિવાદ કરવા જેટલું પાણી મારામાં નથી, અને બોલવામાં તો હું બંધાઇ જાઉં છું. લો ચાલો, હું સાફ દિલથી જણાવું છું કે

હું હારી ને સાત વાર હારી, પણ હવે તો આપ કબૂલ કરોની કે આપને માટે મારાં દિલમાં જે પણ વ્હેમ છે તેમાં કંઇ પણ સચ્ચાઇ છે ને છે. જેમ સાફ દિલથી હું આપની સાથે વાત કરૂં છું, તેમજ આપ પણ મારી સાથે સાફ દિલથીજ વાત કરો. આપ જાણો તો છોજ. કે આપણે બંને એક બીજાંને ગળે વળગેલાં છીએ, અને તે કદી છુટનાર નથી. હું આપને કોઇ પણ રીતે નમાવવા માંગતી નથી, પણ આટલી બધી રકઝક પછી આપની પાસેથી ખરૂં જાણવા માંગું છું. આપ ખરૂં કહેશો તેથી હું એમ નહીં માનીશ કે આપ પકડાઇ ગયા; પણ હું તો ઓર એમ માનીશ કે, આપ ખરા કાંએલ કે આપનાં દુશ્મનોથીં આપ જરા પણ સપડાયા નહીં, પણ માત્ર પરિણામે આપે પોતેજ આપનું નિખાલસ દિલ બતાવ્યું."

"વાહાલી! હવે એ વાત બાજુપર નાંખ. હાલ તરત એ વિષે હું કંઇ પણ વધારે બોલવા માંગતોજ નથી. હું જોઉં છું કે મારા દુશ્મનો હજી કેટલીક તજવીજો ચલાવે છે, અને છેવટ મને ફસાવવામાં ફાવે છે કે કેમ?"

"પણ ત્યારે આપ પોતે હજી પણ ખુલ્લાં દિલથી નહીંજ બોલો કે?"

"બસ, હમણાં હવે એ વાત બંધ કર. પછી થઇ રહેશે. હવે એ વાત કરશે તો મારો મિજાજ ફરી જશે ને તેમાં તારા જીવને પણ કંકાશ થશે!"

"તો ઠીક, હવે નહીં બોલું, માફ કરજો પ્રાણનાથ! ભૂલ થઇ!" કહીને મધુરી બોલી "આપને જેમ યોગ્ય લાગે તેમ ખરૂં!"

કહેતાંજ મધુરીની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં, અને તેણીને એટલું તો ઓછું આવી ગયું કે તેણી ડુસ્કે ડુસ્કાં રડવા લાગી !

મધુરનું મન પણ હેતે પીગળ્યું. પોતાની પ્રિયાને રડતી જોઇ તેને પણ રડવું આવી ગયું, અને તે બોલ્યો " પ્રિયા, છાની રહે. રડ નહીં. બસ, હવે તું જ્યારે મારા પ્રત્યે આટલી બધી પીગળી ગઇ છે ત્યારે હું પણ જે ખરૂં છે તે કહી દેવાને અચકાતો નથી ! તે નાયકણી છબિલીના સંબંધમાં ટુંકમાં હું એટલુંજ કહીશ કે તેં જે જે વાત સાંભળી છે તે તમામ ખરી છે, અને ચંડાળશંકરની સોબતે હું તે ખરાબ રસ્તે ચઢયો, એ પણ ખરૂં છે ! પણ પ્યારી! બનનારી બની ! થનારી થઇ ! હવે મને પસ્તાવો થાય છે, અને પસ્તાવો થયાથીજ તારી સમક્ષ મારૂં પાપ મારે મોંઢે કબૂલ કરી દીધું છે ! પણ હવે તારા મનમાં આ બાબતમાં જરા પણ કીનો નહીં રાખશે, એવી હું આશા રાખું છું. મારાં પાપનો હવે મને પુરો પસ્તાવો થાય છે ! "

" ફકર નહીં. તમે તમારે મોંઢે કબૂલ કીધું, અને તમે પોતે પસ્તાવો કરો છો તો તેજ પૂર્ણ છે. ખેર ! બનનારી બની ! હવે સમજી વિચારી ચાલશો તો બસ છે. માણસ માત્ર ભૂલ કરવાને સર્જેલા છે, પણ વારમવાર ભૂલ થાય નહીં એટલી દઢતા રાખવાની છે. " કહીને પોતાના પતિને બાઝી પડી, ને હેતમાં ઉભરાઇ જઇને જણાવ્યું, " વાહાલા ! તમે પણ બડા પાકા તો ખરા ! આખરે તમે પણ ખુલ્લાં દિલથી કહી દીધું, પરંતુ મારી બાતોના પંજામાં તો નહીંજ પકડાયા ! આજ તમારી ઉસ્તાદી કંઇ જેવી તેવી કહેવાય નહીં

" પ્રિયા ! હું તારે મોઢે પહેલાંથીજ ખરેખરૂં કહી દેત, પણ મારા દુશ્મનોને હાથે હું સપડાવા માંગતો નહોતો. તું તો મારી અર્ધાંગના છે, અને તારી પાસે ખરૂં કહેવામાં મને જરા પણ વાંધો નહોતો, પરંતુ મારા દુશ્મનોનાં ચઢાવ્યાથી તું ચઢતી હતી, અને તેવામાં હું જો સપડાઇ જાઉં તો મારા દુશ્મનોનું ચઢી વાગે ! હવે તો તેઓ પણ ઢીલા થઇ ગયા હશે, તેમ છતાં હવે તેમને સપડાવવાને તજવીજ કરવી પડશે, માટે તું જો મારીજ હોય તો તેમને સકંજામાં લેવામાં મને મદદ કરશે, એવી હું આશા રાખું છું. "

" તેમ કરવાને હું બંધાયલી છું પ્રાણનાથ ! આપને માટે આ ગરદન જાય તોપણ શું થયું ! આપ મને કુવામાં ઉતરવાનું કહેશો તો તે પણ હું કબૂલ કરીશ. "

" તે તો મારી ખાત્રિ છે વાહલી ! પણ હવે આ બાબતમાં શું તદબીર કરવી, અને કયો રસ્તો લેવો તે વિષે હવે પછી આપણે નિરાંતે નક્કી કરીશું. "

" વારૂં પ્રાણનાથ. પણ હવે તો આપ મને વચન આપશોની કે હવે પછી એવે રસ્તે આપ કદી પણ નહીંજ દોરાશો ? "

" એવી વાતજ ન કર. હવે પછી હું કદી પણ ખરાબ રસ્તે નહીં જાઉં. લે આ વચન. " કહીને મધુરે તેને વચન આપ્યું.

" બસ. આપનું વચન હું માનું છું. આપના કહેવા પર મને પૂરતો વિશ્વાસ છે. ઇશ્વર આપનું દીર્ઘાયુષ્ય કરો ને મારૂં સૌભાગ્ય અખંડ રાખો ! "

બાદ તેઓ બંને નિઃકપટપણે વરતવા લાગ્યાં, અને અન્યો-અન્યનાં મનના મેલ દૂર થયા.

# પ્રકરણ ૧૨ મું.

## દોહરો.

પ્રપંચ બીજા આદરે, કરવા કંઇ કંઈ ઘાટ;
મિત્રો પણ દુશ્મન રૂપે, કરે અતિ ઉત્પાત !

## પ્રપંચની પથારીઓ !

વરણશંકરને તો મધુરે ઝાડુ પકડાવી બંગલામાંથી હાંકી કહાડયો, પણ તેથી વરણશંકરનો મિજાસ તાતો, માતો ને રાતો બની ગયોં હતો ! તે તાબડતોબ ચંડાળશંકરને ત્યાં ગયો, અને મધુરના બંગલામાં પોતાના પર વીતેલી વિટંબણાની વાત કહેતાંજ ચંડાળશંકર બોલી ઉઠયો " અરે મુરખા ! તેં પણ શું કાચું કાપ્યું ! ચેક હાથમાં આવેલો ગુમાવ્યો, અને ઉપરથી ધપ્પા ખાધા ! તું આવો શૂરવીર થઇને પણ આ શું હિચકારૂં કામ કીધું ! જારે જા ! તું મરદ બચ્ચો ને પાકો પેહેલવાન છતાં આવું બાયલાપણું બતાવ્યું ! તારી હુશિયારી તે વખતે ઉંઘી ગઇ હતી કે તું કંઇ ભાંગ ચઢાવીને ત્યાં ગયો હતો ! તું જો ધારતે તો મધુરને તો તેના બંગલામાંજ પૂરો કરી નાંખતે, અને તેને ઠંડોગાર બનાવી દેતે; પરંતુ તું આમ અંજાઇ કેમ ગયો તે મને સમજાતું નથી ! આંખર પણ લાડુભટ તે લાડુભટ ! "

" ભાઇ ! તેના બંગલામાં મારૂં બળ કેમ વપરાય ? તે વખતે હેને હું મારામાર કરવા જતે તો મધુર મને તેજ વખતે પોલીસમાં



"અરે મુરખા, તેં પણ શું કાચું કાપ્યું!" (પાનુ ૩૯૨)

બંધાવી દેતે! તેમાં શું સાર? માટે મેં પણ તે વખતે ધીરજ પકડી હતી, અને હવે વળી તેને જોઇ લેવાશે!"

"પણ મધુરીથી તું ભોળવાઇ તો ગયોની? તે બાયડીએ તને પણ બનાવ્યો!"

"તેણીએ મને બનાવવાને માટે આમ કીધું, એવું તો હતુંજ નહીં, પણ મધુર ઘણો પાકો ને ચોકઠાં ગોઠવનારો પણ બડો ઉસ્તાદ તેથી તેણે પોતાની બાયડીને ઉંધું ચત્તું કહીને સમજાવી દીધી! મેં તો તેણીનાં મગજમાં બરાબર વાત ગોઠવી આપી હતી, પણ મધુરે તેણીને પાછી ભમાવીને ભોળવી નાખી ને મને વચમાં બોલવાનો પણ વખત નહીં મળ્યો તેથી મારૂં કંઇ ચાલ્યું નહીં!"

"એજ હરામખોર મધુરની ચતુરાઇ છે તો! તેની ચાલાકી તેમાંજ તપાસવાની છે! તે એવો ચબરાક છે કે જ્યારે ને ત્યારે ગમે તેમ ઉલથાપ આપીને પણ તે છટકી જાય છે! અરે મેં એવી તો કંઇક બાજીઓ રચી, પણ તેમાં હું ફાવ્યોજ નહીં! તોપણું એકનો મુદ્દો એવો હાથ લાગ્યો હતો કે તેમાં તે સપડાવવોજ જોઇતો હતો, પરંતુ તેમાંથીએ તે અજીત છટકી ગયો, એ બડી નવાઇની વાત થઇ! હવે શું રસ્તો લેવો તે મને સુઝતું નથી! હવે તો કંઇ જૂદેંજ રસ્તે કામ લેવું જોઇએ યાર! ગમે તેમ કરીને મધુરને ફસાવવો તો ખરો."

"હવે તેની બાયડીને વચ્ચે લાવવાની પંચાત મૂકી દો; કારણ કે આખર પણ તેઓ એકનાં એક, માટે હવે માત્ર મધુરને કોઇ આડે રસ્તે ફસાવવાની તજવીજ કરીએ."

"પણ તે રસ્તો શોધી બતાવે તો તેમ કરવામાં હું તો તઇયાર છું."

"આપણે કોઇ નવા માણુસ મારફતે કામ કરવું, કે જેને મધુર પણ જાણુતો નહીં હોય. તે માણુસ પણ મારી પાસે છે, અને તેને હવે ઉભો કરવો જોઇએ."

"તે માંણુસનું નામ શું ને તે કયાં રહે છે વારૂ ?"

"તેનું નામ ફુડાકાદાસ છે, અને તેની ઓળખાણુમાં ચંબેલી નામની રાંડ છે. તે રાંડના મોહમાં મધુરને નાંખવાની તજવીજ કરીએ, અને પછી તેમાં તેને ફસાવીએ."

"એ પણુ ઠીક રસ્તો છે. ચાલો ત્યારે ફુડાકાદાસને મળીએ. તે કયાં મળશે ?"

"હમણાં ચંબેલીને ત્યાંજ હશે, અને ત્યાં જઇશું તો ચંબેલીને પણુ સમજાવી શકાશે. તેણીને પણ પહેલાંથી ભણાવવી જોઇશેની!"

"તો ચાલો, ઉઠો. વળી વિલંબ કરવાનું શું કામ ?"

આમ કહી ચંડાળશંકર તથા વરણુશંકર પેલી ચંબેલીને ત્યાં જવાને ઉપડયા, અને રસ્તામાં પોતાની ધારેલી બાબતનાજ તડાકા હાંકતા ચાલ્યા.

ચંબેલી અને ફુડાકાદાસ આનંદમાં બેઠાં હતાં, અને તેઓ પણુ કોઇ ફૂળને બનાવવાનો મનસૂબો કરતાં હતાં. એટલામાં ચંડાળશંકર અને વરણુશંકર જઇ પોહોંચતાજ ચંબેલી ઉઠીને બાજુના રૂમમાં ગઇ, અને ફુડાકાદાસે તેમને આવકાર આપીને પોતાની પાસે બેસાડયાં. ફુડાકાદાસને વરણુશંકર સાથે ઘણો સારો સ્નેહ સંબંધ હતો, તેમજ

ચંડાળશંકરને પણ તેની સાથે સલામ વેહેવાર હતો. પ્રથમ ત્રણે જણા પરસ્પર આવભાવની વાતો કરવા લાગ્યા, અને પછી વરણશંકરે કહ્યું "ફેંડાકાદાસ, એક સદ્ધર ફૂળનો શિકાર હાથમાં છે, માટે તું જો અમારી સાથે સામિલ થાય તો બરાબર કામ પાર પડે ને આપણાં ખીસાં ભરાય! કેમ ભાઇ સાહેબ, શું વિચાર? તું તે કામમાં પડવા માંગે છે કે નહીં?"

"હું તો તમારી સાથે ખુશીથી જોડાઉં, પણ આપણો શિકાર ખાલી નહીં જાય તેવું ફૂળ છેની? કેમકે એક વાર બદનામી લઇએ તો તેમાં પાર પડવું જોઇએ. મેહેનત ફોગટ જાય તો પછી કંઇ મઝા નહીં. કેમ ખરૂં કેની વારૂં?'

"અરે બહુ મઝાનું ફૂળ છે, અને જોત જોતામાં બની જાય તેમ છે! કમમાં કમ પાંચ પંદર હઝારમાંથી તો નહીંજ જઇશું! પછી કેમ?"

"તો હું તમારી સાથે જે કહો તે બજાવવા તઇયાર છું."

"તું એક કામ કરજે. આજે ચંબેલીને તારી સાથે ભપકાદાર ડ્રેસ પહેરાવીને બેન્ડ સ્ટાંડપર લઇ જજે, અને ત્યાં પેલા મધુર શેઠની ગાડી પણ આવશે; કેમકે તે ત્યાં દરરોજ ફરવા જાય છે. તેને તું ત્યાંજ કોઇ પણ પ્રકારે મળજે; અને અહીં તે આવે તેવો રસ્તો કરજે. તેનો પગ અહીં થશે તો તે પછી તે સજ્જડ સીસામાં ઉતરી જશે! પણ શરત એટલી કે તેની પાસેથી જે પણ મળે તેમાં આપણા ચારેનો ભાગ. કેમ, ખરૂં કેની?"

"તે તો વાજબી વાત છે." ફેંડાકાદાસે જણાવ્યું "વારૂં ઠીક છે. મતલબ સમજી ગયો, અને હવે એ વાતને માટે હું આજથીજ

કાળજી રાખીશ, ને ઇશ્વર કરશે તો કામ પાર પણ પાડી આપીશ. રો મધુર આ બાબતમાં ચીરાય તેવોજ છે, અને તેનું નામ મેં પણ સાંભળ્યું છે. તમે ફૂળ તો સબ્બર શોધી કહાડયું છે. અરે એ તો કામ ફતેહ !"

"ત્યારે હવે અમે રજા લઇશું, અને તમને રાતના પાછા મળીશું."

"ભલે; પણ રાતના નવ વાગા પછી મળજો; કેમકે અમે બાહાર જઇશું તેથી રાતના આઠ નવ વાગે અમે પાછા આવી શકીશું. વળી કદાચ ધારો કે મધુરને લપટાવીને આજે ને આજેજ અહીં લાવ્યા તો તે પણ નવ વાગા સુધી તો અહીં રેહેશેજ, માટે તમે આવો ને તે પણ અહીં હોય તો વળી તે છટકી જાય !"

"તે પણ ખરૂં છે. અરે અમે તો ઠેક દસ વાગે આવીશું. પછી કેમ ?"

"તો વળી વધારે સારૂં. જરૂર તેમજ કરજો. તે વખત ઠીક છે."

"વારૂ ત્યારે સાહેબજી." કહીને ગંડાળશંકર તેમજ વરણ-શંકર ત્યાંથી ખુશાલિમાં ઉઠીને પોતાના ઘર તરફ ચાલ્યા.

ચંબેલી, જે બાજુના રૂમમાં બેઠી હતી તેણીએ ઉપલી તમામ વાત સાંભળી હતી, તેથી તેણીએ હવે બાહાર આવીને ફુડાકાદાસ પ્રત્યે પુછ્યું "આ આવ્યા હતા તે કોણ હતા ? તમારા ભરોસાના માણસો છે કે ?"

"મારા ખાસ મિત્રો છે ને મારા ખાત્રિના સ્નેહીઓ છે: તેં વાત તો સાંભળીની ?"

"હા. તે તો સાંભળી; પણ જે મધુર શેઠનું નામ દીધું તે તો પેલી છબિલીનો શેઠ છે!"

"તેમાં આપણને શું લેવા દેવા છે? આપણને તો માત્ર તેની પાસેથી કંઇ મોહટી ધાપ મારવાની હિકમત કરવાની છે, અને તેને બરાબર બનાવવો છે, એટલુંજ કામ છે."

"અને તેમ કરતાં કંઇ ફસાઇ જઇશું તો પિડા પડશે જો!"

"અરે તું જો તો ખરી! એવી હિકમતથી કામ કરીશ કે મધુર તો શું, પણ તેના જેવા ભલભલાને બનાવી લઉં તો!" કહીને ફડાકાદાસે આ વાત આટલેથીજ અટકાવી, અને પછી ચંબેલી તેમજ તે જમવા ખાવાની ખટપટમાં પડયાં.

સાંજે પાંચ વાગ્યા પછી ચંબેલી અને ફડાકાદાસ બરાબર ભપકા કરીને એક ભાડાંની બે ઘોડાની ગાડીમાં બેસીને બડા હાડમાં બેંડ સ્ટાંડ પર ગયાં, અને ત્યાં બાજુમાં ગાડી ઉભી રાખી દરિયાની હવા ખાતાં બેઠાં. સુમારે અરધા કલાક પછી મધુર મધુરીની ગાડી પણ ત્યાં આવી પોહોંચી, અને તેમની ગાડી થોડેક દૂર ઉભી રહી. મધુરની તરફ આંગળી કરીને ફડાકાદાસે ચંબેલીને બતાવી કહ્યું "આ પેલો મધુર અને તેની સાથે તેની બાયડી છે! જોયાં કે?"

"હા જોયાં. તેઓ પણ ઘણાં પંઇસાદાર જેવાં લાગે છે જો!"

"અલબત. તેમાં તો તેને બનાવવાની મેહેનત કરવી છે."

બાદ ફડાકાદાસે પોતાની ગાડીને લગાર આગળ લેવડાવી, અને મધુરની ગાડીની જરાક નઝદીકમાં ઉભી રખાવી. તેને જોતાંજ મધુરીએ પૂછયું "પ્રાણનાથ, આ કોઇ રાંડ છે કે ગૃહસ્થી છે?"

"તે કેમ ખબર પડે ?" મધુરે જણાવ્યું "મુંબઇમાં ગૃહસ્થી સ્ત્રીઓ ને નાયકણી એકદમ ઓળખાઇ શકાતી નથી! કેમકે બંનેના ભપકા ને લટકા મટકા ઘણું કરીને સરખાજ થાય છે ! હશે ! આપણને તેની શી પંચાત ?"

મધુરીએ તે વાતની વધુ ચરચા ચલાવવાની દરકાર કરી નહીં, તોપણ મધુરે તો પેલી ગાડીમાં બેઠેલાંઓને ઓળખી લીધાં હતાં; કેમકે મધુરની અસલની નાયકણી છબિલીને ત્યાં ચંબેલી પણ અવારનવાર આવતી હતી. તેણીની તરફ મધુરે તાકીને જોવાનું તો ઘણુંએ મન કીધું હતું, પણ પોતાની પાસે બેઠેલી મધુરી રખે તેથી વેહેમાઇ જાય એમ ધારીને તે તેણીની તરફ નજરજ કરતો નહોતો, અને પોતાનું વધારે સતાપણું બતાવવાને ખાતર તેણે પોતાની ગાડી વધારે આગળ લેવડાવી, જેથી ચંબેલીની ગાડીને હવે વધારે છેટું પડી ગયું.

"પ્યારા, આ ગાડી તો વધારે દૂર જઇને ઉભી !" ચંબેલી ધીરેથી ફડાકાદાસ પ્રત્યે બોલી "આપણી ગાડી પણ તેની પાછળ લઇશું ?"

"નહીં. તેમ કરવું મુનાસબ નથી. બીજી તદબીર કરવી પડશે." કહીને ફડાકાદાસ લગાર વાર વિચાર કરીને ગાડીમાંથી નીચે ઉતર્યો ને બોલ્યો :" ચંબેલી, તું ગાડીમાં બેશજે, અને હું હમણાં ફરીને આવું છું "

"વારૂં. આપ ભલે પધારો. પવન સારો આવે છે તેથી મને તો આનંદ મળશે. પણ તમે પેલાને મળવા જાઓ છો કે શું ?"

"જોઉં છું. જો મળાશે તો મળીશ, અને નહીં તો બીજી કોઇ હિકમત ચલાવીશ. ગમે તેમ કરીને પણ મધુરને મારે મળવું તો છેજ, પણ પ્રસંગ મળે તો બધુંએ ઠીક થાય. તું ગાડીમાંથી ઉતરતી નહીં, અને હું આટલામાંજ ફરૂં છું"

"વારૂં વાહલા; પણ બનતાં સુધી વેહેલાજ આવજો."

"અરે અરધાએક કલાકમાં તો હું પાછો આવીશ." કહીને ફડાકાદાસ આસ્તે કદમે ફરતો ફરતો મધુરની ગાડી પાસે પોહોંચ્યો, અને તેની છેક નજદીકમાંથી પસાર થઇને લગાર આગળ વધ્યો.

"પ્રાણનાથ, આ માણસ પેલી ગાડીમાં બેઠો હતો તેજ જાય છે કે?" મધુરીએ પોતાના પતિ પ્રત્યે પૂછ્યું "એને આપ મળીને પૂછો તો ખરા કે એ કોણ છે?"

"મારે મળીને અને પૂછીને શું કામ છે? એવા તો મુંબઇમાં સેંકડો ને હજારો રખડે છે! મુંબઇમાં પગે રખડનારાઓની પણ ખોટ નથી, તેમજ ગાડી ઘોડે ફરનારાઓની પણ ખોટ નથી! અહીં તેમના શું હિસાબ છે?"

"પણ કોઇ સારો માણસ હોય ને મુલાકાત થાય તેમાં તમારૂં શું બગડયું? ઓળખાણ તો મોહટી ખાણ છે પ્રાણનાથ! માટે આપ તેને મળો ને પૂછપરછ તો કરો કે તે કોણ છે?"

"એમ? તો લે આ ચાલ્યો." કહીને મધુર પણ પોતાની ગાડીમાંથી ઉતરીને ફડાકાદાસની પાછળ ઝડપમાં ગયો, અને તે જોકે લગાર વધારે લાંબે ગયો હતો, તોપણ ઉતાવળી ચાલે ચાલીને મધુરે તેને પકડી પાડયો, અને દરિયાની ફૂટ પાથ પર તેઓ બંને

થોડે થોડે અંતરે ચાલ્યા. થોડાંક કદમ તે પ્રમાણે ચાલ્યા પછી ફકડાદાસે એક નિમિત્ત કહાડી પૂછયું "આજની હવા કંઇ સારી નથી! કેમ શેઠ? તમને કેમ લાગે છે? જાણે ગરમ ગરમ હવા આવે છે; નહીં વારૂં?"

"હાજી. એમ છે તો ખરૂં." મધુરે જણાવ્યું "આપને મેં કંઇ જોયા છે, પણ મને યાદ આવતું નથી! આપનું નામ શું છે સાહેબ?"

"જી? મારૂં નામ ફકડાદાસ છે, અને મેં પણ આપને કોઇ ઠેકાણે જોયા છે, પણ કયાં જોયા હતા તે મને પણ યાદ આવતું નથી! આપનું નામ શું છે સાહેબ?"

"મારૂં નામ મધુરભાઇ. મને લાગે છે કે છબિલીને ત્યાં મુઝરામાં આપણે કંઇ મળ્યા હતા. કેમ? તમને કંઇ યાદ આવે છે?"

"હા, બરાબર." ફકડાદાસે જણાવ્યું "પણ એ વાતને ઘણા દાહડા થઇ ગયા તેથી ભૂલી ગયા. વારૂં સાહેબ, આપ ખુશીમાં તો છો?"

"હાજી; અને આપ પણ ખુશીમાં છોની? તબિયત મઝામાં છે?"

"જી હા આપને દીઠે વિશેષ." મધુરે જણાવ્યું "હું ધારૂં છું કે આપની સાથે ગાડીમાં જે બાઇ છે તેનું નામ ચંપેલી છે. નહીં વારૂ?"

"હાજી." ફકડાદાસે હવે પોતાના પ્રપંચનો પ્રારંભ કીધો "હવે આપ છબિલીને ત્યાં જાઓ છો કે નથી જતા?"

"નહીં રે, નહીં! તેણીને તો મેં કયારની છોડી છે! તેણી ઘણી લુચ્ચી નાયકણી છે! તેમજ વળી બેઇમાન પણ છે!"

"હાજી. તે માણસ કંઇ સારૂં તો નથીજ. તમે તેણીને છોડી તે ઠીકજ કીધું; તો પણ તમને ગાયનનો ઘણો શોખ છે તેથી—"

"શોખ તો છે, પણ હું ગાયન સાંભળવાને કેથે જતોજ નથી: કેમકે તેમાં મારી આબરૂ નહીં. તમે સમજ્યાની?"

"પણ કોઇ સારી આબરૂદાર નાયકાણીને ત્યાં ગાયન સાંભળવાને જવામાં શું હરકત છે? એ તો એક મરદનો શોખ છે, અને ગાયન-કળાનો શોખ પણ જે ખરા મરદો હોય છે તેમનામાંજ જોવામાં આવે છે."

"તે ખરૂં છે, પણ તેવું કોઇ ઘર મારી નજરમાં આવતું નથી! મેં સાંભળ્યું છે કે તમારી ચંગેલી ગાયનમાં ઘણી ઉસ્તાદ ને કાબેલ છે. જોકે મેં પોતે તેણીનું ગાયન સાંભળ્યું નથી, તોપણ મારા કેટલાક મિત્રોને મોઢેથી મેં તેણીનાં ભારે વખાણ સાંભળ્યાં હતાં! મારે તેણીને ત્યાં જવાનો કદી પ્રસંગ નહીં તેથી અં—અં—અં—"

"પ્રસંગ નથી તેમાં શું થયું? તમે ખુશીથી ત્યાં પધારો. ત્યાં મારા શિવાય બીજા કોઇનો પગ પણ નથી, અને તમે ત્યાં આવશો તો કોઇ બીજાને ખબર પણ પડે, તેમ નથી. આજેજ રાતના પધારજોનની. પધારશો? તમે આવો તો મુઝરાની ગોઠવણ પણ કરીશ."

"તમને એટલી બધી તસ્દી આપવી ઠીક નહીં. માફ કરો. વળી બીજે વાર થઇ રહેશે."

"પણ અચકાઓ છો શા માટે? ખુશીથી પધારજો. એમાં મને તસ્દી શું છે? તમે આવશો તો મને ઓર વધારે મોજ પડશે

ને હું ઘણો ખુશી થઇશ, તેમજ ચંબેલી પણ તમને જોઇને ખુશી થશે. તેણીનો સ્વભાવ કોઇની માફક એહો કે તોછડો નથી, પણ તેણી ઘણી મિલનસાર ને સુજ્ઞ સ્વભાવની છે, તેમજ બીજી નાયકણી-ઓની માફક તેણી કંઇ લોફર પણ નથી."

"તે તો મને ખબર છે કે તેણી ઘણી આબરૂદાર ને પંકાયલી નાયકણી છે, અને તેની સાથે વળી તમારા જેવા સારા માણસનો તેણીને સંગ છે, એટલે તેણી સારી રીતમાં રહેતી હોય તેમાં પણ વાંધોજ નહીં; પણ ત્યાં આવતાં મારો પગ જરા અચકાય છે!"

"શા માટે? શરમાવાનો શો સબબ? તમને મારા સમ છે. તમે આજે જરૂર આવજો. તમે કહો તો તમારે બંગલે તમને તેડવા આવું? પછી તો શરમ નહીં લાગેની?"

"તેડવા આવવાની કંઇ જરૂર નથી. હું પોતેજ આવીશ રાતના નવેક વાગ્યાને સુમારે આવી શકાશે, અને મારાથી વધારે થોભાશે નહીં; કેમકે વધારે ઉજાગરો કરવાની મને ટેવ નથી."

"તેને માટે હરકત નથી. તમારી ખુશી હોય ત્યાં સુધી બેસજો સાહેબ; પણ જરૂર પધારજો."

"જરૂર આવીશ તમારો આટલો બધો આગ્રહ છે તો આવીશજ."

આમ વાતચીત કરતાં તેઓ બંને પાછાં વળ્યાં, અને પોતપોતાની ગાડીમાં બેસી ગયાં. ફડાકાદાસે તે તમામ વાત ચંબેલીને કહી, પણ મધુરે પોતાની પ્રિયાને તો અધર ઉડાવી! તેણીએ પૂછ્યું "કે પ્રાણનાથ, એ માણસ કોણ છે? આજે એની સાથે વાતો તો ઘણી વાર સુધી કરી!"

" હા વાહલી, એ કાઠિયાવાડના એક રાજાનો કારભારી છે." મધુરે સૂકી હોકી " માત્ર મુંબઇમાં કંઇ રાજના કામ માટે આવેલો છે. પોતે માણુસ ઘણો ભલો લાગે છે."

" પણ ત્યારે એની સાથે ગાડીમાં એની બાયડી બેઠી છે કે શું ?"

" તેમજ હશે. મેં તેને તે વાત પૂછી નથી; કેમકે બઇરાંની પંચાત પૂછવાની માંરે કંઇ મતલબ નહીં. વળી તેની સાથે નવીસવી ઓળખાણ થઇ તેમાં એવી વાત એકદમ પૂછાય પણ નહીં, તોપણ મારાં ધારવા પ્રમાણે તેની બાયડીજ હોવી જોઇએ."

" ત્યારે હું તેણીની સાથે ઓળખાણ કરૂં ? આપનો હુકમ હોય તો તેણીને મળવા જાઉં ?"

" હમણાં કાંઇ જરૂર નથી. વળી પાછી મુલાકાત થાય ત્યારે વાત."

બાદ સાયંકાળ થઇ જવાથી મધુરે ગાડી પાછી ફેરવાવી, અને પેલાં ફુડાકાદાસે પણ પોતાની ગાડી પાછી વળાવી, અને ત્યાંથી તેઓ પોત પોતાને મકાને ગયાં.

મધુર ઘેર જતાંજ ઝટપટ કપડાં ઉતારી જમવાની તાકીદ કરીને બોલ્યો " અરરર ! આજે પેલો રાજા જવાનો છે તેને સ્ટેશનપર વળાવવા જવું છે. અને મને તો તે વાતનું યાદ પણ રહ્યું નહીં!"

" કેટલે વાગે જવું છે પ્રાણનાથ ?" મધુરી બોલી " હજી તો ઘણો વખત છે."

" હા; આઠ વાગે અહીંથી નીકળવું જોઇએ, પણ કપડાં પેહેરતાં વાર થશેની ! માટે તાકીદે જમવાની તઇયારી કરાવી નાંખ કે પછી દોડાદોડી કરવી પડે નહીં."

"જમવાનું તો તઈયારજ છે પ્રાણનાથ. આપ પધારો છો?"

"ચાલો. હું પણ તેનીજ રાહ જોઉં છું." કહીને મધુર ઉઠયો, અને જમવા બેઠો. જમીને તરતજ કપડાંનો ભપકો કરીને ગાડી જોડાવેલી તઈયાર હતી તેમાં બેસી તે ચંબેલીના તરફ પોહોંચ્યો.

ચંબેલી આ વખતે મુઝરો ચલાવી રહી હતી. માત્ર ફકડાકાદાસજ ત્યાં બેઠેલો હતો; કેમકે મધુરનો આવવાનો વખત થયો હતો. મધુર જેવો આવ્યો કે તરતજ ફકડાકાદાસે તેને આદરમાન આપીને પોતાની પાસેજ તકીયે બેસાડયો, અને ચંબેલીએ પણ તેને ઘણી લાયકીથી સલામ કરીને તેનો સારો સત્કાર કીધો. ગાયન તો ચાલુંજ હતું, અને તે ગાયનની તો રમક ઝમકથી મધુર પણ ઘણો ખુશી થતો હતો. આ પ્રમાણે અરધો કલાક ચાલ્યા પછી મધુરે ચંબેલીના હાથમાં રૂ ૧૦૦ ની નોટનો કડકો આપ્યો, અને ઉઠવા માટે રજા માંગી, પણ ફકડાકાદાસે તેને આગ્રહ કરીને બેસાડયો, અને વળી એક વધુ ગાયનની લેહેઝત લીધી. બાદ ચંબેલી લગાર આરામ ખાવા બેઠી, એ દરમ્યાન મધુરે ફકડાકાદાસને પૂછયું "તમે રાત ને દાહડો અહીંજ રહો છો કે શું ભાઇ? ઘેર નથી જતા શું?"

"રાતના બાર–એક વાગાને સુમારે ઘેર જાઉં છું, અને ઘણું કરીને બપોરના બે ત્રણ વાગે દરરોજ અહીં આવું છું." ફકડાકાદાસે જણાવ્યું.

"ઠીક. એ સારી રીત છે. એમજ કરવું જોઇએ. પોતાના ઘરને પણ સંભાળવું જોઇએ. તમારી રીત મને પણ પસંદ આવી." મધુરે કહ્યું "પણ તમારી સ્ત્રીને આ બાબતની ખબર છે કે તેણીથી તદ્દન ગુપ્ત છે? હું ધારૂં છું કે અહીં તમે ગુપ્તપણેજ આવતા હશો?"

"તેમ કંઇજ નહીં. મારી સ્ત્રીને આ સઘળું માલમ છે. એટલુંજ નહીં પણ મારી સ્ત્રીને આ એંજેલી સાથે સારી દોસ્તી મેં કરાવી છે, અને તેણી પણ કોઇ કોઇ પ્રસંગે અહીં આવે છે, તેમજ એંજેલી પણ પ્રસંગોપાત મારે ત્યાં મારી સ્ત્રી પાસે આવે છે."

"ઓહો! આ તો ઘણી નવાઇની વાત તમે કહી! આવું બનવું તો મહા મુશ્કેલ!"

"આપનું કહેવું ખરૂં છે, પણ મારી સ્ત્રી ઘણી સમજદાર છે, અને મારી મરજી જાળવવા માટે હું જેમાં રાજી તેમાં તેણી પણ રાજી, એવા રૂપમાં તેણી રહે છે."

"એજ નવાઇની વાત છેની! બીજી બાયડીઓ હોય તો તેણીઓ તો આ બાબતમાં બળી મરે, ને ઘરમાં રાત ને દાહડો મરદનું લોહી પીએ!"

"મેં પ્રથમથીજ મારી બાયડીને આ બાબતમાં સમજાવી રાખી છે, અને તેથી તેણી આ એંજેલીના સંબંધમાં કશી કચકચ કે કનવાર કરતી પણ નથી. સારાંશમાં તેણી ઘણી સમજુ છે."

"એ બાબતમાં બેશક તમે ઘણા નસીબદાર છો, અને હુંજ માત્ર કમનસીબ છું!"

"કારણ? શું તમારી બાયડી તમને આવી બાબતમાં સતાવે છે? તમારાં બોલવાની મતલબ તો એમજ થાય છે કે, તેણી તમારી સાથે આવી બાબતમાં કજીયો કરતી હોવી જોઇએ!"

"અરે કજીયો તો શું, પણ જો તેણીને હમણાં ખબર પડે કે હું અહીં છું, તો તેણી ઘરમાં તોફાન મચાવી મૂકે ને મારાપર એટલો તો સીતમ ગુજારે કે હું પણ કંટાળી જાઉં!"

"એ તો ઘણુંજ ખોટું! મરદ પોતે સ્વતંત્ર છે, અને પોતાનો જીવ ચાહ્ય ત્યાં ફરવાને મુખત્યાર છે. આખો દિવસ કામકાજથી. થાકી ગયા પછી બે ઘડી જીવને આનંદ આપવાનું આ એક સ્થાનક છે, અને તેને માટે ઘરની બાયડી જો કચકચ કરે તો તેને દબાવી દેવી જોઇએ."

"તમારૂં કહેવું ખરૂં છે, પણ પ્રથમથીજ એવો દાબ મેં રાખ્યો નહીં તેથી હવે તેમ થઇ શકતું નથી! તેમ છતાં હવે કોઇ કોઇ વાર મારૂં માથું ફરે છે, ત્યારે હું તેણીને જો કે ધમકાવી શકતો નથી, તોપણ તેણીના લવારાને હસી કહાડું છું, અને કાનમાં ખુંમડાં ઘાલ્યા હોય તેમ મૂંગો બની જાઉં છું!"

"પણ શા માટે તમારે તમારી સ્ત્રીથી ડરવું જોઇએ? શું તેણી તમારૂં ગુજરાન પૂરૂં કરે છે? એ તો તમારી મોહટી ભૂલ છે. સ્ત્રી જાતીને તો દબાવેલીજ રાખવી જોઇએ. એક બે વાર તમે તેણીને તતડાવશો તો પછી તેણી નરમ પડી જશે."

"તેમજ કરવું પડશે." કહીને મધુરે ઉઠવા માંડયું, પરંતુ ફડાકાદાસે વળી તેને તાણ કરીને બેસાડયો, અને તોપણ બે ચાર મિનિટ વાત કરીને, અને આવતી કાલે પાછા આવવાનું વચન આપીને મધુર ત્યાંથી ઉઠયો, અને નીચે ઉતરી ગાડીમાં બેસી પોતાને બંગલે ગયો.

"વાહલા, આ મધુર છે તો બડો લેહેરી! જૂઆની જોત જોતામાં એક સો રૂપીઆ આપી ગયો! આ પ્રમાણે એ જો રંગ પર આવ્યો હોય તો કદાચ પાંચ સાત હજાર ચિરાય ખરો જો!"

"અરે પાંચ સાત તો શું પણ પચ્ચીસ હજાર એની પાસે ચીરાવીશું! એ તો આસ્તે આસ્તે બધું ઠીકજ થશે! ધીરે ધીરે હિકમતથી એને ફસાવીશું. આજે તો હજી પેહેલી વાર અહીં આવ્યો હતો, પણ આવતી કાલે વળી બીજી વાર આવશે એટલે વધારે છૂટથી વાતચીત થશે, અને જેમ જેમ મુલાકાતના પ્રસંગ વધતાં જશે તેમ તેમ તેને બનાવવાના અને ચીરવાના પ્રસંગ પણ વધતાં જશે. સઘળું ધીરજથી સારૂં થશે."

એટલામાં ચંડાળશંકર અને વરણશંકર ત્યાં આવી પોંહોંચ્યા. તેમને પણ ફડાકાદાસે આદરમાનથી પોતાની પાસે બેસાડયા, અને થોડી વાર આનંદમાં સામસામા હસ્યા પછી ચંડાળશંકરે પૂછ્યું "કેમ ભાઇ, પેલો શિકાર હાથમાં આવી ગયો કે? તે માણસ અહીં આવ્યો હતો કે કેમ?"

"હા. આવ્યો હતો ને હમણાંજ અહીંથી તે ગયો." ફડાકાદાસે જણાવ્યું.

"વારૂં પણ શું સાર નીકળ્યો? તેને કંઇ સીસામાં ઉતાર્યો કે નહીં?"

"એમ પેહેલી વારની મુલાકાતમાં કંઇ વળે? એ તો રફતે રફતે થશે. બે ચાર વાર અહીં આવે જાય ને તેને વિશ્વાસ બેસે પછી બીજી વાત બને."

"એ તો ખરૂં છે; પણ જોજે! ખામી આવવા દેતો નહીં, ફરી ફરી એવો તાલ નહીં આવે! વળી તારી સાથે એટલી શરત કે તેની પાસેથી જે પણ મળે તેમાં તારો, મારો, ચંબેલીનો અને આ વરણશંકરનો ભાગ. કેમ કબૂલ કેની?"

"તેમાં વળી કહેવાની શું જરૂર ? એ તો ધારોજ છે કે જેટલા સામેલ હોય તે તમામનો ભાગ ગણાય. તેને માટે તારે કશી ફીકર કરવી નહીં ભાઈ. આપણે સઘળા વેહેંચીને ખાઇશું."

"તે તો તમારે માટે મને પૂરતી ખાત્રિ છે કે તમે કદી પણ વિશ્વાસઘાત કરશો નહીં."

"અરે ભલા માણસ ! તેમ કરવાથી શું મારી હવેલી ઉંચી થઇ જવાની છે? સઉ સઉનાં નસીબનું લે છે ને દે છે. એમાં કંઇ મોહટી વાત નથી. દુનીઆમાંથી શું સાથે લઇ જવાનું છે ?"

"આપનું કહેવું તમામ વાજબી છે." ચંડાળશંકરે કહ્યું "પણ તમે હવે શું તદબીર કરવા માંગો છો. અને મધુરને કયે પ્રકારે બનાવવા માંગો છો ?"

"એ તો જે વખતે જે તદબીર ચલાવવી ઘટશે તે ચલાવીશું. વખત તેવી વાત થશે. શું રંગ આવશે ને શું બનશે તે અત્યારથી હું કેવી રીતે કહી શકું ?"

"પણ તેમાં અમારી મદદની જરૂર હોય તો અમને કહો. અમે પણ કહો તેમ કરવાને તઇયાર છીએ; કેમકે અમે ભાગ ખાઇશું તો અમારે તે કામમાં મેહેનત પણ લેવી જોઇએ."

"તમારી મેહેનતની જરૂર નથી. તમને જો તે જાણશે તો વળી ભડકી જશે; કેમકે હમણાંજ કેટલીક વાત નીકળતાં તમો બંનેને માટે તે ઘણું ખરાબ બોલતો હતો, અને તેથી મેં તેને એવા રૂપમાં વાત કરી છે કે તમારી સાથે મારે જાણે કશી ઓળખાણજ નહીં હોય ! માટે તમે પણ તેમજ બતાવજો, અને વારે વારે તમે અહીં આવશો પણ નહીં; કારણ કે જો તેઓ તમને



" આપણે સઘળા વેહેંચીને ખાઈશું." (પાનું ૨૦૮)

અહીં જાશે તો પછી વહેમાઇ જશે ને તમામ બાજી બીફરી જશે, માટે તમે દૂરજ રેહેજો."

"એ પણ તમારી વાત ખરી છે, અને હવે અમે બે ચાર દિવસ અહીં આવીશું પણ નહીં."

"કદાચ આવો, તોપણ રાતના છેક દશ વાગા પછી આવજો કે મધુર અહીં હોય નહીં."

"અરે પણ અમારે જમણાં થોડા દાહડા અહીં આવવાની જરૂર પણ શું છે?"

"જેમ તમારી મરજી. તમે નહીં દેખા દેશો તેમાંજ વધારે સારૂં છે."

બાદ ચંડાળશંકર અને વરણશંકર ત્યાંથી ઉઠીને પોતાને ઘેર ગયા.

"ચંબેલી! આ હરામખોરોની મતલબ તું સમજી કે? મધુરને બનાવવાની બદનામી આપણને લેવાની, અને ભાગ લેવાને એ લોકો તઇયાર બેઠા છે! એટલે એ લોકોને મફતનો માલ પચાવવો છે! પણ એમને હજી ખબર નથી કે હું એમને પણ ખોસામાં નાખું તેવો છું!"

"પણ જે કંઇ મળશે તે એમને લીધે મળશે કેની? એ લોકો જો આપણી પાસે એ વાત લાવ્યા નહીં હોત તો આપણે હાથ એ શિકાર આવત પણ કયાંથી? માટે એમને પણ થોડું ઘણું આપવું તો જોઇશેજ."

"શું આપે? વાલકેશ્વરના દરિયાના પથરા કે મહાબ્લેશ્વરની માટી? એક ફુટી બદામ પણ કેવી થાય છે! અરે પેલી છબિલાને

ત્યાં પણ એ લોકોએ કાવતરૂં કરીને મધુરને બનાવ્યો હતો એમ મેં સાંભળ્યું છે, અને તેણીને છેવટે રડાવી પણ એજ લોકોએ ! માટે એવાઓને આગળ વધારવામાં છેવટ આપણાં કર્મમાં તો ધૂળની ધૂળજ ! વળી કાળું કર્મ આપણે કરીએ, કંઇ રમખાણ જાગે તો આપણને પિડા વેઠવાની, અને જે ફળ મળે તેમાંથી તેમને આપીએ! અરે તું કંઇ ઘેલી થઇ છે ! એમ તે કદી બને કે વળી! એ લોકોને તો હાથેલીમાંજ ચાંદ બતાવવાનો ! આપણે આપણું ઘર ભરવાની વાત રાખવાની, અને તેમને જોઇએ તો ગટરમાં પડે !"

"તો જેમ તમારી મરજી. પણ ધારો કે તેમના હાથમાં કંઇ નહીં જાય ને તેથી તેઓ જો ફુટીને મધુરને પસરાવી દે તો પછી આપણું પણ શું વળે ? મધુર તેમના હાથમાં તો હશેજ કેની ?"

"નારે ના. મધુર તો તેમનો દુસ્મન છે, અને તેમનાં નામ જો મધુરની જાણમાં આવે કે તેઓ અહીં આવે જાય છે તો મધુર તેજ વખતે આપણે ઘેર આવવાનું પણ બંધ કરે ! તેથી તો મેં તે બંનેને કહ્યું છે કે તેમણે અહીં ઝાઝું આવવું જવું નહીં. હવે સાર સમજની ?"

"સમજી ! સમજી ! આ તો ઉલટીજ મોહોકાણ છે ! ત્યારે તો એ લોકોને આપણા બંગલામાં પેંસવા પણ દેવા નહીં જોઇએ. એમને સાફ કહી દો કે તેઓ અહીં આવેજ નહીં."

"હવે પછી તેઓ આવશે એટલે તેમને પણ આપણા બંગલામાંથી પેહેલાં કહાડવા પડશે."

"પ્યારા ! એમને તમો કંઇ પણ બીજી વાત કહેશો નહીં, તેમજ મધુર આવે છે એમ પણ જણાવશો નહીં. ખરી બાબત

જણાવશો તો એ લુચ્ચાઓ વળી કંઇ નવી તદબીર કરીને મધુરને ફીટાડવાની લુચ્ચાઇ કરશે !"

"અરે તે પહેલાં તો હું તેમને અહીંથી ખસેડવાની વેતરણ કરીશ."

"તોજ ઠીક. સારૂં થયું કે તમે મને પણ ખુલાસો કીધો." કહીને ચંબેલીએ મધુરની વાત ઉચ્ચારતાં પૂછ્યું "ત્યારે, મધુરને કેવી રીતે બનાવવો તે કંઇ કહેશો ? તેને માટે શું તદબીર બતાવો છો ?"

"આવતી કાલે તે પાછો આવનાર છે, અને તે આવ્યા બાદ હું કંઇ હિકમત કરીને અહીંથી ઉઠીને બાહાર કામે ચાલ્યો જઇશ, એટલે પછી તું તેને પ્યારમાં લપટાવજે, ને એની પાસે જે કંઇ હોય તે પડાવી લેજે. એ માણસ એવો રસિયો છે કે રંગપર ચઢશે તો તેજ ઘડીએ પોતાનો જીવ પણ કુરબાન કરી નાંખશે ! પણ તેની સાથે જે વાતચીત તું કરે તે જાણે મારી ચોરીથી કરતી હોય તેવાં રૂપમાં બોલજે એટલે તે વધારે પીગળશે ને તારી તરફ તેનું ખેંચાણ પણ વધારે થશે. તેને તું પ્યારમાં લપેટી લેવાની તદબીર કરજે, અને એટલામાં હું આવી પોહોંચીશ ને વળી કંઇ નવોજ રંગ ઝમાવીશ ! તું જોજે તો ખરી કે બરાબર અરધો લાખ તેની પાસેથી ઓકાવીશ, અને આપણે તેમાંથી તાજાં થઇ જઇશું ! તું જાણે છે ? એમ કરવા વગર આપણાં જેવાંથી પઇસાદાર થવાય નહીં તો ! બીજાઓ વેપાર રોજગાર કરીને પઇસાદાર બને છે તેમ આપણે પણ આ વેપારજ સમજવો."

બાદ ફડાકાદાસ તથા ચંપેલી તે વાત પડતી મૂકી બીજા રંગમાં ગુંથાયાં, તોપણ મનમાં મધુરને બનાવવાની બાજી તો ગુંથાયાંજ કરતી હતી.

મધુર પોતાને ઘેર ગયો ત્યાં સુધી મધુરી જાગતીજ હતી. તેણીએ મધુર પ્રત્યે પૂછ્યું "પ્રાણનાથ, વાર વધારે લાગી કંઇ?"

"હા વાહલી. સ્ટેશનપરથી હું જરાક ચંદની રાત હોવાથી ચોપાટીપર હવા ખાવા થોભ્યો તેમાં વાર લાગી."

"ઠીક પ્રાણનાથ."

બીજે દિવસે રાતના સાતેક વાગાને સુમારે મધુરે જલદીથી વાળું કરી લીધું તે જોઇ મધુરીએ પૂછ્યું "પ્રાણનાથ, આપ આજે પણ કેમ જલદી જમ્યા? આજે પણ કંઇ જવું છે કે શું?"

"હા. આજે પાર્ટીમાં જવું છે."

"ત્યારે તો મને પણ પાર્ટીમાં સાથે લેતાં જશોની?"

"તને નોંતરૂં ક્યાં છે?"

"આપને નોંતરૂં છે તો મને સાથે લેવામાં શું વાંધો?"

"તેમ કદી બનેજ નહીં. તને જૂદું નોંતરૂં આવે તોજ તારાથી અવાય. વગર નોંતરે આવવામાં તારી શોભા નહીં વાહલી."

"જેમ આપની આજ્ઞા; પણ પાર્ટીમાંથી આપને આવતાં અગયારેક વાગશે! કેમ?"

"હા. એટલા થશે ખરા. કદાચ પા કલાક વેહેલો પણ આવું."

"બનતાં સુધી, વેહેલાજ આવજો પ્રાણનાથ; કેમકે મને એકલીને અહીં ગમશે નહીં, અને આપ આવશો ત્યાં સુધી મને ઉંઘ

પણ આવશે નહીં વાહલા ! આપની રાહ જોતી, અને આપ આવશો ત્યાં સુધી હું બારીમાં ખુરસીપર બેસીજ રહીશ."

"મારાથી જેમ બનશે તેમ વેહેલોજ આવીશ."

"ઘણી કૃપા !"

બાદ મધુર સુંદર બે ઘોડાની ગાડીમાં બિરાજી ચંબેલીના ઘર તરફ ગયો. તેણે રસ્તામાં વિચાર કીધો કે "હવે આજે રાતના દશને બદલે બાર વાગતાં સુધી પણ ચંબેલીને ત્યાં થોભીશ તો કશો વાંધો નહીં આવે, માટે આજે તો બસ પેટ ભરીને તેણીને ત્યાં આનંદ ઉડાવીશ ને અમન ચમન કરીશ." આમ વિચાર કરતો તે તરતજ ચંબેલીને ત્યાં આઠ વાગાને સુમારે પહોંચ્યો. આ વખતે ચંબેલીએ ગાન તાન શરૂ કીધું હતું, અને તેટલામાં મધુરનાં પગલાં થતાંજ તેણી તેમજ ૫ડાકાદાસ હરખાઇ ગયાં, ને મધુરને આજે આગલા દિવસ કરતાં વધારે આવભાવથી આદરસત્કાર આપી બેસાડયો, અને પાનપટ્ટી આપ્યા પછી ચંબેલીએ વળી ગાયન શરૂ કીધું. ગાયનની લેહેઝત જબરી ઝામી ! મધુર ગુલતાન બની ગયો, અને પછી અગાઉથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે ૫ડાકાદાસ ત્યાંથી ઉઠીને કંઇક બહાને નીચે ઉતરી પડયો. આ જોઇ મધુર વધારે ખુશી થયો કે "હવે એકાંત વિલાસનો આનંદ અચ્છો આવશે." પણ ચંબેલીએ તેને એવો તો ચડસ લગાડયો કે મધુર તેણીનામાં ગાંડો ને ઘેલો થઇ ગયો ! આ લાગ જોઇ ચંબેલીએ કહ્યું "તમારા જેવા શેઠિયા મારે બારણે પધારે એ તો મારાં ધનભાગ્ય ! ૫ડાકાદાસ મારે ત્યાં આવે છે, પણ—"

"બોલતા અચકાઇ કેમ? બોલી દે. તારાં મનની ઉમેદ જાહેર કર?"

"તમે ફુડાકાદાસને વાત નહીં કરો તો કહું?"

"તેની તારે જરા પણ ફીકર રાખવી નહીં. મારા પેટમાંથી કંઇ પણ વાત બાહાર જાય તેમ નથી. તું જે પણ કહેશે તે તમામ ખાનગીજ રાખીશ, અને ફુડાકાદાસને તો શું પણ બીજા કોઇને પણ તે જાણવા દઇશ નહીં."

"મારે તમારી પાસે એટલુંજ કહેવાનું છે કે જો તમે મને ચાહતાજ હો તો તમારા શિવાય મારાં મકાનમાં બીજા કોઇનો પણ પગ નહીં હોય એવી રીતનો બંદોબસ્ત કરી આપો."

"તેમાં શું મોહટી વાત! તે તો સેહેલું છે; પરંતુ ફુડાકાદાસનો પગ તો રેહેશેની?"

"નહીંજી. તેનો પગ રાખવાની પણ જરૂર નથી. તે મૂઆ ભીખારી પાસે શું છે? તે કયાં ને તમે કયાં! તે એક ભુખટી બારસ ભઠિયારા જેવો છે, ને તમે મોહટા રાજા જેવા શેઠીયા છો. તમારા જેવાની સાથે બેસવા ઉઠવામાં પણ શોભા, પરંતુ તે લફંગા પાસે બેસવામાં શું શોભા ને શું ઇઝત? અરે મને તો તે હલકટ હરામખોર હડેધુતિયાનું મોં પણ ગમતું નથી! પણ તમારા જેવા મળે તો તેને છેડાય કેની?"

"પણ હવે મળવામાં શું બાકી છે? આજથી તું મારી ને હું તારો! બોલી જા. હવે કંઇ વધારે નક્કી કરાવવાનું રહ્યું છે?"

"અને મારા ખરચને માટે શું બંદોબસ્ત કરો છો?"

"તને કેટલો ખરચ છે ને તું શાની ઇચ્છા રાખે છે?"

"મને મહિનાનો એક હજારનો ખરચ છે, અને મારા અંગપર હાલ વસ્ત્રાલંકાર પણ મારાં કદ પ્રમાણે નથી, માટે તે સઘળાંનો વિચાર તમારે કરવાનો છે."

"વારું કબૂલ. તને દશ હજાર રૂપિયાના દાગીના બસ થશેની?"

"બસ થાય, પણ સારા દાગીના તેટલામાં કેવી રીતે બની શકે? કમમાં કમ પચ્ચીસ હજારના દાગીના હોય તો મારા દરજ્જા પ્રમાણે યોગ્ય કહેવાય."

"વારું પચ્ચીસ હજાર રૂપિયા આપીશ. પછી તો રાજી કેની?"

"પણ તે ઉપરાંત મને પંદર હજારનું કરજ છે. તેને માટે મારે શું કરવું?"

આ સાંભળતાંજ મધુર વિચારમાં પડયો અને થોડી વાર વિચાર કરીને બોલ્યો "કરજ પછી ધીમે ધીમે અપાશે તો નહીં ચાલે?"

"માંગનારાઓ થોભે તેમ નથીની! તેઓ કોર્ટે ચઢવા તઇયાર થયા છે તેથી કયાં તો તેમને મારે કરજ આપી દેવું જોઇએ અથવા કયાં તો મારે અહીંથી ભાગી જવું જોઇએ."

"તો ભલે! તે પંદર હજાર હું આપીશ; પછી તો તું રાજી કેની?"

"ઘણો ઉપકાર. આપના જેવા માનવંત શેઠિયા મળ્યા એજ મને મોહટો આનંદ છે, અને એજ હું મારાં ધન્ય ભાગ્ય માનું છું. તમે મારા પર જે મેહેરબાની ને માયા રાખી છે તેવી સદા કાયમ રાખજો, અને આજથી હું આપની તાબેદાર; પણ રૂપિયા કયારે આપશો?"

"હમણાંજ ચેક લખી આપું છું." કહીને મધુરે ખીસામાંથી ચેક બુક કહાડી, એટલે ચંબેલી તેનાં ગળામાં હાથ નાંખીને જાણે લાડ કરતી હોય તેવા લીડકા સ્વરે બોલી "ત્યારે હવે પૂરા પચાસ હઝારનોજ ચેક લખી આપોની. આટલી બધી મેહેરબાની તમે શેઠ-જીએ કરી છે તો થોડી વધારે નહીં કરો? તમારા જેવા શેઠિયાને એટલી રકમ તો કચરામાં જતી હશે!"

"સારૂં તેમ તો તેમ! તું રાજી થાય તેમ કરૂં છું." કહીને મધુરે તરતજ પચાસ હઝાર રૂપિયાનો ચેક લખી આપ્યો, અને તે ચંબેલીએ લઇને પોતાનાં કબાટમાં મૂકયો, અને પછી બોલી "આ વાત ફૂડાકાદાસને મોંઢે આપ નહીં કરશો."

"ઓહ નો! તેને કહેવાની મારે શું જરૂર? પણ તેને તો તું હવે પાણીચું પકડાવશેની?"

"તે તો છેજ તો; પણ બે ચાર દાહડા પછી હિકમતથી તેનો પગ કહાડીશ. હમણાં ઉછાળીને પગ ભાંગવાથી તે બાર આપણો દુશ્મન થાય તો વળી આપણા રંગમાં ભંગ કરવાને કંઇ કંઇ તોફાન જગાવે! માટે આસ્તે રહીને તે પોતાની મેળેજ અહીં આવતો બંધ થશે તેમ કરીશ. સમજ્યાની પ્યારા?"

"સમજ્યો. તારી કરામત મને પણ પસંદ છે. તદબીરથી કામ કરવાનું છે, તેથી મને વધારે સંતોષ ઉપજે છે, અને તારી ને મારી દોસ્તીનું ભવિષ્ય પણ તેથીજ મને ઘણું સારૂં લાગે છે."

"વાહાલા! ઇશ્વર આપણો સ્નેહ સંબંધ સદાને માટે કાયમ રાખે. એજ મારી પણ ઇચ્છા છે. ફૂડાકાદાસ જેવા ભીખારડાની ફાટે

આ રત્ન બંધાયાથી મારૂં મન રાત ને દિવસ એટલું તો બળતું હતું કે મને જીવવા કરતાં મરવું ભલું મનાણું હતું, પરંતુ તે કાગડાની કોટેથી આ કોમળ હંસણીનો છૂટકો આપે કીધો છે તેને માટે પરમાત્મા આપનું પણ ભલુંજ કરશે, જેને માટે જીંદગી પરિયંત હું આપનો ઉપકાર માનવાને કદી ભૂલીશજ નહીં."

"એમાં ઉપકાર જેવું કશું નથી. એ તો જેનું રણ સંબંધ હોય તે લે ને દે. માણસનું ધાર્યું કશું થતું નથી, ને માણસના હાથમાં પણ કશું નથી. શ્રી હરી ધારે તે થાય; પણ ટુંક વખતમાં તારો પ્રીતિ ભાવ જોઇને મને એટલો તો આનંદ થાય છે કે હું તેનું વર્ણન કરી શકતો નથી! વાહલી, તારો પ્યાર, તારી ચાહેના, તારી ચતુરાઇ ને તારી ચંચળતા જોઇને મારૂં હૃદય પ્રફુલ્લિત થાય છે, ને ઇશ્વરે મને ખરેખરૂં રત્ન મેળવી આપ્યું છે, એમજ હું તારે માટે માનું છું. મારી પરણેલી પ્રિયા છે ખરી, પણ ગૂણમાં તારા જેવી નથી, એજ તેણીને માટે મને અફસોસ છુટે છે! જોકે રૂપમાં તારા કરતાં તે વધારે ચઢિયાતી છે, તોપણ રૂપ કરતાં ગૂણ વધારે હોવા જોઇએ, અને તેજ તારામાં છે, એજ મને મન ભાવતી રંભા મળી છે, એમ મારૂં અંતકરણ કબૂલ કરે છે. ઇશ્વર તને દીર્ઘાયુષ્ય બક્ષવાની સાથે આપણી વચ્ચેનો પ્રેમ સાગર સદા આનંદમાં શોભા આપતો રાખે કે બસ."

"આપણા બંનેનાં મન પવિત્ર છે ને તેવોજ પ્રેમ પણ પવિત્ર છે તો આપણાં સંબંધનું ભવિષ્ય ઉમદા છે. એમ નક્કી માની રાખવું. શુધ્ધ અંતઃકરણથી જે પણ સંબંધ સંધાયલો હોય

તે સદાને માટેજ સમજી લેવો. આપના જેવા ભલા ને માયાળુ સુદ્ર ગૃહસ્થને તો હું મારા શીર સાટે માનીશ, અને આપની સદાની દાસી થઇને રહીશ. આપને દુઃખે દુઃખી, અને આપને સુખે સુખી, એમાંજ મારો ખરેખરો ધર્મ વિચારીશ. આહા! આપનાં મુખાર્વિંદનાં મનોહર દર્શનથી મારૂં મન કેવું પ્રસંનતા પામે છે જો! આપનાં ચેહરા સામે જોઉં છું તો મને જાણે ચંદ્ર પ્રકાશ ભાષે છે! પ્રભુ આપનો ચળકતો ચેહેરો અહોનિશ મારી સન્મૂખ અધિક ને અધિક ચળકતો રાખો!"

આ પ્રમાણે ચંબેલી આવભાવનો વરસાદ વરસાવી રહી છે, એટલામાં ફડાકાદાસ આવી પોહોંચ્યો, અને તેવીજ ચંબેલી લગાર દાવકી બની ગઇ. ફડાકાદાસે આવતાંની સાથેજ મધુરને કહ્યું "માફ કરજો ભાઇ, મને લગાર આવતાં વાર લાગી ગઇ. એક કામને માટે ગયો હતો ત્યાં લગાર રોકાંણુ થઇ ગયું."

"કાંઇ નહીં. તેમાં શું હરકત છે? કામકાજ હોય તો તે કરવુંજ જોઇએ." કહીને મધુર ઉઠીને ઉભો થયો, અને ફડાકાદાસને 'શેક હેંડ' કરી ચાલ્યો. બાદ ચંબેલીએ ઉઠીને બારીએ જોયું તો મધુર ગાડીમાં બેસી વિદાયે થતો જણાયો, અને પછી તેણી પાછી પોતાને સ્થાને બેસી ગઇ. ફડાકાદાસે પછી પૂછ્યું "કેમ, કંઇ વળ્યું કે? મધુર પહલડયો કે નહીં? શું થયું?"

"કંઇ થયું નથી. હજી તો શરૂઆત કરવા માંડી છે, અને એમ કરતાં ધીમે ધીમે રસ્તો કરીશ. પ્રથમ એને પ્યારમાં લપટાવીશ, અને પછી મોં માંગી રકમ ઓકાવીસ. હમણાં કંઇ માંગણી કરૂં

તો વળી તે વેહેમાઇને ખસી જાય. માટે કળાથી કામ કરવું જોઇએની ?"

"અલબત. એકદમ ઉતાવળે આંબા નહીંજ પાકે." આટલું કહીને ફડાકાદાસ પણ થોડીક વાર પછી પોતાને ઘેર ચાલ્યો ગયો.

ચંબેલીએ પેલાં ચેકની વાત ફડાકાદાસથી છુપીવી તેનું કારણ પણ વાંચનારે જાણવું જોઇએ. ફડાકાદાસ લુચ્ચો, પાજી, હરામખોર, સોનેરી ટોળીનો સરદાર ને પૂરેપૂરો લફંગો હતો, એ તો ચંબેલી પણ જાણતીજ હતી, અને તેની ચાલને માટે ચંબેલીને વારંમવાર તિરસ્કાર છૂટતો હતો, તેમજ તેનો ત્યાગ કરવાની તક પણ તેણી જોયાજ કરતી હતી, જેથી આ લાગ તેણીને સરસ મળી ગયો, અને તે ઉપરથી તેણીએ તેને છોડી દેવાનો ઠરાવ કીધો, અને તેથીજ પેલા ચેકની વાત તેણીએ તેનાથી ગુપ્ત રાખી, પણ ફડાકાદાસનો પગ પોતાનાં મકાનમાંથી કેમ કાઢવો તેના વિચારમાં ચંબેલી પોતાનાં મનમાં તરેહવાર ગોઠવણોથી ઉથલપાથલ કરવા લાગી. ફડાકાદાસ જેવા લુચ્ચા માણસને છેડીને પણ સાર નહીં નીકળે, એવી ધાસ્તી તેણીને હતીજ, અને તેથી તેની કોઇ તદબીર શોધી કહાડવા માટેની બાજી રચી, અને તે બાજીની રચના મનમાં કીધા પછી બીજે દિવસે પ્રભાતમાં ફડાકાદાસ આવતાંજ તેણીએ તેને કહ્યું "મધુર, પણ કંઇ તદ્દન કાચો કે ભોઠ નથી જો."

"તદ્દન ભોઠ ક્યાંથી હોય? આખર તે વેપારી બચ્ચો છે, પણ તારી સાથે તેણે ગઇ કાલે શું શું વાત કરી વારૂ ?"

" વાત તો ઘણી ઘણી કરી, પણ તે બધીનો સાર માત્ર એટલોજ હતો કે જો તમે કે કોઇ પણ બીજો પુરૂષ મારે ત્યાં નહીં આવે જાય તોજ તે મોં માગ્યા પઇસા આપે. આ બાબતનું હવે કેવી રીતે કરવું તે કહેશો ? "

" તું કબૂલ કરજે. ભલે તેમ તો તેમ. કોઇ પણ નહીં આવે. "

" ત્યારે શું તમે પણ નહીંજ આવો ? તેને ખાતર તમે પણ મારૂં મકાન તજશો ? ના, ના ! એમ તો કદી બનવુંજ નહીં જોઇએ."

" આપણી મતલબને ખાતર એમ બનાવવામાં હું તો કંશી હરકત જોતો નથી. મતલબ થયાં પછી તેને ઝાડુ મારતાં શી વાર ? "

" તે તો ખરી વાત, પણ ધારો કે મધુરને સીસામાં ઉતારતાં બે ચાર મહિના પણ વહી જાય તો ત્યાં સુધી શું તમે નહીંજ આવો ? "

" મતલબને માટે બે ચાર તો શું પણ બાર મહિના કે બાર વરસ પણ વહી જાય છે ! જોની કેટલાક સાહેબ લોકો ઠેઠ વિલાતથી અહીં સુધી આવે છે, અને પાંચ, દશ કે પંદર વરસે પાછા વિલાત જાય છે ! તે બધું શાને માટે ? પૈસા કમાવાની મતલબને માટે. તો પછી મારા જેવો બે ચાર મહિના સુધી અહીં નહીં આવે તો શું બગડયું ? બે ચાર મહિના પછી ભલે મળીએ, તોપણ મધુરને તેટલા વખતમાં બરાબર ચીરી તો શકાશેની ? "

" અરે તેટલા વખતમાં તો હું તેને બાવો બનાવી દઇશ ને તેના પાસે જે પણ હશે તે તમામ ધુતાવી લઇશ. "

" બસ. પછી આપણી મતલબ પારજ પડેલી સમજવી."

" વહાલા, મને તો એવું થાય છે કે ચોરીછુપીથી તમે આવ્યા કરશો તો કંઇ નહીં, પણ સાથે વળી એમ પણ વિચાર થાય છે કે કદાચ મધુરનાં જાણવામાં તે વાત આવે તો બધી બાજી બગડી જાય ને વળી મેહેનત પણ ફોગટ જાય, માટેજ તેવી ભલામણ હું તમને કરી શકતી નથી."

"તેમ તો કરવુંજ નહીં. તેને પ્રથમ એવી ખાત્રિ થવી જોઇએ કે તેના શિવાય બીજા કોઇ પણ પુરૂષનો પગ અહીં નથી. તેમ પાકી ખાત્રિ તેને થાય તોજ તે સપડાય ને ચીરાય. માટે તેવી હિકમતબાજ ચોરી કરવાની પણ જરૂરજ નથી. એ તો બે ચાર મહિના વાત કરતાં નીકળી જશે ને આપણે તો છીએ તે છીએજ. છેવટે માલ મળશે તો અમનચમન કરીશું. થોડા દાહડાનો વિયોગ થાય તો ભલે થાય, પણ અંતે તો સુખી થઇશુંની?"

"હા તે તો છેજ. તોપણ કદાચ મને અગત્યનું કામ પડે તો આવશોની?"

" ખરેખર અગત્યનું કામ પડે ને મારી હાઝરી વગર નહીંજ ચાલે તેમ તને લાગે તો મને બોલાવજે; પરંતુ તારાં બોલાવ્યા વગર હું નહીં આવું, અને બોલાવે તે પણ બીજે કોઇ અજાણે ઠેકાણે બોલાવજે કે જેથી મધુરને ખબર પણ પડે નહીં. જે કરે તે બડી હુશિયારીથી કરજે, નહીં તો પસ્તાશે."

" તે તો હું પૂરતી ચોકસાઇથીજ કરીશ; પણ વાહાલા, તમે મને ભૂલશો નહીં."

"તું તો ઘેલી છે. આપણી મોહોબત વળી ભૂલાતી હશે કે ?"

"મારી તમને એટલીજ અરજ છે. વળી આજે પણ મધુર આવનાર તો છે."

"અને હું પણ આજથીજ આવતો અટકીશ, માટે રાતે મધુર આવે તો તેને કહી દેજે કે હવે તેના શિવાય, બીજા કોઇનો પણ પગ નથી."

"વારૂં તે તો હું તેને બરાબર સમજાવી દઇશ."

"હવે ત્યારે હું જાઉં છું." કહીને ફૂડાકાદાસ ચાલતો થયો.

ચંબેલી ઘણી રાજી થઇ ગઇ. હિકમતથી તેણીએ પણ સંજોગ-બાજી રચી, અને ફૂડાકાદાસને પણ વાં ખાતો કીધો ! આનું નામ તે સ્ત્રી ચરિત્ર !

ફૂડાકાદાસે આજથી ચંબેલીનું ઘર તજ્યું, અને મધુર શેઠનો ડંકો ચાલુ થયો. રાતના સુમારે સાડા આઠ વાગે મધુરભાઇની સ્વારી દમામમાં પધારી. ચંબેલીએ બપોરનાજ પેલો ચેક બેંકમાંથી વટાવી રાખ્યો હતો, અને રૂા૦ ૫૦ હઝારની તમામ સોનાની ગીનીઓ લાવીને ત્રિજોરીમાં મૂકી હતી તેથી તેણીના આનંદનો પાર રહ્યો નહોતો ! મધુરના દર્શન થતાં તેણીએ તેની સામા જઇ, આનંદથી કોટી કરી તેના ગળામાં હાથ નાંખી તેને લટકા મટકાથી લાવીને તકીએ બેસાડયો, તેમજ પોતે પણ સાથે બેઠી.

"કેમ વાહલી, ચેકના રૂપિયા લાવીની ?" મધુરે પૂછયું.

"હા વાહલા લાવી, અને તેની બ્યવસ્થા પણ કરી. કરજદારનું કરજ પતાવી દીધું, અને બીજા દાગીના વસાવ્યા !"

"તે દાગીના ક્યાં છે, જોઉં ? મને તે બતાવશે કે ?"

"મોહટી ખુશાથી." કહીને ચંબેલીએ પોતાની પાસે જે જૂના દાગીના હતા તે ત્રિજોરીમાંથી કહાડીને બતાવ્યા.

"આ તો બધા જૂના દાગીના છે ને વાપરેલા પણ છે."

"પણ છે તો સારાની ?"

"છે તો પેહેલાં નંબરના, ને વળી તારે શરીરે શોભે તેવા છે. માત્ર જૂના છે."

"તેનું કારણ એજ છે કે ધરવથાઉં લીધા છે. નવા લેવા જઇએ તો પઇસા વધારે પડે ને જૂનામાં ફાયદો થાય, માટે જૂનાજ લીધા. એને પૉલીસ કરાવીશ કે તરત નવા જેવા બની જશે."

"એ પણ તેં ડહાપણનું કામ કીધું. ચાલો, હું જોઇને રાજી થાઉં છું."

તરતજ દાગીના પાછા ત્રિજોરીમાં મૂકી દીધા, અને ચંબેલી નખરાં કરતી મધુરના સમીપમાં આવીને બેઠી, અને બોલી "મધુર શેઠ, હવે તો તમારે મારી ખબર દિવસમાં બે વાર રાખવી પડશે; કેમકે હવે ફડાકાદાસનો પગ પણ અહીંથી ગયો છે, ને તે હવે મારે ત્યાં બિલકૂલ આવનાર નથી."

"બિલકૂલ નહીંજ આવે ! એકદમ આવી શું તદબીર કરી ?"

"અરે, યુક્તિથી તેને એવો તો સમજાવી દીધો કે તે અહીં આવેજ નહીં."

"એ પણ શુભ સમાચાર હું સાંભળું છું. ઘણું સારૂં કીધું. ઠીક છે તો હું હવે દિવસમાં બે વાર આવતો જતો રહીશ. તે માટે

તારે જરા પણ ચિંતા કરવી નહીં. તારી ફીકર આજથી મારે માથે આવી ચૂકી."

"મોહટી મેહેરબાની. ઘણોજ ઉપકાર. આ દાસી આપની તાબેદાર છે."

"તું મારે તાબે ને હું તારે તાબે. પરસ્પર પ્રીતિના તાબેદાર ગુલામ."

આ પ્રમાણે અનેક પ્રકારની વાતોની લેહેઝત લીધા પછી મધુર ઘણો ખુશી ખુરબાન થઇ ગયો. તરતજ મધુરે પોતાના ખાસામાંથી રૂ ૧૦૦ ની નોટ કહાડીને ચંબેલીના હાથમાં આપી, અને તે લેતાં ચંબેલીએ લગાર વધારે લલકારવા માંડયું, અને એ પ્રમાણે રાતના દશ વાગતાં સુધી ચાલ્યા પછી મધુર ઉઠીને પોતાને ઘેર ગયો, અને ચંબેલી મનમાં હરખાવા લાગી કે "શિકાર તો જબરો હાથ લાગ્યા છે! હવે તો એને હું ફોલી ફોલીને ખાઇશ, અને મારૂં ઘર ભરીશ. એક બે લાખ રૂપિયા ભેગા થાય કે બસ! પછી તો હું મારૂં દીસ્તુ કરીશ ને કંઇ તદબીરથી અહીંથી રસ્તો માપીને મારે દેશ જઇને રહીશ." આમ વિચાર કરતી તેણી નિદ્રાવશ થઇ ગઇ.





"આ દાસી આપની તાબેદાર છે" (પાનું ૨૨૪.)

# વીનસ ગોલ્ડન ડ્રૉપ.

**ગરમીનાં દરદ માટે ખાસ અકસીર દવા.**

દરેક જાતના પૈસાબનાં તથા ગરમીનાં દરદો, અથવા ખરાબ સંગતથી થએલા ઘણા લાંબા વખતના ગરમીના રોગથી પીડાતા અથવા તરતના થએલા રોગોથી પીડાતા પુરૂષો અને ઓરતોને માટે આ એક રામબાણ દવાનો એકજ ભાગ પીવાથી તરતજ પેશાબમાં થતી અગન અને તનખ મારતી અને પેશાબ સાથે પરૂની રસી બંધ કરે છે અને પેશાબ સાફ લાવે છે.

આ દવા પીવાથી તે દરદ પાછું થવા પામતું નથી, અને આ દવા વાપરવાથી કોઈ પણ જાતની ગરમી શરીર ઉપર ફૂટી નિકળવા પામતી નથી, એજ અમારી પુરતી જમાનગીરી છે. ગરમીવાળા પુરૂષો અને ઓરતોને આ દવા ઘણીજ મદદગાર જેવી થઈ પડી છે.

આ દવા ઘણાજ લાંબા વખતના અનુભવી ડાકટરની બારીક શોધનું પરીણામ છે, અને દવાનો ઉપયોગ કેટલાંક વરસો સુધી ખાનગી દરદીઓમાં અજમાવ્યા પછી અમો તેને આજના નિવાસમાં મુકવાને શક્તિવાન થયા છીએ.

**શીશી ૧ ના રૂા. ૧ાા.**

વેચનાર,

## વસનજી નથુની કુાં૦,

**અંગ્રેજી દવા વેચનાર—બહારકોટ, માર્કીટ મુંબઈ**

# પ્રકરણ ૧૩ મું.

## દોહરો.

ઘરની નારી પવિત્ર પણ, તેનાપર ધિઃકાર,
મધુર ફાટયો ખુબ હવે, કીધું દૂરાચાર!

## ઘરમાં ભાંગફોડ!

મધુર મનમાં મલકાયો. ચંબેલીના ચડસમાં તેના માથામાં રાઇ ભરાઇ ગઇ, અને હવે ઘરમાં સજ્જડ સળગી! ચંબેલીને ત્યાંથી આવતાંજ મધુરીએ તેને પૂછ્યું "પ્રાણનાથ, હું તો આપની ક્યારથી રાહ જોતી બેઠી છું! આપને ઘણું મોડું થયું."

"હા, મોડું તો થયું."

"વાહલા, આપને તો દિવસે પણ જંપ નહીં ને રાતના પણ જંપ નહીં! સ્વામિનાથ, ઇશ્વરે આપને સુખચેન ભોગવવાનાં તમામ સાધનો આપ્યાં છે, અને તોપણ તેનો લાભ આપ લેતાં નથી ત્યારે શું કામનું?"

"તેં કેમ જાણ્યું કે હું તેનો લાભ લેતો નથી? હું તો ખાઇ પીને ચેન કરૂં છું, અને મને તો કોઇ વાતની ખામી મનાતીજ નથી! રાતના બાહાર ફરવામાંજ મને તો મોહટી ને મનમાની મોજ મનાય છે!"

"પણ ઘરમાં પગ ટકતો નથી તેનો શું સબબ?"

"તે સબબ પૂછવાની તને કંઇ સત્તા નથી. તું તારૂં કામ કર."

આવાં ઉછળતાં વચનો સાંભળીને મધુરી સડક થઇ ગઇ, અને તેણી ચેતી ગઇ કે "વળી કંઇ નવી બલા અમને વળગી છે કે શું ! જરૂર કંઇ નવા ફંદમાં ફસાયા છે !" આમ વિચારી તેણી બોલી "આપ મને તરછોડી નાંખો છો તેનું કંઇ કારણ ?"

"તે સઘળી પંચાત તારે શા માટે જોઇએ ? હું તને સાફ કહી રાખું છું કે તારે મારાં કામની વચમાં આવવું નહીં, અને વધારે ટકટક પણ કરવી નહીં."

હવે મધુરીને ખરેખરૂં મનાયું કે "વાત વંઠી છે, અને જરૂર કોઇ રાંડે એમને વશ કરી લીધા છે !" આમ વિચારી તેણી બોલી "પ્રાણનાથ, તમારાં આવાં વચનો સાંભળીને મારા મનમાં કંઇ કંઇ ઉથલપાથલ થાય છે, અને મારૂં કાળજું ધડક ધડક થાય છે ! આપનું મગજ આજે આટલું બધું કેમ ફરી ગયું છે ! કંઇ સમજાય?"

"બસ ચૂપ ! તારે સમજીને શું કરવું છે ? નકામું માથું ખાઇ જતી આવી મર !"

"હેં ! આપ આ શું બોલો છો ! આપ આજે એટલા બધા બદલાઇ ગયા ! કઇ વાહલામૂઇ રાંડ આપનું મગજ ફેરવી નાંખ્યું છે? કઇ રાંડ મળી ? તે રાંડનું સત્યાનાશ જજો !"

"ખબરદાર ! સંભાળીને બોલ ! મોંમાંથી ગાળગળોચ કહાડશે તો તારૂં માથું ભાંગી નાંખીશ, અને ચોટલો પકડીને બંગલાની બાહાર ફેંકી દઇશ !"

મધુરી ગભરાઇ. તેણે ધાર્યું કે "બાજી બગડી ! વાત વંઠી" આમ વિચાર કરતી તેણી અફસોસમાં પડી, ને મધુર રોષમાં ખુરસી પરથી ઉઠીને પોતાના પલંગપર ગયો. મધુરી તેની પાછળ જતી હતી

એટલામાં મધુરે તેણીને હડસેલો મારીને પાડી નાંખી, જે જોતાંજ મધુરી અત્યંત આક્રંદ કરતી રડતી કકળતી બોલી " પ્રાણનાથ આ અર્ધાંગનાને આમ ના તરછોડો. મેં આપનું કશું બગાડયું નથી, પણ આપનુંજ મન કોઇએ બગાડયું છે તેથી મુને અફસોસ થાય છે કે આપને વળી અવળી મતિ સુઝુજી છે, અને આપ આગળ જતાં પસ્તાશો ને દુઃખી થશો ! "

" શું બોલી ? તારી જીભ રેહેતી નથી કે ? અરે રાંડ નફફટ, તારો ટોટો પીસી નાંખીશ ! " કહેતાં મધુર પલંગપરથી ઉઠીને એકદમ મધુરીપર ધસી ગયો ને તેણીને ધક્કા મારીને બંગલાની બાહાર કહાડી ને બંગલાનાં બારણાં બંધ કરાવ્યાં, અને નોકર ચાકરોને તાકીદ કરી કે " એ રાંડને અંદર પેંસવા દેવી નહીં. " આમ તાકીદ આપી પાછો પલંગપર તે સૂતો.

બંગલામાં નોકરો ઘણા હતા, પણ શેઠના હુકમને માન આપવા શિવાય તેમનો છુટકો નહોતો ! તેમ છતાં તેમને મધુરી માટે ઘણી દયા આવી, અને સ્ત્રીઓ માંહો માંહે ગુસપુસ કરવા લાગ્યાં, તોપણ તેણીને રક્ષણ આપવાની કોઇની હિમ્મત ચાલી નહીં.

બિચારી પવિત્ર સતી શિરોમણી મધુરી બંગલાની બાહાર ઓટલાની પગથીપર અત્યંત રૂદન કરતી બેઠી ! અંધારી રાત અને વળી મધરાત હોવાથી વિશેષ વસ્તી પણ નહોતી તેથી તેણી ઘણી ગભરાવા લાગી, પણ શું કરે ! લાચાર ! આ સમયે તે બિચારીની મદદમાં કોઇ પણ મળે નહીં, અને તેથી તે એટલી બીહીધી કે અત્યંત બીહીકમાં બાવરી ગની ગંઇ ને ઓટલાપરજ

ઢળી પડી! બેશુધ્ધ હાલતમાં તેણી આંખો મીંચીને સ્તબ્ધ બની! નોકર ચાકરો બંગલાના દરવાજાના અંદરના ભાગમાં ધીરે સ્વરે વધારે ગુસપુસ કરવા લાગ્યા, અને મધુરીનો અવાજ સંભળાતો બંધ થવાથી તેઓ પોતપોતાનાં મનમાં એવી અટકળ કરવા લાગ્યાં કે "શેઠાણી ચાલ્યા ગયા હશે." આમ છતાં એક હિમ્મતવાન ને નિમકહલાલ નોકર, જે ખટપટનું કારણ જાણતો હતો તે કોઇની પણ દરકાર કરવા વગર અને બીજા નોકરોની ના હોવા છતાં એકદમ દરવાજા ઉપર પગ ટેકવીને ચઢયો, અને આસ્તે રહીને દરવાજો ઓળંગીને બાહાર કુદી પડયો. તેણે આમતેમ નજર ફેરવતાં પોતાની શેઠાણીને ઓટલાની પગથીપર આડી પડેલી જોઇ. તે દોડતો તેણીની પાસે ગયો, અને "શેઠાણી! શેઠાણી!" કરીને બોલાવવા મંડી પડયો, પણ બિચારી મધુરી વિભ્રાંત સ્થિતિમાં પડેલી તેથી તેણીને ભાન રહ્યું નહીં કે કોણ બોલાવે છે? આથી તે નોકર ચમકયો, અને તેને વેહેમ ગયો કે "રખે શેઠાણી મરી જાય!" આમ વેહેમાઇ તેણે મધુરીની નાડી તપાસી, અને તે ચાલતી જણાવાથી નોકરને ધીરજ આવી, અને હવે વધારે વિલંબ કે વિચાર નહીં કરતાં તે તેણીને ઉંચકીને પાસેની પોતાની ઝુંપડીમાં લઇ ગયો.

વાંચનાર! હવે નોકરના સંબંધમાં કેટલીક ઓળખ તમને આપવી જોઇએ. તે નોકરનું નામ ભીખલો હતો, અને તે સુમારે ત્રીસ વર્ષનો જૂનો નોકર હતો, તેમજ મધુર તેના હાથથી ઉછરેલો હતો. વળી મધુરી તથા મધુર વચ્ચેની પંચાત અને ખટપટની બિના તે બરાબર જાણતો હતો, અને તે એક જૂનામાં જૂનો

નિમકહલાલ નોકર તરીકે બંગલામાં જાણીતો હતો. તેનું ઝુંપડું બંગલામાંજ હતું. તોપણ બાહારના ભાગમાંથી પણ ઝુંપડામાં જવાનો રસ્તો હતો, અને તે રસ્તેથી ભીખલો તેને અંદર લઇ ગયો, અને ઝુંપડીમાં કાથાની દોરડીનો એક ગામડિયો ને જૂનો પુરાણો ખાટલો હતો .તેના ઉપર મધુરીને સૂવાડી, તેમજ પોતાની એક ફાટેલી તૂટેલી ગોદડી હતી તે તેણીનાપર ઓરાઢી. તે પછી ભીખલાએ તાબડતોબ સગડી સળગાવી, અને મધુરીના આખાં શરીરે શેક કીધો. એટલામાં મધુરી જાગૃત થઇ, અને પોતે કઇ જગામાં આવી પડી છે તેને માટે બેબાકળી બનીને આમ તેમ આંખો ફેરવવા મંડી, અને આસ્તે રહીને બોલી "અરે ! હું અહીં કયાંથી ! મને અહીં કોણ લાવ્યું ? અરે મને કોઇ મારા સ્વામિ પાસે લઇ જાઓ, મને મારા પ્રાણનાથને મળવું છે !"

"શેઠાણી, ગભરાતા નહીં. તમે મારી ઝુંપડીમાંજ છો, અને બંગલાની બાહારથી હું તમને અહી લાવ્યો છું. તમને બંગલામાં કેવી રીતે લઇ જાઉં ? તમને ખબર નથી કે શેઠ તમને બંગલાની બાહાર કહાડી મૂકયા પછી તમે ઓટલાના પગથીયાપર સુસ્ત ને બેહોશ હાલતમાં પડયા હતા, અને હું ત્યાંથી તમને અહીં લઇ આવ્યો છું. પણ શેઠાણી, તમે જરાએ ગભરાશો નહીં. અહીં પણ તમે તમારાજ મકાનમાં છો એમ માનજો. અગર જો આ ઝુંપડી મારા જેવા એક ગરીબ ચાકરની છે, તોપણ અત્યારે તો તમે અહીં રહો. પછી વળી સહવારની વાત સહવારે થઇ રેહેશે. સહવારમાં હું શેઠ પાસે જઇને શેઠને સમજાવીશ, અને પછી તેમની મરજી હશે તો તમને પાછા બંગલામાં લઇ જઇશ."

"પણ ભીખલા! તારા શેઠની બુધ્ધિ બગડી છે, અને તેમને અવળું સુઝ્યું છે! તેમને કોણ સમજાવે? તારૂં કહ્યું તે નહીં માને!"

"માને યા નહીં માને તે તો તેમને મળ્યાં પછી કહી શકાય. હાલ આપ નિરાંતે સૂઓ ને ઊંઘ કહાડો. હમણાં બીજા બધા વિચાર છોડી દો."

"મને ઊંઘ નથી આવતી! મને તો મારા પતિને મળવું છે. તું મને હમણાં ને હમણાં તેમની પાસે લઇ જા."

"હમણાં તે સૂઇ ગયા છે, અને તેમનો મિજાજ પણ હમણાં ઠેકાણે નથી. માટે સહવાર પડતાંજ બધી ગોઠવણ થશે. માટે હાલ તો નિરાંત રાખો. બાઇ સાહેબ, હમણાં ગરબડ કરવામાં માલ નથી. લગાર ચોઘડિયું વીતી જવા દો. મારૂં કહ્યું માનો ને જરા આરામ લો. તમે તમારાં મનમાં જરા પણ ડરશો નહીં. હું તમારો નિમક-હલાલ ને વફાદાર નોકર છું, ને મેં આપનું લૂણ ખાધું છે તે હું ભૂલી જનાર નથી. હું આપને જરા પણ દુઃખ આવવા દેનાર નથી, અને શેઠ નહીં માને તોપણ હું તેમને ગમે તે ઉપાયે પણ મનાવીશ."

"તો ઠીક. જેમ તારી મરજી. પણ ખટપટનું કારણ તું જાણે છે?"

"હા. તે તો મને બધી ખબર છે, અને સઘળો ભેદ ભરમ હું જાણું છું. પણ હરકત નહીં. તે બધી ખટપટને હું પતાવી આપીશ. વખતને માન આપીને કામ કરીશ ને છેવટ તમારૂં ભલું થશે તેમજ કરી બતાવીશ. તમે તમારાં મનમાં જરા પણ ડરશો નહીં."

"વારૂં બાઇ. અત્યારે તો તારો આશરો છે."

"આશરો ઇશ્વરનો. તેને યાદ કરો. તે ભલુંજ કરશે."

બાદ મધુરી જરાક શાંત પડી ને વિચારમાં ને વિચારમાં ગમે તેવા ઉમંગો મનમાં બાંધવા લાગી, અને એમ કરતાં પ્રભાત થઇ. મધુર ઉઠ્યો. બંગલાના માણસોમાં મધુરીની તે પૂછપરછ કરવા લાગ્યો, અને ખબર મળી કે તેણી તો ભીખલાની ઝુંપડીમાં છે, તે ઉપરથી તેણે ભીખલાને ગુસ્સાંમાં બૂમ પાડી. ભીખલો તે સાંભળીને તરતજ આવ્યો. મધુરે તેને મિજાસમાં પૂછ્યું "પેલી રાંડને તારી ઝુંપડીમાં રાખી છે કે ભીખલા?"

"રાંડ કઇ? રાંડ તો મારી ઝુંપડીમાં કોઇ નથી શેઠજી!"

"કેમ તારી શેઠાણી તારી ઝુંપડીમાં નથી શું?"

"હા. શેઠાણી તો છે, પણ તેમને કંઇ રાંડ કહેવાય?"

"રાંડ કરતાં પણ નપાત્ર! પણ તેં તારી ઝુંપડીમાં તે કમજાતને શા માટે રાખી છે?"

"કેમ ના રાખું? તે બાપડા અરધી રાતના બંગલાની બાહાર બેશુધ્ધ હાલતમાં પડેલા હતા, અને નિરાધાર જેવા એક ભિખારી માફક તેમની દશા હતી તેથી મને તેમની દયા આવી, અને હું તેમને મારે ત્યાં લઇ ગયો. તેમાં મેં ખોટું શું કીધું છે? ગમે તેમ પણ તે મારા શેઠાણી છે, અને તેમનું દુઃખ મારાથી કેમ જોવાય? મારે તો તે ને તમે બંને સરખાં. સમજ્યા શેઠ સાહેબ?"

"પણ તેને તું કોને વડે માને છે? મારી તે માનીતી હતી ત્યાં સુધી તું તેણીને માનવાને બંધાયલો છે, પણ હવે તે કંઇ મારી માનીતી નથી તો તારે પણ તેણીને માનવાનું કશું કારણજ નથી."

"પણ તેઓ અણુમાનીતી થાય તેથી શું તમારા ધણીઆણી-માંથી પણ કંઇ ગયા છે? અરે શેઠ સાહેબ! તમે અગર જો હવે મોહટા થયા છો ને મારાં માનવંત શેઠ છો, તોપણ મેં તમને નાહાનપણથી રમાડેલા છે, અને તેથી બીજા નોકરો ભલે તમને મોંઢે મીઠું મનાવવાને હાજી હા ભણે, તોપણ હું તો ખરેખરૂંજ કહીશ કે તમને આ બધી અવળી મતિ સુઝુજી છે! બિચારા શેઠાણી એટલા તો ભલા, ખાનદાન, નીતિવાન ને પતિવ્રતા છે કે એવું માણસ જેનાં નસીબ સારાં હોય તેનેજ મળે! તેમ છતાં તમે તેમને આમ દુઃખ દો છો તે કંઇ વાજબી કહેવાય નહીં. તેમનો અપરાધ શો છે?"

"અપરાધ એટલોજ કે હું મોડો વેહેલો ગમે ત્યારે આવું તેમાં તે મને પૂછનાર કોણ? તે શું મારી ઉપરી છે કે તેને મને પૂછવાનો હક હોય?"

"તે તમારાં અર્ધાંગના છે તેથી જેમ તમારો હક તેમને પૂછવાનો છે તેમજ તેમનો હક તમને પણ પૂછવાનો છે. તેમાં તેમનો જરા પણ દોષ નથી."

"સમજયો! તું પણ તે રાંડના પક્ષમાં ભરાયો છે. ઠીક છે તો તું પણ આજથી તારે રસ્તે લાગ, અને મને તારી નોકરીની જરૂર નથી."

"તો ભલે. જેમ તમારી મરજી. પણ યાદ રાખજો કે તમે જે ઉછાળું પગલું ભરવા મંડયા છો તેમાં છેવટ તમેજ પસ્તાશો ને દુઃખી થશો! શેઠ સાહેબ! અબળાનો નિસાસો લઇને સુખી નહીં થવાય. લગાર તમારાં બાપદાદાની આબરૂનો ખ્યાલ કરી, અને તમારી મહા ખાનદાનીની ખુબિપર ધ્યાન પોહોંચાડો. આ તમારી રીતભાત

તમારી ખાનદાનીને પણ એબ લગાડનારી છે. તમને બાહાર ફરવાની ખરાબ આદત પડેલી છે, પણ તેમાં તમે છેવટ માઠાં ફળ ચાખશો. પારકી રાંડ કોઇની થઇ નથી ને થવાની નથી. એ તો પોતાની પત્નિમાંજ સરવે સુખ સમજવું જોઇએ. શેઠજી, તમે હજી જુવાનીના જુસ્સામાં છો તેથી તમને આગળ પાછળની ગમ નથી, પણ લગાર ઉંડો વિચાર કરીને પછી પગલું ભરો. મારે મોંઢે તમને ઠપકો દેતાં મને શરમ લાગે છે, પણ મારા પેટમાં તમારે માટે આટલી લાગણી છે તેથીજ આટલું કહેવાની હિમ્મત કરૂં છું. તમારે જોઇએ તો માનો યા ના માનો તે તો તમારી મુનસફીની વાત છે, પણ મારો ધર્મ બજાવવાને હું કદી ચૂકનાર નથી. તમે મને નોકરીથી રજા આપો છો તેને માટે હું તમને આટલું બધું સંભળાવતો નથી, પણ આજ સુધીમાં તમારૂં મેં ઘણું લૂંણ ખાધું છે તેને માટે હું આટલું જો નહીં કહું તો હું બેશક ઘણોજ નિમકહરામ નોકર ગણાઉં! બીજા નોકરો આજ કાલના છે તેથી તેઓ તમને નહીંજ બોલી શકે, પણ હું તો જૂનો છું જૂનો! અરે તમે મને હાથ પકડીને બંગલામાંથી કહાડી મૂકશો તોપણ હું જવાનો નથી! હવે તમે સમજ્યા શેઠ?"

મધુર આ સાંભળીને ઠંડો થઇ ગયો, અને બોલ્યો," ભીખલા! તું મારો ખરો નિમકહલાલ નોકર છે એ તો મારી ખાત્રિ છે, પણ તું તારી શેઠાણીને સમજાવીને કહે કે તે મારી સાથે સીધી રીતે ચાલે ને મારી મરજીને માન આપે. તે મારી સાથે આડી ચાલે છે તેમાંજ આટલી ખટપટ થઇ છે."

"શેઠજી, માફ કરજો. ગુસ્સો નહીં લગાડશો. ખટપટનું કારણ તે નથી, પણ મને તમારી રીતભાતપરથી અનુમાન જાય છે કે તમે

બાહાર રાંડોમાં ભટકતાં થયા છો તેજ ખટપટનું મોહટું કારણ છે. અને તેથીજ તમારાં ઘરમાં કંકાશ જાગ્યો છે. તમારી કેટલી ભૂલ છે કે તમને સતી સુંદોર સ્ત્રી ઇશ્વરે આપવા છતાં તમે બાહાર ભટકવાની બૂરી ટેવમાં પ્રડયા છો! તેમાં તન, મન ને ધનની દરેક પ્રકારે ખુવારી થશે ને છેવટ રવડી મરશો! તમે. મને એક પણ દાખલો એવો બતાવો કે એ રસ્તામાં કોઇ પણ સુખી થયું હોય? અરે એમાં તો સત્યાનાશના સમાચાર છે! માટે શેઠજી! જરા આજુ-બાજુનો વિચાર કરીને સીધો રસ્તો પકડો ને પરમાત્માએ સુખે ખાવા પીવાનું આપ્યું છે તે વાપરી ભોગવી ચમન કરો.".

"ભીખલાનાં આ ભલાં વચનો સાંભળીને મધુર શાંત પડયો, પણ તેનાં મગજમાં પેલી ચંબેલીના ચાહનો ફાંકો ભરાયલો હોવાથી તે વળી પાછો ઉશ્કેરાઇને બોલ્યો "તારે વધારે ડહાપણ કરવાની જરૂર નથી. તું ગમે તેટલો પણ મારો નોકર છે, માટે તારો હક હદમાં રહીનેજ બોલવાનો છે. તું મને આટલી બધી શિખામણ દેનારો કોણ?"

"ખરી વાત છે શેઠજી! તમને શિખામણનાં વચનો સંભળાવવાની મને સત્તા નથી, તોપણ તમને જુગતાં વચનોથી ભવિષ્યના ભયની ચેતવણી આપવાનો મને હક છે ને છે. તમને સારી વાત કહું છું તે નબળી સમજાય છે, પણ એટલું ચોક્કસ માનજો કે મારી વાત હમણાં નહીં તો પાછળથી પણ તમને ખરી લાગશેજ."

"ચાલ હવે કટકટ નહીં કર. તારૂં ડાહોડ ડહાપણ ડોહોળવાની મારી આગળ જરૂર નથી. વધારે વાતો સાંભળવા હું માંગતો

નથી, અને મારી પાસે માત્ર એકજ વાત છે કે તું તે રાંડને તારી ઝુંપડીમાંથી કહાડે છે કે નથી કહાડતો ? જો તું તેણીને નહીં કહાડે તો હું પોતે તને અને તેણીને બંનેને કહાડીશ. તું તારી શેઠાણીના પક્ષમાં ભલે રહેજે ને તમારાથી મારૂં જે પણ થાય તે કરી લેજો અને મારાથી થશે તે હું કરી લઇશ. અરે તમને બંનેને મુંબઇમાં તો નહીં ટકવા દઉં !"

"શેઠજી ! તમે ચાહે તે કરશો ! કેમ કે તમે શક્તિવાળા છો ! પણ આવો અવળો રસ્તો લેવો તમને લાજમ નથી. હજી પણ હું તમને હાથ જોડીને અરજ ગુજારૂં છું કે કંઇ સમજો !"

"બસ ચૂપ ! પંચાત નહીં કર. હું જેમ બોલ્યો છું તેમજ કરીશ."

"તો ભલે, જેમ તમારી મરજી. ધણાનો કોઇ ધણી છે ? આહા ! તમને પણ શું સુઝ્યું છે !"

"હરામખોર લુચ્ચા ! હજી પણ તારો લવારો બંધ નથી કરતો !' કહીને મધુરે ખુરસીપરથી જુસ્સામાં ઉઠીને ભીખલાને બે ધક્કા મારીને બાહાર કહાડયો. ભીખલો નીચી મૂંડી ઘાલી નિ:શ્વાસ નાંખતો ત્યાંથી ચાલ્યો ગયો, અને પોતાની ઝુંપડીમાં જતાંજ મધુરીને ઉપલી તમામ વાત કહેતાં તેણી પણ ગભરાટમાં પડી ગઇ, અને હવે કોનો આશરો લેવો તેના વિચારમાં ગરક થતો ધીરે સાદે તેણી બોલી "ભીખલા ! હવે હું ક્યાં જઇશ ? મને કોણ આશરો આપશે ? મારા પીયેરમાં પણ કોઇ નથી કે તેમનો આધાર મળે ! મારો જીવ ગભરાય છે ને મને કંઇ સુઝતું નથી. (રડીને) ભાઇ ભીખલા ! હવે તો મને તારો આધાર છે, અને તારાં શિવાય મારૂં બીજું કોઇજં નથી !."

"શેઠાણી ગભરાઓ નહીં. મોહટો આધાર તો ઇશ્વરનો છે, તોપણ હું આપને મારાથી બને તેટલી મદદ કરવાને તઇયાર છું. તમે જરા પણ ગભરાશો નહીં. જ્યાં તમે ત્યાંજ હું. આપણો પણ પરમેશ્વર છે. મારા શેઠ પઇસાના આધારપર કુદે છે, અને આપણે શ્રી પરમાત્માના આધાર પર જીવવાનું છે, ને તેજ આપણુને સાહ્ય થશે. શેઠાણી! આખરે પણ શેઠ પસ્તાશે ને આખરે તમારા વગર ચાલવાનું નથી."

"પણ હમણાં આપણે કયાં જઇશું? આ ઝુંપડીમાંથી પણ શેઠ હાંકી કહાડે છે!"

"તેમાં શું હરકત છે? જયાં ઇશ્વર રસ્તો બતાવશે ને તે જયાં પણ આપણને લઇ જશે ત્યાં જઇશું."

"તે ખરૂં; તોપણ વિચાર કરવો જોઇએ કે કયાં જવું ને કયાં રહેવું?"

"બાઇ સાહેબ, આપણે મલાડમાં જંઇને ત્યાં મારા ઘરમાં રહીશું. મારી બાયડી કે બચ્ચાં છોકરાં તો નથી, પણ મારા બુઢા બાપ રહે છે, અને ત્યાં આપણે પણ નિવાસ કરીશું."

"ત્યાં જંઇને શું ખાઇશું? મારી પાસે તો ફકત બે ત્રણ હઝારનો દાગીનો મારા અંગપર છે, અને તે વેચીને ગુજરાન ચલાવીશું, પણ તે કેટલા દાહાડા પોહોંચશે?"

"તમારો દાગીનો તમારી પાસે ભલે રહેવા દો. મારી પાસે પાંચસો રૂપિયા ભેગા કરેલા છે તે વાપરીશું ને વળી હું નોકરી કરીશ, તેમાંથી આપણો નિર્વાહ ચલાવીશું."

" અરે ભીખલા ! આ તારા ઉપકારનો બદલો હું ક્યાંથી વાળીશ ? આહા ! તું જો અત્યારે નહીં હોત તો મારાં શા હાલ થતે?"

"બાઇ, હવે ગભરાવાનું કામ નથી. હું મારી ફરજ ઉપરાંત કશું વધું કરતો નથી. હવે ચાલો આપણે જઇએ. "

તરતજ મધુરી અને ભીખલો ઝુંપડીમાંથી બે ચાર વાસણો હતાં તેનું પોટલું બાંધીને નીકળી પડયાં. ભીખલાએ ગોદડાંનો વીંટો પોતાને માથે મૂક્યો, અને બીજા હાથમાં એક પોટલું લીધું, તેમજ બે ત્રણ વાસણો છુટાં હતાં તે મધુરીએ પોતાના હાથમાં લીધાં, અને એ પ્રકારે બંને ચાલી નીકળ્યાં. તેઓ પગ રસ્તે ચાલ્યા, અને ગ્રાંટરોડ તરફ ગયાં. ત્યાંની લોકલ ટ્રેનમાં બેસી તેઓ મલાડ પોહોંચ્યાં. મલાડમાં ભીખલાનું પોતાનું ઘર હતું, અને તેમાં તેનો બુઢો બાપ રહેતો હતો. તે આ લોકો ને જોતાંજ દંગ થઇ ગયો, અને છેવટ તેણે તમામ વાત જાણતાંજ તે પણ મહા શોક કરવા લાગ્યો, તોપણ તેણે મધુરીને ધીરજ આપીને એક ઢોલિયાપર બેસાડી. તે બુઢાએ તેણીને એટલી તો હિમ્મત આપી કે તેથી તેણીને પણ પોતાનું મન શાંત કરવાનું બની આવ્યું. તે ઘરમાં માત્ર ત્રણ ઓરડા હતા, તેમાં જે વધારે સારો ઓરડો હતો તેમાં મધુરીનો નિવાસ રાખ્યો, અને તેણીને દરેક રીતે સંતોષ આપવાને તે બાપ દીકરાએ પોતાની બનતી ફરજ બજાવી. મધુરી જે બંગલા નિવાસી હતી તે અત્યારે ગામડામાં ઝુંપડા નિવાસી થઇ!

પેલી તરફ મધુર કેવા રંગમાં મહાલે છે ? તેણે જોયું કે "હવે મધુરી તો ઘરમાંથી ટળી, માટે હવે ગમે તે પ્રકારે ચંબેલીને બંગલામાં લાવીનેજ રાખવી કે બસ મન ગમતી મોજમાં અહોનિશ

મહાલવાને બની શકે." આમ વિચારી તેણે ચંપેલીને ત્યાં જવાનો ઠરાવ કીધો, અને અરધા કલાકમાં તઇયાર થઇ તે તેણીને ત્યાં પહોંચ્યો. ચંપેલી તેને જોતાંજ ખુશી થઇ, અને બોલી "આપ અત્યારે ક્યાંથી? પણ આપને મેં અરજ કરી હતી કે હવે મારી સંભાળ લેવાને દાહાડામાં બે ત્રણ વાર પધારજો તેથી આપ આવ્યા હશો. હવે સમજી."

"તે પણ ખરૂં, અને વળી બીજી પણ બાબત છે."

"બીજી બાબત શું છે વાહલા? વળી કંઇ પંચાતી તો નથી જાગીની?"

"નહીં, નહીં, નહીં. તેવું કશું નથી, પણ ખુશ ખબર છે. મેં મારી બાયડીને બંગલામાંથી કહાડી મૂકી છે, અને તને મારા બંગલામાં મારી સાથે રાખવાનો વિચાર છે, માટે હવેથી તારે મારા બંગલામાં રહેવું પડશે. આ મકાન આજથીજ ખાલી કર, અને આજથીજ ત્યાં આવીને નિવાસ કર."

આ સાંભળતાંજ ચંપેલી ચમકી. તેણી વિચારમાં પડી ગઇ, અને બોલી "વાહલા, આમ કરવાનો શો સબબ છે? એથી તો આપનાં કુંટુંબમાં કલેશ ઉત્પન્ન થશે!"

"તેની મને દરકાર નથી. મને મારી બાયડીની કે કોઇની દરકાર નથી, પણ માત્ર તારીજ દરકાર છે. અને તારી સાથે મારો પરમ પ્રેમભાવ પ્રફુલ્લિતતા પામ્યો છે તેથી હું દુનિયાની પણ દરકાર રાખતો નથી! માટે હવે તારે મારી માંગણીને તાબે થવું પડશે."

"આપની માંગણીને તાબે થવા હું બંધાયલી છું, પણ મારે કંઇ વિચાર તો કરવો જોઇએ. આ કામ એવું છે કે આસપાસનો

વિચાર કરીને ભવિષ્યનો બંદોબસ્ત પાકો કરીને પછીજ એ મકાન છોડાય. આપ ગુસ્સો લગાડશો નહીં, પણ રીતની વાત મેહેરબાની કરીને સાંભળશો એવી મારી અરજ છે. આપ જાણો છો કે આપને બંગલે હું આવીને રહું અને કદાચ થોડા દાહડામાં આપની બાયડી કંઈ હિકમત કરીને આપને ત્યાં આવીને વસે તો પછી મારાં શા હાલ થાય ?"

"એ વાત હવે કદી પણ બને તેમ નથી, અને કદાચ ધારો કે તેમ બને, તોપણ તને બંગલામાંથી કદી કહાડું જ નહીં. તું પેહેલાં ને મારી બાયડી પછી."

"તે તો આપની મારાપર મેહેરબાની છે, એ મારી ખાત્રિ છે, તોપણ માણસ માત્રનું મન ઘડી પછી કેવી વલણ લેશે તે કંઈ સમજી શકાય નહીં: માટે મારાં મન મુજબ બંદોબસ્ત કરી આપો તોજ હું આંહીંથી પગ કહાડું."

"તારે શું બંદોબસ્ત કરવો છે ? તારા મનની વાત તો સમજાય ?"

"મારે એટલોજ બંદોબસ્ત કરવાનો છે કે, કોઈ પ્રસંગે તમારે, બંગલો છોડવાની મને જરૂર પડે તો પછી હું રવડી નહીં મરૂં તેને માટે મારાં નામથી બેંકમાં અમૂક રકમ મૂકવી જોઈએ, કે જે મને તેવા વખત આવતાં કામ લાગે."

"વારૂ કબૂલ. કેટલી રકમ બેંકમાં તારા નામે મૂકું ?"

"બરાબર એક લાખ રૂપીઆ."

"એ તો ઘણા થયા વાહિલી ! લગાર વિચારીને માંગણી કરે તો સારૂં."

"જૂઓ! હું આપના બંગલામાં આપની બાયડી માફકજ રહેશ, અને તેથી મારી પદ્બી પણ સારા દરજ્જાની ગણાશે. તે પછી કદાચ મને તમે છોડી દો ને બંગલામાંથી મારે નીકળવું પડે તો તેજ ઘડીએ મારો દરજ્જો કમી થાય નહીં તેને ખાતર મારે મારી પદ્બી લાયક જગામાં વસવું જોઇએ, અને તેની સાથે મારે ખરચ પણ તેવોજ થાય, માટે તે સઘળાને વકી મારે એક લાખ રૂપિયા જોઇએ તેમાં ના નહીં. તેટલી રકમ મને મળે એટલે પછી મારે બીજું કશું જોઇશે પણ નહીં. બંગલામાં આપની સાથે ખાવા પીવાનું ને વસવાનું હોવાથી મારે બીજો ખરચ પણ આપની પાસે માંગવાનો રેહેશે નહીં, અને તેથી આપને તો આર પઇસાનો બચાવ થશે. માત્ર પહેલી રકમ કહાડવાની છે તેજ માફ. આપ હવે વિચારો કે મારી માંગણી શું ખોટી છે ?"

"તારી માંગણી હવે મારાં મગજમાં ઉતરી. ઠીક છે તો એક લાખ રૂપિયા તારાં નામથી મુંબઇ બેંકમાં હું મૂકીશ. પછી તો બરાબર કેની ?"

"મને મારા હાથમાં આપો એટલે હું પોતેજ મારા નામથી ત્યાં મૂકીશ. જૂઓ વાહલા! આપ ગુસ્સો લગાડશો નહીં, પણ રીતની વાત મારે કરવી પડે છે."

"વારૂં હરકત નહીં. હું તને ચેક લખી આપું છું." કહીને મધુરે તરતજ ખીસામાંથી ચેક બુક કહાડીને એક બેંકના નામનો ચેક લખી આપ્યો, અને તે ચેક ચંબેલીના હાથમાં આપીને બોલ્યો "લે આ એક લાખ રૂપિયાનો ચેક. એ રકમને તારા નામથી બેંકમાં મૂકજે અને સંભાળથી કામ કરજે."



"લે આ એક લાખ રૂપિયાનો ચેક." (પાનું ૨૪૦.)

"બહુ સારૂં. આપનો ઘણોજ ઉપકાર માનું છું. આપની મારા પર ઘણીજ મેહેરબાની છે."

"પણ હવે આજે સાંજથી તો તું મારે બંગલે આવીને રહેશેની?"

"આજે પાછલા પોહોરના જોષીને બોલાવીને મુહુર્ત જોવરાવ્યા પછી તે જે શુભ દાહડો કહાડશે ત્યારથી હું આવીશ, કે જેથી આપણી વચ્ચેનો સ્નેહ સંબંધ સદાને માટે કાયમ રહે. મારે આપનું ને મારૂં ભલું થાય તેવું ચાહવું જોઇએની?"

"તે પણ ખરૂં છે. વારૂં ઠીક છે. હવે હું રાતના આઠ વાગે મળીશ.

"વારૂજી."

તરતજ મધુર પોતાના બંગલા તરફ રસ્તો માપી ગયો, અને ચંપૂલી તરતજ ઘડિયાળમાં જોઇ દશ વાગ્યાનો સમય થતાંજ બેંકમાં પોહોંચી, અને પેલા ચેકના રૂપિયા લઇ આવી. બાદ પોતાનો તમામ સરસામાન ઝપાટાબંધ પેક કરાવવાની ગોઠવણ કરી, અને લાકડાંનો જે સરસામાન હતો તે તમામ બજારના વેપારીઓને બોલાવી સસ્તે ભાવે વેચી નાંખ્યો. આમ કરતાં સાયંકાળ થયો, અને આઠ વાગે મધુરનાં આવવાનો વખત હોવાથી તે પેહેલાં ઘરમાંથી નીકળી જવાનો તેણીએ ઠરાવ કીધો હતો તેથી સાયંકાળ થતાંજ ગાડીઓ બોલાવી તે અને તેણીનો એક નોકર ગાડીમાં તમામ સરસામાન સાથે બેસી રેલ્વે સ્ટેશનપર ગાડી હંકરાવી, અને બરોડા રેલવેના ગ્રાંટરોડનાં સ્ટેશનપરથી એક લોકલ ગાડીમાં બેસી તેઓ દાદરનાં સ્ટેશને

ગયાં, અને ત્યાંથી પછી જી. આઇ. પી. રેલવે મારફતે તેજ રાતના પોતાને ગામ જવાને ઉપડી ગયાં, કે જે ગામ દખણમાં એક ખુણામાં કંઇ આવેલું હતું.

રાતના આઠ વાગાને સુમારે મધુર આનંદમાં ઝિભરાતો ને ખુશાલિમાં છલકાતો ચંબેલીનાં મકાન તરફ ગયો, અને ધબ ધબ દાદર ચઢીને ઉપર જતાંજ જૂએ છે તો બધું અંધારૂં ઘોર! તે જોતાંજ તે ગભરાયો, અને અંદરના ઓરડામાં નજર નાંખતાં કંઇ પણ સરસામાન નહીં દેખાયાથી તે ઘણા વિચારમાં પડી ગયો. તેને લાગ્યું કે "રાંડે દગો દીધો, અને પઇસા લંઇ કેથે ભાગી ગઇ!" પણ હવે શું કરે? મનની વાત મનમાં સમાવીને અત્યંત ગિરફતારીમાં ગરકાવ થતો થંડે પગલે તે પાછો નીચે ઉતરીને ગાડીમાં બેસી પાછો પોતાને બંગલે ગયો. પ્રથમ તો તેનાં મનમાં આનંદનો કંઇ સુમાર નહોતો, પણ હવે તેનું મન કેટલું થંડું ગાર થયું હશે, તેનો વિચાર વાંચનાર પોતેજ કરી લેશે!

બંગલે જતાંજ માથાપરની પાઘડી ટેબલપર પટકીને પેહેરેલાં તમામ કપડાં સાથે એક ઇઝીચેરપર ઢળી પડયો, અને તેને એટલી તો ગિરફતારી લાગી કે થોડીક મિનિટ સુધી જાણે તેનું મગજજ નહીં હોય તેવી હાલતમાં તે આવી પડયો! થોડીક મિનિટ પછી તે લગાર શાંતતા પામી વિચાર કરવા લાગ્યો કે "હવે તો બંને બાજુથી રખડયો. એક તરફથી બાયડી પણ ગઇ, અને બીજી તરફથી ચંબેલી પણ ગઈ! વળી પઇઆના પઇસા પણ ગયા ને મૂર્ખ પણ બન્યો! રાંડ ચંબેલી હાથ લાગે તો તેણીને જાનથી મારી નાંખું! પણ હવે તે શાની હાથ

લાગે! તેમ તેણીનાપર કંઇ તજવીજ કરીને પોલીસ કોર્ટમાં વારંટ મેળવું તો બની શકે, પણ તેમ કરતાં મારી આબરૂનાં કાંકરાં થાય ને લોકમાં પૂરી ફજેતી થાય! માટે હવે તો મુગું બેસી રેહેવામાંજ શોભા છે!" આમ વિચાર કરતો તે વળી ખુરસીપરથી ઉઠયો, અને પેલા ફડાકાદાસને મળવા માટે વળી પાછી ગાડી જોડાવી તેને ત્યાં ગયો; કેમકે તેનાં ઘરની તેને ખબર હતી. ફડાકાદાસે તેને આવકાર આપીને પોતાના દિવાનખાનામાં બેસાડયો, અને પછી પૂછયું "કેમ શેઠ સાહેબ, આજે કંઇ તમારી સ્વારી મારે ગરીબને ત્યાં પધારી છે?"

"નહીં, કંઇ નહીં. એ તો તમે ઘણા દાહડાથી દેખાયા નથી તેથી તમને મળવા આવ્યો છું. વળી પેલીને ત્યાં પણ તમે તો કંઇ મળતાં નથી ને ત્યાં તમે તો બિલકૂલ આવતા પણ નથી! આટલી બુધી જૂદાઇ રાખો છો મારા ભાઇ!"

"માફ કરો સાહેબ. તેમાં મારો દોષ નથી, પણ તમારોજ દોષ છે. તમે તેણીને કહ્યું કે ફડાકાદાસનો પગ તારા ઘરમાં રેહેશે તો મારાથી નહીં અવાય તેથી તેણીએ મને તે વાત કહી, જે કારણથી મેં ત્યાં આવવાનું બંધ કીધું. તેમાં કશૂર મારી કે તમારી? બોલો સાહેબ, સાચું બોલોની?"

"સમજયો! તેમાં તમારી કશૂર નહીં ને મારીએ કશૂર નહીં, પણ તે રાંડનુંજ કપટ છે! તે રાંડે મારે નામે તમારો પગ કહાડવા નેજ તદબીર કરેલી!"

"પણ તેમ તદબીર કરવાથી તેણીને શો લાભ?"

"મને ધુતવાનો! જો તમારો પગ હોત તો હું ધુતાઉં નહીંની! અને આખરે તે રાંડ પોતાની તદબીરમાં ફાવી ગઇ, તેણીએ મને બનાવી લીધો ભાઇ"

"હેં ! તે કેવી રીતે ? મને તો એ બાબતની કંઇજ ખબર નથી ! મને જરા મેહેરબાની કરીને સમજાવો તો હું તે રાંડની ધૂળ કહાડી નાંખીશ."

"હવે તમે કયાંથી ધૂળ કહાડવાના હતા ? તે તો મને ધૂળ ફાકાડીને પોતાનાં મકાનમાંથી પણ કેથે રવંડા માપી ગઇ ! મને તે રાંડે એવો જબરો ઘા કીધો છે કે જીંદગી સુધી તે ઘા મારાં મગજમાંથો રૂઝાનાર નથી ! અરે ભાઇ, તમને શું વાત કરૂં ? પ્રથમ તો તેણીએ મારી સાથે ફરેબ રચીને સામટા રૂપિયા પચાસ હઝારનો ચેક લીધો, અને તે પછી તેણીનાં મીઠાં વચનોથી હું એટલો તો મોહી પડયો કે મેં તેણીને મારા બંગલામાં લઇ જઇને રાખવાનો ઠરાવ કીધો. તેવા વિચારથી તો મેં મારી બાયડીને પણ ગમે તે બહાને બંગલામાંથી હાંકી કહાડી, અને પછી મેં ચંબેલીને મારે બંગલે આવવાની માંગણી કરી, જેમ કરવાની તેણીએ હા પાડી, પણ રૂપિયા એક લાખ લેવાની શરતે ! મેં તે શરત પણ મંજૂર રાખી, ને તરતજ રૂ ૧ લાખનો ચેક પણ લખી આપ્યો. બાદ સાંજે તેણીને ત્યાં જઇને જોઉં છું તો મકાનમાં અંધારૂં ! સરસામાન પણ ગેપ ને તેણી પણ ગેપ ! બોલો ભાઇ, સોનેરી ટોળીનો સરદાર તો તેંજ કેની !"

"પણ તમે કેવા દિવાના કે તેણીને એકદમ આટલી મોહોટી રકમ આપી !"

"ભાઇ ! પ્યાર આંધળો છે, એ કહેવત બરાબર મને લાગુ પડી ! હું તેણીના પ્યારમાં આંધળો થઇ ગયો, અને મેં તેણીને આંધળા બનીનેજ રૂપિયાની રકમો આપી, પણ હવે બોલીને શું

કરૂં ! મારે તો રાંડની રાંડ ગઇ, બાયડીની બાયડી ગઇ ને સાથે રૂપિયા પણ ગયા ! ત્રણે તરફના ધપ્પા પડયા! હવે કંઇ ઉપાય ?"

"હવે શું ઉપાય ? તે રાંડ કોણ જાણે ક્યાં ગઇ હશે ! કદાચ પોલીસમાં કંઇ ફરિયાદ નોંધાવીએ તો તેણીનો પત્તો મળે તો ખરો, પણ તેમ કરતાં તમારી આબરૂના કાંકરા થાય તેમાં પણ શક નહીં. તેમ છતાં તમારો વિચાર હોય તો તેની તજવીજ કરૂં ?"

"નારે ભાઇ, એવી પંચાતીની પિડામાં હું પડવા માંગતો નથી. મારા નસીબમાં હતું તેમ બન્યું ! ખેર! તેનાં નસીબનું તે લઇ ગઇ !"

"પણ તમે ખાત્રિથી કહો છો કે તેણીનાં મકાનમાં તેણી નથીજ ?"

"હારે હા, મેં જાતે ત્યાં જઇને તપાસ કરી છે તો."

"ત્યારે તો તે રાંડ પોતાને દેશ ભાગી ગયેલી ! જરૂર ! તેમાં શકજ નહીં.

"તેમજ હશે. ચાલો. નસીબમાં હતું તે બન્યું !"

"તે તો છેજ; પણ એક રાંડ જાત બનાવી ગઇ, એ પણ નવાઇની વાત થઇ !"

"પણ હવે પસ્તાવો કરવાથી શું વળે ! બનનારી બની !"

છેવટ મધુર ત્યાંથી ગુસપુસ કરીને વિદાયે થયો. બાદ ફડાકાદાસ પોતે એકલો ચંબેલીના મકાનપર જઇને જૂએ છે તો મધુરે કહ્યું હતું તેમજ જણાયું. ચંબેલી હોય કયાંથી કે મળે! તે ભાઇસાહેબ પણ સમજી ગયા કે "રાંડે મને પણ હાથેલીમાં ચાંદું બતાવ્યો.!"

આમ પસ્તાવો કરી તે પછી પેલા વરણુશંકર અને ચંડાળશંકરને મળ્યો, અને તેમને તમામ બિના કહી, જે પરથી તેઓ પણ નિરાશ થઇ ગયા, અને મધુરને બનાવીને પોતે ભાગ પડાવવાની જે ઉમેદ રાખી હતી તે તમામ ઉમેદ ને આશાપર પાણી ફરી વળ્યું ! હવેથી તેઓ સમજ્યા કે " મધુરને રડાવવાથી આપણે કંઇ વળે તેમ નથી, માટે હવે એ રસ્તોજ છોડી દેવો વાજબી છે. હરામનું પચાવવાનાં આપણાં નસીબ પાધરાં નથી." આમ વિચારી તેઓએ પણ મધુરનો પીછો છોડયો, અને પોતપોતાનાં ઘરમાં નિરાંતે બેઠાં.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### દોહરો.

મધુર મન મુંઝાય છે, ગિરફતાર ગરકાવ;
પસતાવો પુરો કરે, મળશે ખરો સરપાવ !

### પૂરો પસ્તાવો.

મધુર હવે પૂરેપૂરો પસ્તાયો. પોતાનાં અવકૃત્યો માટે તેણે સજ્જડ ઠોકરો ખાધાંથી હવે તેને મધુરીનાં શુભેચ્છક વચનો યાદ આવતા ગયાં. તેમના પોતાના નિમકહલાલ નોકર ભીખલાની વાતનું પણ ભાન આવ્યું. તોપણ પોતાની પત્નિને બંગલામાં પાછી બોલાવવા માટે તેનું મન આનાકાની કરે છે, અને તેથી તેણી કયાં છે તેમજ તેણી શું કરે છે તેની તજવીજ કરવાની હજી તેને દરકાર નથી. તેણે

વિચાર કીધો કે "હવે તો બસ એકાંત જીંદગીજ ગુજારવી, અને પર નારીની પંચાતોમાં ઉતરવુંજ નહીં, કે પસ્તાવાનો વખત આવે." આમ વિચાર કરતો તે નિરાંતે સુતો, અને ગિરફતારીમાં પડેલો હોવાથી તેને મહા મુશીબતે છેક પાછલી રાત થતાં ઊંઘ આવી, અને આ પ્રકારે એક રાત તો ગમે તેમ પરિતાપમાં તેણે પસાર પણ કરી.

બીજે દિવસે પ્રભાતમાં ઉઠતાંજ તેણે પોતાના બીજા નોકરોને ભેગા કરી તેમાંથી માત્ર બે નોકરો શિવાય બાકીના તમામ નોકરોને પાણીચાં પકડાવ્યાં, અને બંગલામાં બે ભટ હતા તેમાંના પણ એકને રજા આપી, અને એ પ્રકારે ખરચ કમી કરવાનો રસ્તો લીધો. વળી ગાડીઘોડામાંથી પણ કમી કરી ફકત એક ઘોડો ને એક ગાડી રાખ્યા, અને બાકીના તમામ ઓછી વધતી કીંમતે વેચી નાંખ્યાં. આ પ્રમાણે તે હવે કસરીઆનો કાકો થઇ ગયો. એટલામાં તેનો એક જાણીતો જોષી, કે જે ઘણો બાહોશ હતો, અને વળી તે મધુર સાથે સ્નેહ પણ સારો રાખતો હતો તે આવી પોહોંચ્યો. તેને જોતાંજ મધુરને હરખ ઉપજ્યો, અને બોલ્યો "કેમ મહારાજ, તમે તો કંઇ ઘણા મોંઘા થઇ ગયા છો ને શું! ઘણે ઘણે દાહડે પધારો છો! આટલા બધા દાહડા કેમ કંઇ દેખાયાજે નહીં? ગામમાં હતા કે ગામ બાહાર?"

"હતો તો ગામમાંજ, પણ જરાક કામકાજમાં રોકાઇ ગયો હતો."

"ઠીક! જેવી તમારી કૃપા! પણ હવે કંઇ કેહેશો કે મારા ગૃહભાવ કેવા છે?"

"જન્મોત્તરી કહાડો તો જોઇને કહી શકાય. ક્યાં છે તમારી જન્મોત્તરી?"

"લો આપું." કહીને મધુરે તરતજ પોતાનાં કબાટમાંથી જન્મ પત્રિકા કહાડીને પેલા જોષીના હાથમાં આપી.

જન્મોત્તરી ઉકેલી આમ તેમ ફેરવીને જોતાં લગભગ પાએક કલાક કહાડ્યા પછી જોષી મહારાજે પૂછ્યું "બોલો તમારે શું પૂછવાનું છે? કંઇ ખાસ પૂછવું હોય તો તે પૂછો કે તેનો ઉત્તર મારાં ધ્યાન પ્રમાણે હું તમને દર્શાવું."

"તમે હાલની મારી દશાનો ભાવ જણાવોની કે તે કેવો છે?"

"તે હું કહું." આમ બોલતાં જોષી મહારાજે આંગળીના વેઢા ઉપર ગણત્રી કરીને, અને મનમાં બબડીને જણાવ્યું "ભાઇ સાહેબ, છેલ્લા પાંચ મહિના તમારા ઘણા નબળા ગયા હશે. તેમાં તમને કુટુંબ કલેશ થયો હશે ને પઇસાની પણ ઘણી હાનિ થયલી હોવી જોઇએ. બોલો, ખરી વાત? એમાંનું કંઇ તમને બન્યું છે? ખરેખરૂં કહેજો?"

"હા. તેમ બન્યું છે; પણ હજી ક્યાં સુધી ગૃહ વાંકો છે?"

"હજી તમારા દાહાડા એક મહિના સુધી બહુજ નબળા છે, અને તેથી તમે સંભાળીને ચાલશો તો સારૂં, નહીં તો ખરાબ ખાસ્તા થઇ જશો!"

"હજી એક મહિના સુધી નબળા દાહડા છે? અરે મહારાજ! હવે બગડવાનું શું બાકી છે! જે બગડવાનું હતું તે તો બગડી ચૂક્યું! હવે વધારે બગડશે તો પછી બૂરા હાલ થશેની!"

"તે તો ગૃહભાવ હોય તેમ થશેજ, તો પણ સંભાળીને ચાલશો તો ઠીક."

"જો ગૃહભાવ નબળાંજ છે તો સંભાળીને ચાલવાથી ગૃહભાવ શું સવળા થતા હશે કે?"

"તેમ તો નહીં, તોપણ બુદ્ધીબળ વાપરી સાહુચેતીથી રેહેશો તો સેહેજ ફેર તો પડે."

"પણ છેવટ બનનારી તો બનેજ! તે કંઇ મિથ્યા થનાર છે?"

"હા, એ તો છેજ; પણ શું બન્યું તે મને લગાર સમજાવો તો વધારે નજર દોડાવીને વધારે ખુલાસો કરી શકું. તમારી વાત સમજવાથી મને પણ વધારે વિચારીને તર્ક પોહોંચાડવાનું બની શકે."

આ ઉપરથી મધુરે પેહેલેથી તે છેલ્લે સુધીની તમામ વાત મહારાજને કહી સંભળાવી. તેમાં તે જરા પણ શરમાયો નહીં; કેમકે તે મહારાજની સાથે તેને તેવોજ દોસ્તીનો સંબંધ હતો. મહારાજે તમામ વાત સાંભળીને વળી પાછી જન્મપત્રિકા ઉથલાવવા માંડી, અને છેવટ તેણે જણાવ્યું "ભાઇ! તમારે હવે વિશેષ ગભરાવાનું નથી. હવે જે છે તે તમને દેહનું દુઃખ છે, અને પઇસાની નુંકસાની આવે તેમ હવે મને લાગતું નથી, માટે તનદુરસ્તીનાં રક્ષણ માટે ખાવા પીવામાં લગાર સંભાળ રાખજો."

"પણ શરીરને કંઇ હરકત જેવું તમને લાગે છે કે?"

"નહીં, નહીં. તેવું તો કશું નથી. તમારાં શરીરનો વાંકો વાળ થનાર નથી, તોપણ લગાર પિડા ભોગવવી પડશે. વળી તમને તમારી સ્ત્રીનો મેલાપ પણ એક મહિના પછી પાછો થવાનો જોગ છે, અને તેણીનાં પગલાં ઘરમાં થયાં પછી પઇસા પણ વધવાનો જોગ છે."

"એટલે ? શું તેણીનાં પગલાંથીજ પઇસા આવશે ?"

"છે તો એમજ. પઇસા કમાયા પણ તેનાં પગલાંથીજ, અને તેના પગલાં જવાથીજ પઇસા ગયા, માટે તેણીને ગમે તે પ્રકારે પાછી મેળવો કે તમારો દીહડો સુધરી જાય."

"વારૂં ઠીક છે. હવે તેનીજ ગોઠવણ હું કરીશ. હું તો તેણીને પાછી મેળવવા માંગતોજ નહોતો, પણ તમે મારા મિત્ર છો ને વળી મારા શુભેચ્છક છો તેથી તમારી સલાહ સ્વિકારૂં છું."

"બાયડી આવ્યાથીજ તમારાં સુખ સંપત્તિનો પાછો ઉદય થશે, માટે એટલું જરૂર કરજો."

"હવે તો જરૂર કરીશ. તમે મને કહ્યું તો ઠીક થયું."

બાદ જોષી મહારાજને મધુરે પોતાનાં ખીસામાંથી પાંચ રૂપિયા દક્ષણા આપી, જે લઇ જોષી મહારાજ વિદાયે થયા.

હવે મધુરે પોતાની પત્નિની શોધ કરવાનું મનપર લીધું અને તેણીનો પત્તો કેવી રીતે મળે તેના વિચારમાં તે પડયો; પણ વળી તેને યાદ આવ્યું કે "મારી સ્ત્રીનો મેલાપ એક મહિના પછી થવાનો જોગ છે, એમ જોષી મહારાજે જણાવ્યું છે તો તે પેહેલાં હું ગમે તેટલી પણ કોશિષ કરીશ તો તે ફોગટજ છે, માટે હવે તો એક મહિના પછીજ તેણીનો પત્તો મેળવવાની તજવીજ કરફી કે વચમાં લીધેલી મેહેનત ફોગટ નહીં જાય." આમ વિચારી તે વાત પણ તેણે હાલ તરત મુલતવીજ રાખી.

મધુરીની શી દશા છે ? તેણી મલાડમાં બીખલાના મકાનમાં કહો કે ગરીબની ઝુંપડીમાં જ્યાં ત્યાંથી પોતાના દિવસ ગુજારતી



" જો ભીખસો મરી જશે તો મને કોનો આશરો રહેશે!" (પાનું ૨૫૧.)

રહી છે. અગર જો ભીખલો અને તેનો બાપ તેણીને દરેક પ્રકારે સંતોષ આપવાને તનમનથી તેણીની આગતાસ્વાગતા કરે છે, તોપણ તેણીને ચેન પડતું નથી. પતિનો વિયોગ તેણીનાં અંતઃકરણમાં અચણાટ ઉપજાવે છે, અને વારંઅવાર પતિની મનહર મૂર્ત્તિ તેણીનાં હૃદયમાં રમી રહી છે. સ્વપ્નામાં પણ મધુરની છબિ જોયાં કરે છે, અને વળી તે ઉપરાંત જેણી એક બંગલામાં બડા ઠાઠમાં રેહેનારી, તેણી અત્યારે એક ગરીબની કંગાલ ઝુંપડીમાં નિવાસ કરે તો તેણીનાં મનમાં કેટલો ખેદ રહ્યાં કરે, તેનો ખ્યાલ વાંચનાર સહજ કરી શકશે. ભીખલો બિચારો ગમે તેટલો પણ ગરીબ હાલતમાં રહેનારો, અને તેનાં ઘરમાં ત્રાંબાપિત્તળનાં વાસણું પણ કયાંથી હોય તે અને તેનો બાપ માટીનાં વાસણમાં રાંધીને ખાતાં, અને મધુરીને માટે પિત્તળની એક થાળી લાવી આપી, તેમજ બીજા વાસણો પણ ધાતુનાં લાવવાને ભીખલો તો તઇયાર હતો. પણ તે બિચારા ગરીબને તેવો ખરચ કરાવવાને મધુરીએ દુરસ્ત ધાર્યું નહીં, ને તેથી તેણી માટીનાં વાસણમાં એક જુદી સગડીપર પોતાનું ભોજન રાંધીને પિત્તળની થાળીમાં જમતી હતી ને વાડકાને ઠેકાણે દડિયામાં દાળ યા કઢી લેતી હતી! ઘણું કરીને તેણી પોતાને માટે માત્ર ભાત યા દાળ અથવા રોટલી યા દાળ રાંધીનેજ ચલાવતી, અને શાક વખતે કરે ને વખતે નહીં પણ કરે! આવી દુઃખદાયક સ્થિતિમાં તેણી પોતાના દિવસ પસાર કરતી હતી. એક દિવસે એવું બન્યું કે ભીખલાને તાવ આવ્યો ને તે બાપડો બિછાનામાં પડયો. તાવ ઘણો ચઢવાથી મધુરીને રડવું આવી ગયું, અને તેણીને એવી ધાસ્તી ભરાઇ કે "જો ભીખલો મરી જશે તો મને

કોનો આશરો રહેશે !" આમ ગભરાવા લાગી, અને તેણી ગમે તેટલી શ્રીમંતની પત્નિ છતાં ભીખલાને ભાઇ તરીકે માની તેણીએ તે ગરીબ પણ નિમકહલાલ માણસની ઘણીજ ચાકરી કરી; અને એ ત્રણ દિવસમાં તેનો તાવ દૂર થઇ તે હોંશિયાર બની ગયાં પછીજ મધુરીના જીવમાં શાંતી થઇ ભીખલાએ પોતાની શેઠાણીના આવા ગુણને માટે તેણીનો ઉપકાર માન્યો, અને બોલ્યો "બાઇ સાહેબ, તમારા સદગુણોને પ્રતાપે આખરે પણ પરમેશ્વર તમારૂં ભલુંજ કરશે."

"તે તો જેવી શ્રી હરીની મરજી! પણ ભીખલા, મારે જન્મારો આમ ને આમજ જવાનો કે શું! તારા શેઠનો મેલાપ હવે પછી મને નહીંજ થાય?"

"શેઠાણી, ગભરાશો નહીં. તમે કયાં જંગલમાં પડયા છો અને તમે મને કંઇ ભારે પડતા નથી."

"તે તો તારો મારા પર પવિત્ર ને વફાદાર ભાવ છે, તેને માટે હું તારો ઉપકાર માનું છું, પણ આવો અવતાર મારે કયાં સુધી ભોગવવો? જોઇએ તેમ થાઓ, પણ પતિનાં દર્શન વિનાનું તમામ ખોટું!"

"બાઇ તે તો હું એ મારા મનમાં સમજુ છું, અને તેને માટે મને પણ રાત ને દાહડો વિચાર થયા કરે છે, પણ હવે શેઠને કેવે રસ્તે સમજાવવા તે મને સમજ પડતી નથી!"

"વારૂં પણ મારા પ્રાણનાથની તબિયત કેમ હશે તેના કંઇ સમાચાર મેળવી શકાશે?"

"મારો વિચાર આજે મુંબઇ જવાનો છે, અને ખાસ કરીને શેઠને મળવા ધારૂં છું."

" પણ તું તેમને કેવી રીતે મળી શકશે ? તું બંગલે મળવા જશે તો તે તને મારવા ઉઠશે !"

" તે તો કોઇ પણ રીતે હું તેમને મળીશ, અને કંઇ પણ એવી હિકમત કરીશ કે તે મારે હાથ આવે."

" તે તદબીર શી કરશે ? તું ધારે છે કે તેમ કરવામાં તું ફતેહ પામશે ?"

" હાલ તરત હું કશું પણ ચોકસ કહી શકતો નથી; શેઠની મુલાકાત એક વાર થાય તો પછી વાત."

" વાતજ ત્યાં છેની ! મુલાકાત થવી એજ મને તો મુસ્કેલીની વાત લાગે છે !"

" પણ જોઇશ. એક વાર મારી નવી કોશિષ અજમાવી જોઇશ."

" બહુ સારૂં. પણ તું મુંબઇ કયારે જવાનો છે ભીખલા ?"

" ઘણું કરીને આજે બે વાગા પછી જઇશ, અને રાતના આઠ વાગે પાછો આવીશ."

" પણ રાતના જરૂર આવજે; કેમકે મને માત્ર તારો આધાર છે ભાઇ !"

" તે માટે તમારે ચિંતા કરવીજ નહીં. હું રાતના આવીશ તો ખરોજ, અને કદાચ ધારો કે હું રોકાઇ ગયો, તોપણ મારી ગેરહાજરીમાં મારા બાપ તમને જરા પણ ઓછું નહીં આવવા દે. તે વળી મારા કરતાં વધારે દયાળુ ને ભલા છે, અને તમારે માટે તેમને પણ ઘણુંજ લાગે છે."

"તે તો હું પણ જોઉં છું કે તે બિચારા બુઢ્ઢા માણુસની આશાપર ઘણીજ સારી ચાહેના છે, અને મારે માટે તેમને પણ ઘણી તસ્દી વેઠવી પડે છે."

"તસ્દી શબ્દ તો તુમારે બોલવોજ ઘટતો નથી. એ તસ્દી નથી, પણ અમારી ફરજ છે."

આ પ્રમાણે થોડોક સમય સુધી તેઓએ વાતચીત ચલાવ્યા પછી ભીખલો કહેવા પ્રમાણે મલાડથી મુંબઇ આવવાને તઇયાર થયો, અને મધુરીની સંભાળ રાખવાને તેણે પોતાના બાપને ખાસ ભલામણ કરી, અને તે પછી તે ત્રેનમાં બેસીને મુંબઇ જવા નીકળ્યો. બરાબર એક કલાકમાં તે ગ્રાંટરોડનાં સ્ટેશને આવ્યો, અને ત્યાંથી તે સીધો મધુરને બંગલે ચાલ્યો. મધુર આ વખતે સૂઇને ઉઠયો હતો, અને મોંમાં બીડી પીતો ધુમાડો કહાડતો હતો. તેણે ભીખલાને દૂરથી બંગલામાં આવતો દીઠો. અને તેવોજ તે ઉઠીને ઓટલાપર ગયો, અને જેવો ભીખલો નઝદીક આવ્યો કે તેવોજ મધુર શાંત સ્વરે બોલ્યો "અરે ભીખલા, તું કયાંથી! તું તો તારી શેઠાણીને લઇને ગયો હતો, અને હમણાં એકલો કયાંથી આવ્યો! તારી શેઠાણી કયાં છે?"

"સાહેબ, શેઠાણી તો કયાં છે ને કયાં નહીં તેની મને ખબર નથી!"

"હેં! એ તું શું બોલે છે! બચ્ચા, મને પણ હાથેલીમાં ચાંદ બતાવે છે કે?"

"નાહીં શેઠજી. મને તો શેઠાણીની મુદ્દલ ખબર નથી કે તેઓ કયાં હોશે!"

" પણ તું તેણીને તારી સાથે અહીંથી લઇ ગયો હતોની ? "

" હાજી. પણ તે ફક્ત આંટરોડનાં સ્ટેશન સુધીજ." ત્યાંથી તેઓએ મને કહ્યું કે હવે તું તારે ગમે ત્યાં જા, ને હું પણ મને પાલવશે ત્યાં જઇને કોઇનો પણ આશરો લઇશ." આમ બોલ્યાથી મેં તેમને ઘણું સમજાવ્યા, પણ તેમણે માન્યુંજ નહીં, અને મને સીધો પાધરો જુવાબ આપ્યા વગર તેઓ એક ભાડાની વિક્ટોરિયામાં બેસીને એકદમ ચાલતી પકડી ગયા ! "

" ત્યારે તેજ વખતે તું અહીં પાછો મારી પાસે કેમ નહીં આવ્યો ? "

" આપની પાસે આવીને શું મોં બતાવું ! આપે તો મને બંગલામાંથી હડસેલી કહાડયો હતો, તેથી મારી હિમ્મત પાછાં આવવાની કેવી રીતે ચાલે ? "

" અરે પણ મૂર્ખના સરદાર ! મેં તને કહાડયો તે માત્ર તેણીને માટેજ; પણ તેણી જયારે તારી સાથે નહીં રહી તો તારે તેજ ઘડીએ અહીં આવવું તુંની ? તદ્દન જંગલી જટ ! "

" મારો પગ આવતાં અંચકાયો શેઠ. આજે પણ હું ગભરાતો આવ્યો છું. "

" ગભરાવાની જરૂર નથી. વારૂં ફીકર નહીં. તું આજથી પાછો આ બંગલામાં રહે, અને આટલા દાહડા તું નહીં આવ્યો છતાં તારો પગાર તને પૂરેપૂરો આપીશ."

" વારૂં શેઠજી. મોહટી મેહેરબાની, ઘણોજ ઉપકાર. પરમેશ્વર તમારૂં ભલું કરશે."

" પણ બાબલા, તારી શેઠાણી ક્યાં હશે, તેનો પત્તો કહાડવો તો જોઇએજ.

" તે પછી હું ગમે ત્યાં રવડી રઝળીને પણ શોધી કહાડીશ, અને હું કાલથી નોકરી પર હાઝર થઇશ; કેમકે હું જો મારે ઘેર આજે નહીં જાઉં તો ઘર આગળ મારા બાપ ફીકર કરે."

" વારૂં તેમ કરજે; પણ કાલથી જરૂર આવજે હાં! જો ચૂકતો નહીં."

" જરૂર આવીશ શેઠજી. આપની મેહેરબાની છે તો હું બીજાની નોકરી કદી નહી કરૂં."

" ફીકર નહીં, ફીકર નહીં. હવે તું કાલે આવે પછી વળી વિશેષ વાતચીત કરીશું. પહેલાં તો કોઇ પણ પ્રકારે તારી શેઠાણીનો પત્તો મેળવવો છે, કેમકે તેણીને હવે ગમે તેમ સમજાવીને પણ બંગલામાં પાછી લાવવાની છે. તેણીને કહાડીને મને ઘણોજ પસ્તાવો થાય છે. તે દહાડે મેં તારૂં કહેલું માન્યું નહીં, પણ હવે તારી કહેલી તમામ વાત મને સાંભરી આવે છે, અને મારી ભૂલ હવે હું કબૂલ કરૂં છું, પણ ખેર! બનનારી બની! હજી પણ તેણી મળી આવશે તો બસ છે."

" હવે હું પણ એ વાતની તપાસ કરીશ, અને આવતી કાલથી શેઠાણીની શોધમાંજ ફરીશ. જો કોઇ પણ જગાપરથી તેમની બાતમી હાથ લાગી તો પછી તેમને સમજાવીને અહીં લાવતાં વાર નહીં લાગે."

" પણ બાતમી મળે એજ મોહટી વાત છેની! બાતમી મળે તો પછી હું પોતે તેને હાથે પગે લાગીને પણ મનાવી લાવીશ.

અરે હાથે પગે લાગવાની પણ જરૂર નથી. એ તો મને જોશે કે તેજ ઘડીએ મારા પ્રત્યે ભલા ભાવથી પીગળી જશે; કેમકે હું જાણું છું કે તેણી ઘણી પતિવ્રત્તા ને ગુણિયલ છે, અને મારાપર તેણીના ઘણીજ ઉમદા લાગણી છે. ખચીતજ તેણીના જેવી ભલી, ભોળી ને ધર્મિષ્ટ સ્ત્રીને તરછોડવામાં મેં મહા ભયંકર ભૂલ કરી છે, અને હું ઘણોજ પસ્તાઉં છું. હવે મને કંઇ સુઝતુંજ નથી ?"

"ગભરાઓ નહીં સાહેબ. ઇશ્વર કરશે તો હું શેઠાણીનો પત્તો ગમે તેમ રખડી રઝળીને પણ મેળવીશ, અને ચોગરદમ મારા બીજા દોસ્તો મારફતે પણ તપાસ કરાવીશ."

"પણ ભીખલા, રખે તેણી દુઃખની મારી આપઘાત કરીને મરી તો નહીં ગઇ હોય ?"

"તે તો ભગવાન જાણે શેઠ ! તેમનો સ્વભાવ ઘણો તીખો છે તેથી તેવું પણ કીધું હોય !"

"અરેરે ! જો તેમ કીધું હશે તો હું પણ જીવતો મરીશ ! ભીખલા, કોઇ પણ પ્રકારે તેણી મને એક વાર પોતાનું મોં બતાવે તોજ મને શાંતિ વળે ! જ્યારથી તેણી અહીંથી ગઇ છે, ત્યારથી મને ખાવું ને પીવું કંઇજ ગમતું નથી ને રાત ને દાહડો હું ફીકર ને ચિંતામાં મુંઝાયાં કરૂં છું !"

"શેઠજી, આપને મુંઝવણ થાય તેમાં નવાઇ નથી ! શેઠાણી જેવું માણસ ફરી ફરીને મળનાર નથી ! પણ હવે સંતાપ કરવામાં શું સાર ? હવે તો ઇશ્વર પાસે એટલુંજ માંગો કે તેમની બાતમી મળે."

"હા ભાઇ, હવે તો ઇશ્વર ઉપરજ આધાર છે તો ! તે કરે તે ખરી !"

"શેઠજી, તે પરમાત્મા આપનો સંતાપ દૂર કરશે, અને હવે હું રજા લઉં છું. આવતી કાલે સહવારમાં જરૂર આપની સેવામાં હાઝર થઇશ. ત્યાં સુધી આપ ધીરજ રાખજો."

"પણ તું જાતે નહીં જાય ને કોઇ માણસ મારફતે તારા બાપને કહેવરાવા મોકલે તો નહીં ચાલે ?"

"તેમ પણ ચાલશે; પરંતુ હું અહીં પાછો રહ્યો તે વાત મારા બાપને સમજાવીને કહીશ તો તેઓ રાજી થશે, અને સહવારના પોહોરમાં ઉઠીને મારા ભલા બાપનો આશિર્વાદ લઇને પાછો આપની નોકરીમાં આવું તો મારૂં પણ ભવિષ્ય સુધરે. તે જુદા બાપનો આશિર્વાદ લઇનેજ કંઇ પણ કરવું, એ મારો નેક ને ટેક છે શેઠજી, માટે ફકત આજની રાત આપે મેહેરબાની કરવાની છે."

"વારૂં તેમ તો તેમ. પણ જોજે, સહવારના પોહોરમાં ઉઠતાંની સાથેજ અહીં આવજે. જો તને આવતાં વધારે વાર લાગશે તો હું તને બોલાવવાને કોઇ માણસને મોકલીશ."

"અરે શેઠજી, એટલી બધી તસ્દી લેવાની જરૂર નહીં પડશે. હું બરાબર સાત વાગામાં તો અહીં હાઝર થઇશ, પછી કંઇ છે?"

"તો બસ. ઠીક છે, જા."

ભીખલો તરતજ સલામ કરીને હરખાતો હરખાતો બંગલામાંથી નીકળીને ઝડપની ચાલે ગ્રાંટરોડ પોંહોંચ્યો, અને થોડી વારમાંજ લોકલ ત્રેન આવી પોંહોંચતાં તેમાં બેસીને પાછો મલાડ ગયો. આ વખતે સુમારે સાત વાગ્યાં હતાં, અને મધુરી પણ ભીખલાની આવવાની રાહ જોતીજ બેઠી હતી. ભીખલો હસ્તો હસ્તો પોતાનાં મકાનમાં દાખલ થયો ને જતાં વારનેજ મધુરી આગળ બોલ્યો "શેઠાણી, આખરે સત્યનો જય!. ચાલો! કરો કંકુના શુભ સમાચાર લઇ આવ્યો છું બાઇ!"

"તારા શેઠની મુલાકાત થઇ?"

"અરે મુલાકાતે થઇ ને બધુંએ કામ પાર પડ્યું! હવે તો તમે તમારા બંગલામાં પાછા પધારશો!"

"હેં! એ તું શું બોલે છે! તારા શેઠ સાથે તને શું વાતચીત થઇ?"

"બધીએ વાતચીત થઇ, અને હવે તો તે તમને મળવાને તલપી રહ્યા છે!"

"શું તેઓ મને બંગલામાં રાખશે? હું જાઉં?"

"નહીં. હમણાં નહીં. તે વખત આવશે ત્યારે તમારે ત્યાં પધારશું."

"પણ તું હમણા તો બોલ્યો કે 'તમને મળવાને તલપી રહ્યા છે.' અને વળી વધારે વખત શું બાકી રહ્યો છે? તારાં બોલવાનાં પણ કયા ઢંગ બદલ્યા છે?"

"બાઇ સાહેબ, હું વાજબીજ બોલ્યો છું, અને એવીજ રીતની બાજી મેં ગોઠવી છે."

"એવી રીતની તે કઇ રીતની? ભીખલા, તારે તેમની સાથે શું વાત થઇ?"

"મારે શેઠ સાથે એવી વાત થઇ કે–" કહીને ભીખલાએ મધુર સાથે થયલી તમામ વાત વિગતવાર મધુરીને કહી સંભળાવી જે સાંભળી મધુરી રાજી ખુશી થઇ, અને તેણી લગાર નાખુશ થતી બોલી. "પણ હું અહીં છું, એ વાત તેં છુપાવી શા માટે? તેં કહી દીધું હોત તો તે બિચારાના જીવને કેટલી ધીરજ વળતે ને તેમનો જીવ બળતો બંધ થતેની?"

"હજી તેમનો જીવ વધારે ચચણે તેમાંજ સારૂં, કે જેથી તેમને બરાબર ઠોકર વાગે ને સારી રીતે શિક્ષા થયલી તેઓ પણ સમજે. અત્યારે તેમનો જીવ ચચણશે તેથા તમને પોતાને અગર જો માઠું લાગે છે, પણ ભવિષ્યમાં શેઠ ફરીને અવિચારી કામ કરે નહીં તેને ખાતર તેમને વધારે પસ્તાવો કરાવવો સજાવર છે. હવે હું કાલે વેહેલો ઉઠીને પાછો ત્યાં જઇશ, અને કાલથી પાછો તેમની નોકરીમાં રહીશ. તે પછી તેમને હીકમતથી તમારો પત્તો આપીશ, એટલે તરતજ તેઓ તમને બોલાવશે."

"પણ ભીખલા, વધારે દાહડા ગાળતો નહીં. હવે તે બિચારા ના આત્માને વધુ કકળાવવો નહીં."

"નહીં રે નહીં. તેમને દુઃખી કરવા હું ચાહતો નથી, તોપણ ભવિષ્યમાં તેઓ ફરીને આમ કરે નહીં તેને માટેજ સહેજ વધારે પસ્તાવો તેમને કરાવીશ ને એક બે દિવસમાં ખુલાસો કરીશ."

"વારૂં ઠીક. જો, આજે મંગળવાર થયો, માટે હવે આજે

ને આજેજ. મારો પત્તો આપજે કે બુધવારે હું મારા બંગલામ
પાછી જાઉં તો સુખી થાઉં; કેમકે બુધવાર મારો સારો છે. "

"વારૂં શેઠાણી, તેમ કરીશ. બુધવારે તમે બંગલામાં પધારો
પછી તો રાજી કેની ?"

"અરે પછી તો, તારો ઘણોજ ઉપકાર થાય. જીંદગી સુધી
તારો ઉપકાર ભૂલનાર નથી."

"એમાં ઉપકાર શાનો ? મેં મારો ધર્મ બજાવ્યો છે ને
આપનું લૂંણ મારાં પેટમાં છે તો તે મારે હલાલ કરવુંજ જોઇએ.
આવી વખતે મારે મારો ખરો સેવક ધર્મ બજાવવોજ જોઇએ."

"તે તો તેં બરાબર બજાવ્યો છે, અને હજી તારા ગૂણનો બનતો
બદલો આપવાનો બાકી રેહેશે, જે પરમેશ્વર કરશે તો તને મળશેજ."

"બાઇ, તમે ને શેઠ રાજી થશો એજ મને મોહટો બદલો
મળેલો મનાશે."

"વારૂં હરકત નહીં. તે તો વખત આવે વાત. હમણાં હું
મોંઢાની ફુલાસ મારૂં તે શું કામની ?"

બાદ રાત્રિ વધારે થવાથી તેઓએ આનંદથી ખાધું, અને
પોતપોતાની જગાએ સુતા. પ્રભાતનો પોહ ફાટતાંજ ભાખલો ઉઠીને,
અને મધુરીને ધીરજ આપીને, તેમજ પોતાના બાપને પગે લાગીને
અને તેમનો આશિર્વાદ લઈને ઘરમાંથી શુભ સુકન જોઇને નીકળ્યો,
અને ત્રેન મારફતે મુંબઇ આવ્યો. મધુરને બંગલે બરાબર પોણા
સાત વાગે તે પોહોંચ્યો, કે જે વખતે મધુર પણ તેની રાહ જોતો બંગલાના
કંપાઉન્ડના દરવાજાનાં મેંમાં દાતણ ચાવતો ઉભો હતો. ભાખલાને
જોતાંજ મધુર હરખાયો ને બોલ્યો "ભાખલા, હું તારીજ રાહ જોતો
હતો તું વચન પ્રમાણે આવ્યો." કહીને તે ભાખલાને સાથે લઇને
બંગલામાં ગયો, અને પછી ભાખલા પ્રત્યે મધુર બોલ્યો "ભાખલા,
જયારથી તારી શેઠાણી ગઇ છે, ત્યારથીજ મારા જીવને રાત ને દાહડો
જંપ નથી ! ખચીતજ તારી સલાહ નહીં માનીને હું પસ્તાઉં છું.
હવે મને મારી વાહલી સ્ત્રી કોઇ પણ પ્રકારે મળે તો મારો સંતાપ ટળે."

"શેઠજી, મલાડમાં એક માતા છે, તેની આગળ નમન કરીને તમારી અરજ ગુજારો તો તે તમને મન માંગી મરજી પૂરી પાડશે! ઘણાં લોકો તે માતાની માનતા રાખે છે."

"તે માતા શું ખરી છે? તે શું પવિત્ર દેવી છે?"

"હાજી. તે આબાદ—શાક્ષાત દેવી છે! અરે ભલભલા કરોડ પતિઓ ત્યાં આવે છે તો!"

"એમ છે ત્યારે તો ચાલો આપણે ત્યાં જઇએ."

"ભલે આપની મરજી હોય તો હું પેહેલાં જાઉં, અને આપ પછી બાર વાગાની ગાડીમાં આવો. મારે વેહેલાં જઇને માતાની પૂજા વિગેરે કરાવવી પડશે, ને ત્યાં તમામ વિધિ કરવી પડશે, અને તેમાં પાંચેક રૂપિઆનો ખરચ પણ થશે."

"ખરચની દરકાર નથી, પણ મને મારી પ્રાણ પ્રિયા મેળવવાનીજ દરકાર છે."

"તો હું અબઘડી જાઉં છું."

"હા, હા, જલદી જા. લે આ પાંચ રૂપિયા. હું બાર વાગાની ગાડીમાં જરૂર આવીશ, અને તું સ્ટેશનપર ઉભો રેહેજે, કે મારે અથડાવું પડે નહીં."

"વારૂંજી." કહીને ભીખલો પાંચ રૂપિયા લઇને તરતજ મલાડ પાછો ગયો, ને મધુરીને મળીને તેણીને તમામ વાતની સમજ પાડતાં કહ્યું "બાઇ, તમે માતાની પાછળ ગુપચુપ ભરાઇ બેસજો, ને શેઠ માતા પાસે માંગણી કરે તે પછી તમે જરા સ્વર બદલીને માત્ર એટલુંજ કેહેજો કે "જો તું એક પતિવ્રત્ત પાળે, વ્યભિચાર છોડી દે ને સ્વપત્નિ સાથે હળી મળીને રહે તો હમણાં ને હમણાં તને તારી પ્રિયા મેળવી આપું." આટલું તમે બોલશો એટલે શેઠ હા કહેશે કે તરતજ તમે આગળ આવી રજૂ થજો."

"ભીખલા, આટલું બધું કપટ કરવાથી શું લાભ?"

"લાભ એજ કે ભવિષ્યમાં શેઠ વળી આંડે રસ્તે ઉતરે નહીં."

"ઠીક, હું તો તારી સલાહ પ્રમાણે ચાલવાને બંધાયલી છું."

બાદ ભીખલો મધુરીને લઇને માતાનાં દેવળમાં ગયો, અને માતાના મંદિરમાં સાફસુફ કરાવી સઘળી ગોઠવણ કરી નાંખી, અને છેવટે મધુરીને માતા પાછળ છુપાવીને ભીખલો ગાડીનો વખત થતાંજ સ્ટેશનપર ગયો, અને ગાડી આવી પોહોંચતાંજ મધુરે તેમાંથી ઉતરીને ભીખલાને મળી પૂછયું "કેમ ભીખલા, બધી પૂજાની સામગ્રી તઇયાર છે કે?"

"હાજી. આપ પધારો, અને માતા સન્મૂખ પાઘડી ઉતારીને જે માંગણી કરવી હોય તે કરજો."

"મારે બીજી શી માંગણી કરવાની છે? ફક્ત મારી પ્રિયા મેળવવાની અરજ કરવી છે."

"તે કરજો, અને પછી માતા જેમ ફરમાવે તેમ કરવાને કબુલાત પણ આપજો."

"અરે તે તો જે ફરમાવશે તે કરવાને હું તઇયાર છું."

આટલી વાતચીત કરતાં તેઓ બંને માતાના મંદિર આગળ જઇ પોહોંચ્યા.

## પ્રકરણ ૧૫ મું.

### દોહરો.

માતાના મંદિર મધે, મળી મધુરીબાઈ;
મધુર મન રંજન થયો, સમજ્યો તે ચતુરાઈ!

### મળી—મળી—મળી!

મંદિરમાં પેસતાંજ મધુરે પોતાની પાઘડી ઉતારી, ને ભીખલાનાં કહેવા પ્રમાણે તે ઘુંટણીએ પડીને માતા સન્મૂખ વિનંતિ કરતો બોલ્યો "હે! માતા, મારી આપને એટલીજ વિનંતિ છે કે, મારી પત્નિને મેં કહાડી મૂકી છે, અને તેને માટે હવે મને ઘણો પસ્તાવો થાય છે. તેણીને મને પાછી મેળવી આપો તો આપ જેમ ફરમાવશો તેમ કરવાને હું તઇયાર છું."

તરતજ માતા (મધુરી) એ ફરમાવ્યું "જો તું એક પત્નિ



"સર્વ ખુશી ખુશાલીમાં મુંબઈ ગયાં." (પાનું ૨૬૦.)

વૃત્ત પાળે, વ્યભિચાર છોડી દે, ને સ્વ પતિ સાથે હળી મળીને રહે તો હમણાં તને તારી પ્રિયા મેળવી આપું."

"કબૂલ, માતાજી, કબૂલ! આપના ફરમાન પ્રમાણેજ હવે હું વર્તિશ માતાજી."

"તો આંખો મીંચીને ઉભો રહે." માતાજીએ જણાવ્યું.

મધુરે તરતજ હરખભેર ઉભા થઇને આંખો મીંચી કે ભીખલાની ઇશારતથી મધુરી તેજ પળે એકદમ બાહાર આવીને તે મધુરના પગ આગળ માથું નમાવીને અને હાથ જોડીને હાજર થઇ કે તરતજ મધુરે આંખો ઉઘાડીને જોતાં તે ચકિત થઇ ગયો, અને બોલ્યો, "વાહરે ચમત્કાર વાહ!" કહીને તે પોતાની પ્રિયાને ભેટી પડયો, અને માતાને દંડવત કરીને સર્વ બાહાર નીકળ્યાં, અને બીજી વાતો કરતાં તેઓ તરતજ ભીખલાના આગ્રહથી ભીખલાને મકાને ગયાં. ત્યાં થોડી મિનિટ શાંત પામીને તેઓ આનંદમાં બેઠાં, અને છેવટે ભીખલાએ તમામ ભરમ ફોડી દીધો! મધુર પણ ભીખલાની નિમક-હલાલીને માટે દંગ બની ગયો ને તે ને તેજ ઘડીએ પાંચસો રૂપિયાનું ઇનામ આપ્યું, તેમજ મધુરીની અરજ ઉપરથી ભીખલાનાં લગ્ન કરી આપવાનું પણ મધુરે વચન આપ્યું. બાદ ભીખલાના બાપે મધુરને થોડાંક બોધ વચનો કહ્યાં, અને ભવિષ્યમાં સીધે રસ્તે ચાલવાની સલાહ આપી, જે મધુરે પોતાનો કાન પકડીને સ્વિકારી. તે પછી તેઓ સર્વ ખુશી ખુશાલિમાં મુંબઇ ગયાં. મધુરીને બંગલામાં આવતી જોઇ તમામ નોકર ચાકરો પણ ખુશી થયાં, અને હવેથી તેમનો સંસાર સુધરી ગયો. તેઓ સુખાનંદમાં વર્ત્યાં, ને મધુરે પણ તમામ ફેલફિતુર મૂકી દેવાથી તેનો ગયલો પઇસો પણ વેપારરોજગારમાં પાછો મળ્યો, અને તે ઘણો સુખી થયો. બાદ તેણે પોતાનો દાખલો પોતાના પ્રથમના મિત્ર ચંડાળશંકરને આપવાથી તેણે પણ તમામ આડા રસ્તા મૂકી દીધા ને તેથી તે પણ સુખી થયો. "નીતિએ નારાયણ વસે" એ કહેવત મધુરને હવે સત્ય મનાઇ.

**સમાપ્ત.**

# તન મનનો મહારાજા.

## પ્રકરણ ૧ લું.

### દોહરો.

સાધન સુંદર શરીરનું, સુખદાયક સમજાય;
"રોયલ ટોનીક પીલ્સ" છે, વિધ વિધમાં વખણાય.

**" પહેલું સુખ તે જાતે નર્યા. "**

"સ્વામિનાથ, ઇશ્વરે આપણને દોલત મનમાનતી બક્ષી છે, ગાડી, વાડી, બાગ બગીચા, બંગલા આદિક મનપ્રસન્નતાનાં સુંદર સાધનો તો પરમેશ્વરે પુષ્કળ બક્ષ્યાં છે, પરંતુ અફસોસની વાત એ છે કે મારૂં તેમજ આપનું શરીર તદન નિર્બળ અને અશકિતથી લીન થઇ ગયા સમાન છે! પ્રાણનાથ, કોઇ વિદ્વાન જોષિને બો લાવીને આપણી જન્મપત્રિકા તો બતાવી જુઓ કે આપણાં શરીર સુધરેતેવો ગ્રહ કયારથી બેસે છે?" મનોહરાએ પોતાના પતિ પ્રત્યે જણાવ્યું.




"અરે વહાલી! "જોષિ, ડોસી ને વટેમારગુ" એમની તો વાતજ જવા દે! એ ખ્યાલ તું છોડી દે! તું મારા જેવા એક સુધરેલાની સુપત્નિના મગજમાં એવા જન્મોત્તરા-પુનર્માત્તરાના વેહેમ શાના ભરાઇ ગયા છે! એમાં કંઇજ વળે નહીં. એતો જે કાળે જે બનવાનું હોય તે બનેજ. જોષિની મગદૂર નથી કે છઠ્ઠીના લખેલા લેખ મિથ્યા કરી શકે! ત્યારે એવી વેહેમી વાતનો ખ્યાલ રાખવામાં માલ શો? એવા વેહેમનાં વાદળ મગજપર

ઘસી પડે તો આર મગજની ખરાબી નીપજે ને તેથી તનદુરસ્તીને આર અધિક હાની પહોંચે !" સુખલાલે પોતાની પ્રિયાને કહ્યું.

"તે સત્ય છે સ્વામિનાથ, પરંતુ જ્યારે નિરૂપાય જેવું થઇ પડે છે ત્યારેજ જન્મોત્તરી ને જોષીનું સ્મરણ થાય છે !" મનોહરાએ જણાવ્યું "આપ મનમાં મુંઝાઓ ને અમો બઇરાઓની મુંઝવણ બાહાર પડયા વગર રહેજ નહીં !"

"મુંઝાવાનું કંઇ કારણ નથી વહાલી. તનદુરસ્તીની નિરબળતા સુધારવા માટે મેં હમણાંજ એક પેપરમાં જાહેરખબર વાંચી હતી, અને તેમાં તે દવા શરીરની શકિતના સુધારાને માટે ઘણીજ સરસ છે, એમ જણાવવામાં આવ્યું છે." સુખલાલ બોલ્યો "કયા પેપ-રમાં વાંચ્યું હતું તે મને યાદ નથી, પણ ઘણું કરીને "ગુજરાતી" માં વાંચ્યું હતું."

"ઓહ ! તે પેપર તો આપણે ત્યાં આવે છે. લોની હું હમણાં ટેબલ પરથી લઇ આવું" કહીને મનોહરા તરતજ તે પેપર લઇ આવી, અને પોતાના પ્રાણનાથને આપતાં તેણી બોલી "લો વહાલા, આજ પેપર કેની ?"

"હા એજ." કહીને સુખલાલે તે પેપર ઉથલાવતાંજ જણા-વ્યું "આ રહી તે દવા. તેનું નામ "રાયલ ટૉનીક પીલ્સ" છે, અને તે નવી હનુમાન ગલીમાં મળે છે."

"આહા ! બરાબર છે. એજ દવાનું એક હેંડબીલ પણ મારા વાંચવામાં આવ્યું હતું, અને તે પણ કદાચ ટેબલપરજ છાપાઓના ઢગલામાં પડયું હશે. સબુર કરો હું શોધી લાવું" કહીને મનોહરા ટેબલ આગળ એકદમ ગઇ, અને બધાં છાપા ઉથલાવીને તેમાંથી પેલું હેંડબીલ શોધી કહાડયું, અને તેણીએ તે લાવીને સુખલાલના હાથમાં આપ્યું.

"એજ ! એજ ! એજ !" સુખલાલ કંઇક હરખાતો બોલ્યો "આ હેંડબીલમાં તે દવાની બિગત બરાબર લંબાણથી વર્ણવી છે, જે હું વાંચું છું તે સાંભળ." કહીને તેણે નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું.—

**આ ગોળીઓ** કેશર, કસ્તુરી, અંબર વિગેરે દેશી ઝાડ-પાલાઓમાંથીજ બનાવવામાં આવી છે. એની અંદર કોઇ પણ રસાયણિક ચીજો તેમજ પારો વિગેરે મેળવવામાં આવ્યો નથી, પણ ફક્ત દેશી વનસ્પતીમાંથીજ બનાવવામાં આવી છે. **આ ગોળીઓ** વાપરવાથી સ્વપ્નામાં જતી ધાતુ એકદમ બંધ થાય છે, અને હરઘડીએ પીશાબમાં ધાતુ જવાથી શરીરમાં જે જે નબળાઇ પેદા થાય છે તેનો એકદમ અટકાવ કરે છે. **“ રૉયલ ટૉનીક પીલ્સ ”** લોહીને વધારી અવયવોને તાકાત બક્ષે છે, ભૂખ વધારે છે, શરીરનું પોષણ કરે છે, એટલુંજ નહીં પણ **આ ગોળીઓ** ફક્ત ત્રણ દિવસ વપરાશમાં આવવાથી પોતાની અદભુત શકિત આબેહુબ બતાવે છે, અને આખાં શરીરે થતો દુખાવો, મગજે આવતી ચક્કરી, સ્ત્રી પુરૂષોના ગુપ્ત ભાગોની નબળાઇ વિગેરેને આ **“ રૉયલ ટૉનીક પીલ્સ ”** અજાયબ રીતે જાદુઇ અસર કરે છે, અને ગયલી મરદાઇ પાછી બક્ષે છે, તેમજ માથાનો દુ:ખાવો, સંધીવાથી હાથ પગનું રહી જવું, સાંધાઓમાં થતી કળતર, કમરનો દુ:ખાવો, આંખે ચક્કરી, છાતીમાં થતો દમ વિગેરેને મારી હઠાવે છે, અને કેળવણી લેતા વિદ્યાર્થીઓનાં મગજને પુષ્ટી આપી તેમની ઓછી થયલી યાદદાસ્ત શકિતને પૂર જોશમાં ખીલતી રાખે છે, તેમજ જઇફીએ પૂગેલા બુજરગોની લથડતી દેહને સુધારી તેમના શરીરમાં નવેસરથી જુવાની માફક જુસ્સો લાવે છે, અને નબળા બાંધાની કોમળ સ્ત્રીઓને પાણી જવાથી નબળી પડી વધારે પીલાયા કરે છે, અને હાડે બેઠેલા તાપ અને ખાંસીથી આખરે ઘાંસણી થાય છે તેને આ **“ રૉયલ ટૉનીક પીલ્સ ”** ખાધાથી તેમની રગોમાં જુવાની સરખું લોહી દોડતું કરી તેમનો ચેહેરો ગુલાબ સરખો બનાવે છે, અને સ્ત્રીઓનાં અનિયમીત સ્ત્રાવને અટકાવી ગર્ભસ્થાનને સુધારી ગર્ભ ધારણ થવા યોગ્ય બનાવે છે. વળી મરદ તથા ઓરતપણાની જરૂરની શકિત કોઇ પણ કારણથી કમજોર થઇ જાય છે તો તે કમશકિત દૂર કરવાને આ **“ રૉયલ ટૉનીક પીલ્સ ”** અજાયબ જેવી મદદ આપી તાકાત બક્ષે છે.

**વાપરવાની રીત:**—એક યા બે ગોળી દૂધ અથવા પાણી સાથે સવારે અને સાંજે ગળવી. ખોરાક પુષ્ટીકારક લેવો.

**કીંમત**—૩૦) ગોળીની બાટલીનો રૂ ૧-૪-૦

જથાબંધ લેનારને સારૂં કમીશન આપવામાં આવશે.

દરેક દવા વેચનાર પાસેથી મળશે.

**બનાવનાર તથા વેચનાર;**

## ગોવિંદજી દામોદરની કંપની.

**વિલાયતી જથાબંધ તથા છુટક દવા વેચનાર,**

નાં. ૫૭ નવી હરમાન ગલી—**મુંબઈ.**

હેંડબીલ વાંચી રહીને **સુખલાલે** જણાવ્યું "આ વાંચતાં તો તે ગોળીઓ ઘણી ગુણકારી હોવી જોઇએ. પરંતુ એવી છાપેલી વાતોપરથીજ કંઇ તે દવાપર એકદમ મોહી પડાય નહીં. માટે કોઇપણ પ્રકારે એ ગોળીઓની ખાત્રી તો મેળવવી જોઇએ."

"પણ વાપર્યાં વગર ખાત્રી શી રીતે મેળવશો પ્રાણનાથ?" **મનોહરાએ** પુછ્યું "એક બે સીસી લઇ આવો, તેનો ઉપયોગ કરી જુઓ, અને તે પછી ખાત્રી કરો."

"પણ ખાત્રી કીધા પહેલાં વપરાયજ નહીં તો! પહેલા ખાત્રી કરવી ને પછી વાપરવી; કેમકે અજાણી દવા લેવીજ નહીં, એ મારો પાકો ઠરાવ છે." **સુખલાલે** જણાવ્યું "માટે હું બાહાર નીકળીશ ત્યારે **ગોવિંદજી દામોદરની કુંપનીમાં** જઇશ; અને તેને પુછી જોઇશ કે એ ગોળીઓને માટે કોઇ જાણીતા ડાકટર કે ગૃહસ્થે સારાં સરટીફીકેટ આપ્યાં છે અથવા એ ગોળીથી ફાયદો થયો હોય એવો કોઇએ અનુભવી અભીપ્રાય આપ્યો છે? આ સઘળી ચોકસાઇ કીધાં પછી વાત."

"એ પણ સારી વાત છે પ્રાણનાથ." **મનોહરા** બોલી ત્યારે હમણાંજ ગાડી જોડાવીને જાઓ તો કંઇ હરકત છે? આપ ફરમાવો તો ઘોડાવાળાને હુકમ કરૂં?"

"ભલે." ઘોડાવાને કહે કે એક ઘોડો વિકટોરીયામાં જોડે."

સુખલાલે ફરમાવ્યું.

**મનોહરાએ** જોડાવાળાને તે પ્રમાણે હુકમ કીધો, અને ગાડી તઇયાર થાય તેટલામાં **સુખલાલે** કપડાં પહેર્યાં, અને પછી તરતજ ગાડીમાં બેસીને તે **મેસર્સ ગોવિંદજી દામોદરની કુંપની**, કે જેમની જાણીતી દુકાન નવી હનુમાન ગલીમાં આવી છે, ત્યાં ગાડી લેવડાવી.

---

## પ્રકરણ ૨ જું.

### દોહરો.

તપાસ ગોળીની કરી, **સુખલાલ શેઠ** ખાસ;
સરટીફીકેટ વાંચીયાં, રાખી નહીં કચ્ચાસ.

### ખાત્રી કરી.

**શેઠ સુખલાલ**ની ગાડી ઉપલી દુકાન આગળ જઇને ઉભી, અને ગાડીમાં બેઠાં બેઠાંજ શેઠે પુછયું "**ગોવિંદજી દામોદરની કુંપની** આ કે?"

દુકાનમાંથી જુવાબ મળ્યો "હા શેઠ કેમ, શું હુકમ છે?"

તરતજ શેઠ ગાડીમાંથી નીચે ઉતરીને દુકાનમાં એક ખુરસી પર જઇને બેઠા, અને પુછયું "**રાયલ ટાનીક પીલ્સ** તમે બનાવી છે?"

"હાજી."

"તે દવાને માટે તમે છાપામાં ઘણાં વખાણ છપાંવો છો તે વાંચીને હું તમારી દુકાને કેટલીક ખાત્રી કરવા આવ્યો છું. મેહેરબાની કરીને મને કહેશો કે તમારી તે ગોળીઓને માટે કોઇ સારાં સરટીફીકેટો તમોને મળ્યાં છે? જો હોય તો તે બતાવશો?"

"મ્હોટી ખુશીથી." દુકાનમાંથી કહ્યું "એ ગોળીને માટે અમને ઘણાંક સરટીફીકેટો મળેલાં છે, જેમાંથી આપ આટલાં વાંચો, અને

બીજાં પણ કહેશો તો બતાવીશું." કહીને સરટીફીકેટોનો એક ચોડ આપ્યો, જેમાંથી સુખલાલે નીચે પ્રમાણેનાં વાંચ્યાં:—

**ડાકટર ડી. નાયક દાંડેકર** એલ. એમ. એન્ડ એસ. લખે છે કે "મેસર્સ ગોવિંદજી દામોદરની કંપની તરફથી બનાવવામાં આવેલી રૉયલ ટૉનીક પીલ્સ વાપરવાને હું લોકોને મોહટી ખુશી સાથે ભલામણ કરૂં છું. મારા મત પ્રમાણે આ ગોળી ખાવામાં તદન ઇજા વગરની છે અને નરવસનેસની અશકિત ઉપર તે એક અસરકારક ઇલાજ છે."

**ડાકટર ફેરનાનડીસ** એમ. ડી. એલ. એમ. એન્ડ એસ. લખે છે કે "મારી લાંબા વખતની તબીબી અજમાયશ ઉપરથી હું જણાવવાને ખુશી છું કે, રૉયલ ટૉનીક પીલ્સ લોહીનાં અને નરવસનેસનાં દરદોને માટે ઘણી ઉપયોગી છે. આ ગોળી તદન ભાજીપાલામાંથી બનાવેલી હોવાથી તદન ઇજા વગરની છે. તે **ગોવિંદજી દામોદરની કંપની** તરફથી બનાવી સસ્તામાં વેચવામાં આવે છે."

વળી પ્રખ્યાત **શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસ માધવદાસ** લખે છે કે "રૉયલ ટૉનીક પીલ્સ ઘણી અસરકારક છે, અને ધાતુપુષ્ટિને માટે તે સહીસલામત રીતે વાપરી શકાય છે."

ઉપર શિવાય બીજાં પણ ખાત્રીપત્રો **સુખલાલને** બતાવવામાં આવ્યાં, અને તે જોઇને પ્રથમ તો તે વિચારમાં પડી ગયો, અને તેણે પૂછયું "વારુ ત્યારે તમારી આ ગોળીઓ કેમ વેચો છો ભાઇ?"

"એક બાટલીનો **સવા રૂપીઓ,** અને બાટલીમાં ત્રીસ ગોળી આવે છે." દુકાનમાંથી જણાવ્યું "એની પાછળ લીધેલી મહેનત તરફ જોતાં અને એ ગોળીમાં જે ઉમદા ને અમૂલ્ય ચીજો નાંખવી છે તેનો ખરચ જોતાં આ કીમત કંઇ વધારે નથી સાહેબ."

"કીંમત તો કંઇજ નથી. સબબ સવાર ને સાંજ જો એકેકી ગોળી લઇએ તો પણ પંદર દિવસ ચાલે. એટલે રોજના માત્ર એક આનો ને ચાર પઇ થઇ! એટલાજ પંદર દાહાડા સુધી જો કોઇ ડાકટરની દવા ખાઇએ તો કમમાં કમ ચારથી પાંચ રૂપીઆ થાય!

તો પછી તમારી આ ગોળીઓ ખરચની બાબતમાં તો કંઈજ નથી. ઠીક છે તો હાલ તરત મને બે શીશી આપો કે મને અને મારી વાઈફને બરાબર પંદર દિવસ ચાલશે. એટલા દિવસમાં કંઈ ફાયદો થાય છે કે કેમ તે જોયા પછી બીજી મંગાવીશ." સુખલાલે કહ્યું.

"બહુ સારૂં શેઠ." કહીને દુકાનમાં બેઠેલા માણસે તેને બે સીસી આપી, અને તેના પૈસા આપીને સુખલાલ "સાહેબજી" કહીને ત્યાંથી પાછો પોતાની ગાડીમાં બેસીને પોતાને મકાને આવ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### દોહરો.

ગોળી વાપરવી કરી, પતિ, પત્નીએ સંગ;
આઠ દિવસમાં તેમને, તેજી વાધી અંગ.

### ખરૂં તેજ ખરૂં.

"જો વહાલી, આ ગોળીઓ લઈ આવ્યો." સુખલાલે ઘેર જતાંજ પોતાની પ્રિયાને જણાવ્યું. "લે હવે એક સીસી તારી પાસે રાખ ને એક હું રાખું. દરરોજ સવાર ને સાંજે એકેકી ગોળી તું લેજે ને હું પણ તેમજ લઈશ. આપણ બંનેને બરાબર પંદર દિવસ સુધી એ ચાલશે; અને તેટલામાં આપણને કંઈ પણ ફાયદો થશે તો બીજી સીસીઓ જોઈશે તેટલી લઈ આવીશ. એ ગોળીઓને માટે અનુભવી ડાકટરોએ સારાં સારાં સરટીફીકેટો આપ્યાં છે. તે મેં પોતે વાંચી જોયાં, તેમજ કેટલાક પ્રખ્યાત શેઠીઆઓના સરટીફીકેટો પણ મેં વાંચી જોયા, અને તે વિગેરે બીજી પણ કેટલીક રીતે મને ખાત્રી મળી ત્યારેજ હું લાવ્યો છું. મંટોડું કદી કસ્તુરીમાં ગણાતું નથી, પીતળ કદી સોનામાં ખપતું નથી, અને સૂરજ કદી પણ ઢાંકેલો રહેતોજ નથી. તેવીજ રીતે જે સારી વસ્તુ છે તે ન્યાયપણે કદી પણ નબળા કહી શકાતીજ નથી. માટે હવે ખાત્રીની બાબતમાં વિશેષ તો એજ કે આપણે પોતે એનો અનુભવ લઈએ. કેમ ઠીક કેની?"

"હાસ્તો વળી."

ગોળી લીધાં પછી **મનોહરલાલ** તથા **સુખલાલ** કંઈક પ્રફુલ્લિતતામાં પ્રસંગોપાત વાતો કરે છે એટલામાં એક મિત્ર **મંગળદાસ** આવી પહોંચ્યો. તેને જોતાંજ **સુખલાલ** બોલી ઉઠયો. "આહ લો! **મી. મંગળદાસ,** આપ નામદાર ઘણે બધે દાહડે ક્યાંથી ભૂલા પડયા? મુંબઈમાં હતા કે કંઈ બાહારગામ ગયા હતા? પણ ભાઈ સાહેબ, તમીરા મોં ઉપર હવે તો સરસ લાલી આવેલી લાગે છે જો! મે તમને મહિના દાહડા ઉપર જોયા હતા ત્યારે તો તમારૂં શરીર જાણે તવાઈ ગયલા જેવું ને ચેહેરો પણ ફીકોફચ જણાતો હતો! અને હવે તો મોઢાં ઉપર સારી તેજી જણાય છે! હં! હવે તબીયત કેમ છે?

"હવે તો તબીયત ઘણી સુધરી ગઈ, અને અગાઉનાં કરતાં શરીરમાં શક્તિ પણ સારી આવી છે." **મંગળદાસે** જણાવ્યું "એ તો ગોવીંદજી દામોદરની કુંપનીની બનાવેલી "**રૉયલ કૅમીક પીલ્સ**" ની ત્રણ ચાર બાટલી વાપરી તેથીજ આટલું શરીર સુધરી ગયું! ખરેખર એ દવા ઘણી ફર્સ્ટ કલાસ છે, અને પુષ્ટીને માટે તો અત્યંત અસરકારક છે."

"ઑલ રાઈટ! ત્યારે તો હું કહું છું કે આજેજ હું એ ગોળીઓની બે સીસી લઈ આવ્યો છું, અને અમે બંને જણાંએ આજથીજ તે વાપરવા પણ માંડી છે." **સુખલાલે** જણાવ્યું.

"તો અવસ્ય તમને ફાયદોજ થશે." કહીને **મંગળદાસે** બીજી વાતચીત કરીને વિદાયગિરી લીધી.

---

## પ્રકરણ ૪ થું.

### દોહરો.

લાભ થયો ગોળી થકી, શરીર સુધર્યાં પૂર;
નિર્બળતા નાહાસી ગેઈ, વાધ્યું શકિત શૂર.

### ફાયદાને વાયદા કેવા?

આઠ દિવસમાં **સુખલાલ** તેમજ **મનોહરલાલને** તે ગોળીઓથી સ-

હજ ફાયદો જણાયો, અને પંદર દિવસમાં તો તેમને દેખીતો ફાયદો માલમ પડયો, અને તેથી સુખલાલ વળી પાછો મેસર્સ ગોવિંદજી દામોદરની કુંપનીની દુકાન પર જઈને અરધો ડજન સીસીઓ લઈ આવ્યો.

**લાવણી.**

સુ.–શરીરને સુધારવા માટે, દેશી ઔષધ જો વપરાય;
દેશી દવામાં સાંપ્રત સમયે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય ૧
મ.–વહાલા મારા યોગ્ય વદો છો, એ ગોળી ગુણકારી ગણાય;
કેશર કસ્તુરી અંબરની, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૨
સુ.–દેશી ઝાડ પાલાઓમાંથી, એ ગોળી અકશીર બનાય;
રસાયણ નહીં તેમાં તેથી, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૩
મ. શરીરની શક્તિને માટે, સબળ ગણો ગોળી ઉપાય;
લોહી સુધારવા ઉત્તમ જાણો, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૪
સુ.–મગજની જે નિરબળ હાલત, તે આ ગોળીથી સુધરાય;
ધાતુપુષ્ટી માટે ઉમદા, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય; ૫
મ.–તનદુરસ્તી તર કરવાને, તન મનમાં સૂખો સચવાય;
સ્ત્રી પુરૂષો બંનેને માટે રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૬
સુ.–રૂષ્ટ પુષ્ટ અંગેથી થાયે, ધાતુ કિંચિત નહીંજ તવાય;
શરીર સુખનો દીપક દેખો, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૭
મ.–જેઓ એ ગોળી વાપરશે, તેઓ એનાં સદગુણ ગાય;
અનુભવથી ખાત્રી થાયે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૮
સુ.–શરીર સુધર્યાં આપણાં સારાં, આપણને થઇ એની સાહ્ય;
દેશી દવાને ધન્યવાદ છે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૯
મ.–પ્રાણપતિ ઓ પ્યારા મારા, જે જન એ ગોળીઓ ખાય;
કુદરતની શક્તિ તે પામે, રૉયલ ટૉનીક પીલ્સ વખણાય. ૧૦

**ગોવીંદજી દામોદરની કંપની,**
**નાં. ૫૭, નવી હનુમાન ગલી, મુંબઈ.**